# જીવનું ઝેર



ભારતી સાહિત્ય સંઘ

### નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧ | સંજીવની | ૨—૦—૦ |
| ૨ | પચાસ વર્ષ પછી– | ૧—૪—૦ |
| ૩ | પ્રાયશ્ચિત્ત ભાગ ૧ | ૨—૦—૦ |
| ૪ | ,, ભાગ ૨ | ૨—૦—૦ |
| ૫ | એ પત્ની કોની? | ૨—૦—૦ |
| ૬ | આવતી કાલ | ૨—૮—૦ |
| ૭ | મંગલમૂર્તિ | ૨—૦—૦ |
| ૮ | દીન ધ્રુવ | ૨—૦—૦ |
| ૯ | ધરતી | ૧—૮—૦ |
| ૧૦ | બંધન અને મુક્તિ | ૨—૦—૦ |
| ૧૧ | જાગતા રે'જો (પૂર્વાર્ધ) | ૨—૦—૦ |
| ૧૨ | ,, ,, (ઉત્તરાર્ધ) | ૧—૮—૦ |
| ૧૩ | ઘરભાણું | ૧—૮—૦ |
| ૧૪ | વિરાટ જાગે છે ત્યારે | ૧—૮—૦ |
| ૧૫ | જગતનો તાત | ૨—૦—૦ |
| ૧૬ | પથેર પાંચાલી | ૨—૦—૦ |
| ૧૭ | પતન અને પ્રાયશ્ચિત્ત | ૨—૮—૦ |
| ૧૮ | અહંકાર | ૧—૮—૦ |
| ૧૯ | પશ્ચિમના સમરાંગણે | ૧—૮—૦ |
| ૨૦ | જીવનનું ઝેર | ૨—૦—૦ |

### વાર્તાઓ

| | | |
|---|---|---|
| ૧ | અંતરની વ્યથા | ૧—૪—૦ |
| ૨ | અખંડ જ્યોત | ૧—૮—૦ |
| ૩ | ઝાંઝવાંનાં જળ | ૧—૪—૦ |
| ૪ | રૂપદાની | ૧—૪—૦ |
| ૫ | પ્રદક્ષિણા | ૧—૮—૦ |
| ૬ | પશ્ચિમની કલાકૃતિઓ | ૧—૪—૦ |
| ૭ | જીવનસરિતા | ૧—૪—૦ |

### જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| ૧ | મુસ્તફા કમાલ | ૧—૮—૦ |
| ૨ | મહાન મુસાફરો | ૧—૮—૦ |
| ૩ | વૈજ્ઞાનિક જગત | ૧—૪—૦ |

### ચિંતન

| | | |
|---|---|---|
| ૧ | ગુલામીની શૃંખલા | ૨—૮—૦ |
| ૨ | સાહિત્યસમીક્ષા | ૨—૮—૦ |
| ૩ | સત્તાવન | ૧—૮—૦ |
| ૪ | સાહિત્ય અને પ્રગતિ | ૨—૮—૦ |

### પ્રકીર્ણ

| | | |
|---|---|---|
| ૧ | આલબેલ (કાવ્યસંગ્રહ) | ૧—૮—૦ |
| ૨ | રાજકોટ—સત્યાગ્રહ | ૦—૮—૦ |

### हिन्दुस्तानी

| | | |
|---|---|---|
| १ | संजीवनी | २—०—० |
| २ | शोभा | २—८—० |
| ३ | प्रायश्चित्त भा. १ | २—०—० |
| ४ | ,, भा. २ | २—०—० |

# *Tata* ૫૦૧ "સ્પેશ્યલ" સાબુ




શુદ્ધ
સ્વદેશી

ચરબી
વગરનો

TOMCO

- આ સાબુ સફેદ કપડાં હમેશાં સફેદ રાખે છે.
- કપડાંને બહુ જ ઓછો લગાવવો પડે છે તેથી સાબુનો બચાવ થાય છે.
- કોઈ પણ કીમતી કપડાં ધોવા માટે આદર્શ સાબુ છે.

· બનાવનાર ·




ધી તાતા ઓઈલ મિલ્સ કં. લિ.

તાતાપુરમ્ અને મુંબઈ

ભારતી – પ્રકાશન : ૮૨

# જીવનનું ઝેર

લેખક

હરજીવન સોમૈયા



અંજલિ ગ્રંથમાળા

ભારતી સાહિત્ય સંઘ

વર્ષ છઠ્ઠું ] પો. બો. નં. ૭૩ : અમદાવાદ [ પુસ્તક બીજું

ઉત્ક્રાંતિના વિચારો ફેલાવતું લગભગ
બારસો પાનાંનું સાહિત્ય નીચેના
લવાજમે ઘેર બેઠાં મળે છે.

| | દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|---|
| કાચું પૂઠું | ૩-૦-૦ | ૩-૮-૦ | ૪-૦-૦ શિ. ૭ |
| પાકું પૂઠું | ૪-૦-૦ | ૪-૮-૦ | ૫-૮-૦ શિ. આઠ |



મૂલ્ય

| ગ્રાહકને | છૂટક |
|---|---|
| ૧-૪-૦ | ૨-૦-૦ |

પ્રકાશક
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
પો. બો. નં. ૭૩ : અમદાવાદ

મુદ્રક
મણિલાલ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટા રસ્તો : અમદાવાદ

## લેખક તરફથી

મૌલિક નવલકથા લખવાનો આ મારો પ્રથમ જ પ્રયાસ છે એટલે એને પ્રગટ કરતાં એની સફળતા–નિષ્ફળતા વિષે સાશંક હોઉં તે સ્વાભાવિક છે, અને તેમાં યે એ અપરિચિત ભૂમિનાં અપરિચિત વાતાવરણ, વસ્તુ અને કાળ ઉપર રચાઈ છે એટલે તો એની સફળતા વિષે વિશેષ શંકા રહે છે. બે હજાર વર્ષ ઉપરના રોમના ઇતિહાસમાં થઈ ગયેલ બાદશાહ નીરોની માતા એગ્રિપીનાની ઘટનાઓએ મને એટલો આકર્ષી લીધો કે એ આલેખવાનો મારાથી નિર્ણય થઈ જ ગયો. એ પછી આ વસ્તુને શક્ય એટલો ન્યાય મળે તે માટે ઇતિહાસ-ગ્રંથો અને ચિત્રસંગ્રહો જોયા, વાતાવરણ સમજવા માટે 'સાઈન ઑફ ધ ક્રૉસ' નામની અંગ્રેજી ફિલ્મ જોઈ અને 'ડાર્કનેસ એન્ડ ડૉન' નામની એક અગ્રેજી નવલકથા પણ મળી એટલે વાંચી નાખી. નવલકથાની કલાની ત્રુટિઓ જેટલી નિવારી શકાય તેટલી નિવારવા માટે મારા પ્રિય અને લેખક તરીકે આપણી ભાષામાં સારા ખ્યાતિ પામેલા એવા મિત્રની સારી એવી મદદ પણ લીધી, છતાં ય આમાં ત્રુટિઓ તો હશે જ એમ મને લાગે છે; છતાં જે છે તે મને ગમે છે ને સૌને ગમશે એવી આશા રહે છે એટલે આ પ્રગટ થવા દઉં છું.

આ પ્રસ્તાવના લખવાનો મુખ્ય હેતુ તો જે વસ્તુ ઉપર આ કથાનું સર્જન થયું છે તેની ઐતિહાસિકતા તપાસવાનો છે.

"Strike the womb that bore the monster

–રાક્ષસને પેદા કરનારીને બરાબર મારો" પુત્રને આમ કહેનારી માતાનું જીવન કેવું હોવું જોઈએ ? રોમના ઇતિહાસમાં આ માતા–એગ્રિપીના વિષે મેં વાંચ્યું. એ મહત્ત્વાકાંક્ષી હતી, એની મહત્ત્વાકાંક્ષા એટલી ભયંકર હતી કે એનાથી ડરી એના સગા ભાઈએ એને દેશવટે મોકલી દીધી, એના સગા પુત્રે એને કેદ કરી રાખી, એને મરાવી નાખવાના પ્રયત્નો કર્યા અને અંતે મારી નાખી. એણે ત્રણ ત્રણ તો પતિઓ કર્યા. વાયકા એવી છે કે એણે બીજા પતિ ક્રિસપસ પેસિનસને મારી નાખી તેની અઢળક દોલતનો વારસો મેળવ્યો. ત્રીજા પતિ રોમન બાદશાહ ક્લૉડિયસ, જે એના સગા કાકા પણ થતા હતા, તેને ઝેર આપ્યું; બીજા પણ કેટલાકો સાથે એણે પ્રેમનું છળ આદર્યું હતું. કાવતરાં, ક્રૂરતા અને આપખુદ સત્તાની તો એ મૂર્તિ હતી. આટલું જાણ્યા પછી એગ્રિપીનાની એક મહા ભયંકર મૂર્તિ આંખ સામે ખડી થતી હતી. પણ એને વિષે લખવામાં આવેલી કેટલીક નાની અને ગૌણ બાબતો એવી પણ મેં વાંચી કે જેની ઉપરથી મને લાગ્યું કે એગ્રિપીના કેવળ ભયંકર જ નહિ હોય. એને માથે ચારિત્ર્યભ્રષ્ટતાનો જે ભયંકર આરોપ ઇતિહાસકારોએ મૂક્યો છે* તેમાં પણ મને સત્યનો અંશ ઓછો લાગ્યો, કારણ કે એની સાથે બીજી જે કેટલીક બાબતો આવતી હતી તેની સાથે એ વાત સંગત લાગે તેવી નથી. મારી પાસે અત્યારે બે પુસ્તક સિવાય બીજાં પુસ્તકોની ઐતિહાસિક નોંધો રહી શકી નથી, પણ જે બે પુસ્તકોની નોંધો છે તે પુસ્તકોમાં હકીકતો સવિસ્તૃત છે અને એના લેખકો જાણીતા છે, એટલે એ ઉપરથી પણ હું એવું માની શક્યો કે એગ્રિપીનાની સિઝર (રાજ-સત્તાધારી) બનવાની જે મહત્ત્વાકાંક્ષા હતી તે જ્યાં સુધી સિદ્ધ નહોતી

---

* ચાર્લ્સ મેરિવેઈલ પોતાના 'રોમન્સ અન્ડર ધ એમ્પાયર'ના છઠ્ઠા ગ્રંથને ૩૧૧ મે પાને એટલી હદે લખે છે કે એને એના પુત્ર સાથે પણ અશિષ્ટ સંબંધ હતો. ડબ્લ્યુ. એસ. રોબિન્સનના 'શૉર્ટ હિસ્ટરી ઑફ રોમ'માં (પાન ૩૮૮) પણ એગ્રિપીનાને અમલદારો સાથે અશિષ્ટ સંબંધ રાખતી કહી છે.

થઈ ત્યાં સુધી જ એણે ધન અને લાગવગ મેળવવા પ્રેમનો દંભ કરેલ, અને જરૂર જણાયે લગ્નો પણ કરેલ; પણ સિદ્ધિ પ્રાપ્ત થયા પછી તો એ ઘણા યોગ્ય માર્ગે જ વહેલ અને તેમાંથી જ એને મહત્ત્વાકાંક્ષા એટલે શું, શા માટે અને એનું આખરી નિશાન કયું એના વિચારો આવ્યા. આ મંતવ્યને ઇતિહાસની નીચેની વિગતોનો આધાર છે.

રોમન પ્રજાનો સ્વભાવ ખૂબ લાગણીવશ અને ચારિત્ર્યના ખ્યાલવાળો હતો, આ વસ્તુ સર્વસ્વીકાર્ય છે. આ સ્વભાવને કારણે રોમનોમાં આપઘાતના બનાવો બહુ બનતા. ચારિત્ર્યનો ખ્યાલ તો એમનો એટલો બધો હતો કે માબાપ જુવાન છોકરાને વિષે એવું જાણે કે એ ગેરમાર્ગે છે તો તેઓ તેને વારસાહક્કમાંથી દૂર કરે. આવા સ્વભાવની રોમન પ્રજા એગ્રિપીના જો ચારિત્ર્યભ્રષ્ટ હોત તો એને પ્રેમ ન કરી શકત—જ્યારે વસ્તુસ્થિતિ જુદી જ જણાય છે. પ્રજા એગ્રિપીનાના માનને વશ થઈને દેશવટો પામેલા સેનેકા નામના સરદારને સ્વદેશ આવવાની છૂટ આપે છે.* નીરો માતાને દૂર કરતાં ડર સેવે છે કે રખે પ્રજા ઉશ્કેરાય. નીરોનો શરૂઆતનો રાજ્ય–અમલ ખૂબ સરસ ગણાયો છે અને સારા શાસનને માટે 'કિવન્કવેનિયમ નીરોનિસ' એ શબ્દપ્રયોગ થતો. નીરોનો શરૂઆતનો રાજ્ય–અમલ એટલે એગ્રિપીનાનો જ અમલ. કારણ કે ૧૪ વર્ષની ઉંમરે ગાદી પર આવેલ અને મહત્ત્વાકાંક્ષી માતાની શેહમાં જ રહેલ નીરો સ્વતંત્ર રીતે કશું કરી શકે તે બનવાજોગ નથી. એની ૧૯ વર્ષની ઉંમરે (ઈ. સ. ૫૯માં) એણે એગ્રિપીનાને મારી નાખી અને ત્યાર પછી પાંચ વર્ષમાં તો એ સ્થિતિ આવી પડી કે રોમમાં છ દિવસ સુધી ચાલેલી અને જેને પરિણામે અર્ધું રોમ ખાખ થઈ ગયું તેવી ભયંકર આગ લગાડનાર તરીકે નીરોનું નામ પ્રજામાં ફેલાયું. એટલે એગ્રિપીનાના

* આ અને આવી બીજી હકીકત માટે 'રોમન્સ અન્ડર એમ્પાયર' ગ્રંથ ૬ ઠ્ઠો, પાનાં ૩૧૧ થી ૩૧૭. એ જ રીતે 'શોર્ટ હિસ્ટરી ઓફ રોમ' (રોબિન્સન) પાનાં ૩૮૪ થી ૩૯૦ જુઓ.

જતાં તો નીરો બેલગામ બન્યાનો પુરાવો મળે છે. એથી સાબિત થાય છે કે એગ્રિપીનાનું જ શાસન સુશાસનનું કારણ હતું. ચારિત્ર્યભ્રષ્ટ સ્ત્રીને માટે એ સંભવિત છે? વળી એગ્રિપીનાએ તો પોતાના પતિ ક્લૉડિયસની બીજી પત્ની મેસાલિનાને કાવતરું કરીને મારી નખાવેલ, તે મેસાલિનાનાં બાળકો બ્રિટાનિકસ અને ઑક્ટેવિયાને યોગ્ય માન આપી તેનું ધ્યાન રાખતી. ઑક્ટેવિયા સાથે નીરોનું સગપણ અને પછી લગ્ન પણ થયેલ. એ ઑક્ટેવિયા સિવાય બીજી કોઈ સ્ત્રીની ઇચ્છા ન કરવા માટે એ નીરોને સમજાવતી.* 'બ્રિટાનિકસ જીવતો છે માટે એગ્રિપીના આટલી જોરમાં છે એમ બોલીને નીરોનો મંત્રી સેનેકા નીરોને માતા વિરુદ્ધ ઉશ્કેરે છે.' (મેરિવેઇલ અને રોબિન્સનના ઉપરોક્ત ઇતિહાસગ્રંથોમાંથી) આ વસ્તુ બતાવે છે કે એગ્રિપીના બ્રિટાનિકસને હેત કરે છે.આથી એમ પણ સમજાય છે કે એગ્રિપીનાને નિર્દોષ મેસાલિનાને મારી નખાવ્યાનો પશ્ચાત્તાપ પણ થતો હતો. એગ્રિપીનાની ચારિત્ર્યભ્રષ્ટતા માટે સેનેકાનું નામ પણ એગ્રિપીના સાથે બોલાય છે તે વસ્તુ પણ બરાબર ઠરતી નથી, કારણ કે ઉપર નોંધેલા વાક્ય પ્રમાણે તો સેનેકા એગ્રિપીનાને દૂર કરાવવા માગતો હતો; એગ્રિપીના પોતાના પુત્ર સાથે પણ શિષ્ટ સંબંધમાં નહોતી એ વાત તો હાસ્યજનક જ લાગે છે. ચોપન વર્ષની ઉમરે નીરોને સિઝર બનાવ્યા પછી પાંચમે વર્ષે કે જ્યારે નીરોની ઉમર ૧૯ વર્ષની હતી ત્યારે તો એગ્રિપીનાનું મૃત્યુ થયું. ઉમરના આ તફાવતમાં એ શક્ય માની શકાય? એટલે એગ્રિપીના માટે રજૂ કરવામાં આવેલી હકીકતોમાં ઘણી ઊણપો મને લાગે છે. જો એનો સમભાવથી વિચાર કરવામાં આવે તો એગ્રિપીનાનું ચારિત્ર્ય, ખાસ કરીને સત્તા મળ્યા પછી, સારું જ હોવું જોઈએ. એણે પ્રજાનો પ્રેમ મેળવ્યો હતો અને એને ભૂતકાળનાં કામોનો પશ્ચાત્તાપ પણ થયો હતો.

* એફ્. ડબ્લ્યુ. ફેરારની નવલકથા 'ડાર્કનેસ એન્ડ ડૉન'માં ફેરારના કથન મુજબ, એ નવલકથા લગભગ ઇતિહાસનું જ સ્વરૂપ છે એટલે, આ વસ્તુને ઐતિહાસિક માની છે.

આવું વિધાન તારવ્યા પછી મેં એ એગ્રિપીનાનું આ નવલકથામાં ચિત્ર આલેખવા પ્રયત્ન કર્યો છે.

એગ્રિપીનાએ આ નવલકથામાં બતાવ્યા પ્રમાણે પ્રજાજાગૃતિ માટેના પ્રયત્નો કર્યા અને જિસસની આજ્ઞાઓના જુદા જ અર્થો કર્યા એ વાત ઐતિહાસિક છે કે નહિ એની સાબિતી માટે મારી પાસે કશું સાધન નથી. ફેરારની 'ડાર્કનેસ એન્ડ ડૉન' એ નવલકથામાં કે ઇતિહાસમાં પણ એ વિષે સ્પષ્ટતાથી કશું કહેલ નથી, પણ મને લાગ્યું કે એગ્રિપીનાને પોતાનાં ભૂતકાળનાં કર્મોનો પશ્ચાત્તાપ હતો, બ્રિટાનિકસ કે જે ખ્રિસ્તી અનુયાયીના સંપર્કમાં આવતો હતો (ફ્રેરારની નવલકથા અને ઇતિહાસકાર મેરિવેઇલિનું કથન), તેની ઉપર એને વાત્સલ્ય હતું અને પ્રજા કે જેનો મોટો ભાગ ગરીબ હતો અને જેની ઉપર ખ્રિસ્તના ઊગતા ધર્મની અસર હતી તેનો તેણે પ્રેમ મેળવ્યો હતો, એટલે મને એમ માનવામાં ને વસ્તુને એ રીતે વાર્તામાં ગૂંથતાં વાંધા જેવું ન લાગ્યું કે એણે ખ્રિસ્તીધર્મનો પરિચય મેળવ્યો હતો, અને એના મૃત્યુ પછી પ્રજા વધુ ને વધુ જાગ્રત થતી ગઈ હતી તે તો ઇતિહાસની હકીકત છે.

જેમ એગ્રિપીનાના ચારિત્ર્ય વિષે મેં મારું જુદું મંતવ્ય તારવ્યું તેમ જ એક બીજા મહત્ત્વના પાત્ર વિષે પણ મેં જુદું જ મંતવ્ય તારવ્યું છે. એ પાત્ર તે રાજમંત્રી નાર્સિસસનું. નાર્સિસસ ટાઇબેરિયસના સમયમાં રોમમાં હતો કે નહિ તેની ખબર નથી પડતી (એ મેં ઐતિહાસિક નવલકથાની એક છૂટ લીધી છે) પણ કલૉડિયસના સમયમાં તો એ હતો, કલૉડિયસનો એ મંત્રી હતો, એ અને ચિકિત્સક ક્ષેનોફોન ગ્રીસથી આવેલા હતા એ ઐતિહાસિક સત્ય છે. નાર્સિસસ એગ્રિપીના સાથે શિષ્ટ સંબંધમાં નહોતો એવું મેરિવેઇલ અને રોબિન્સન કહે છે પણ ફેરાર એ કથનને માન્ય નથી કરતા. એ તો બતાવે છે કે નાર્સિસસ ખૂબ ઉમદા પુરુષ હતો, રાજભક્ત હતો, રાજાના વંશની શુદ્ધિ અને સળંગતા માટે એ મેસાલિનાને મૃત્યુદંડ આપે છે અને

નીરોને બદલે બ્રિટાનિકસ (મેસાલિનાનો પુત્ર) ગાદી પર આવે તેવી તેની ઇચ્છા છે. એગ્રિપીના તેનાથી છાની રીતે જ ક્લોડિયસને મારી નાખે છે. બ્રિટાનિકસને ગાદીએ લાવવાની તેની ઇચ્છાની વાત તો ઇતિહાસકારો પણ સ્વીકારે છે. ક્લોડિયસ તો સાવ ભીરુ, અસંયમી અને માંદલો હતો છતાં એનું રાજ્ય બહુ પંકાયું એમ ઇતિહાસકારો કહે છે, તો તેનો યશ નાર્સિસસને કે જે ક્લોડિયસનો મંત્રી હતો તેને જ મળી શકે એ સમજી શકાય એવું છે. એ કારણે મેં નાર્સિસસના પાત્રને એક આદર્શ પાત્ર બનાવ્યું છે.

સિઝર ટાઇબેરિયસના અંતિમ જીવનને પણ મેં પશ્ચાત્તાપમય બતાવ્યું છે તેનાં પણ આવાં જ કારણો છે. એ માટે તો ટાઇબેરિયસની મૃત્યુસમયની એક ઇચ્છા – 'મારા પછી ગાદી જર્મનીકસના પુત્રને મળો, મારા પૌત્રને નહિ' એ જ મને બસ લાગ્યું.

આમાંની મોટા ભાગની અને મુખ્ય બાબતો સીધી ઐતિહાસિક જ અથવા ઇતિહાસમાંથી મેં તારવેલા મંતવ્ય પર રચાયેલી છે. પાત્રો અને પ્રસંગો પણ એવાં જ છે. વન્સીમસ, પુડલાસ, લોકસ્ટા, એસીરોનિયા અને બીજાં નામ વગરનાં પાત્રો ઐતિહાસિક ન કહી શકાય. એમનું થોડું કામ અને થોડું ચરિત્ર મેં ફ્રેરારની નવલકથા પરથી લીધેલ છે.

આમાં ફ્રેરારની નવલકથાનો ઉલ્લેખ બહુ આવે છે એટલે રખે કોઈ એવી શંકા કરે કે મેં એની ઉપરથી આ નવલકથા લખેલ હશે. બંને નવલકથાનાં વસ્તુ, હેતુ, કાળ, શૈલી, પ્રસંગો વગેરે તદ્દન જુદાં જ છે. એ કાળનું અને એ પ્રજાનું માનસ, વાતાવરણ અને ઐતિહાસિક હકીકતોનું જ સામ્ય બંને વચ્ચે હશે, બાકી એ નવલકથા નીરોના જ શાસન–કાળ વિષે અને ખ્રિસ્તીધર્મનો વિકાસ બતાવવા માટે જ આલેખાઈ છે, જ્યારે મેં એની પહેલાંની વાત લીધી છે અને નીરોના અમલ અને ખ્રિસ્તીધર્મના વિકાસનો તો આમાં સામાન્ય સ્પર્શ થવા દીધો છે, એ જો કોઈ આ બંને નવલકથા વાંચે તો સમજાઈ જાય–બંને વચ્ચે અસીમ અંતર છે.

એક બીજી વાત. એક અમેરિકન લેખક ચીનની વાત લખે અને પછી આપણે તે આપણી ભાષામાં અનુવાદ કરીને ઉતારીએ, તે કરતાં આપણે જ ચીનનો અભ્યાસ કરીને ચીનની વાત લખીએ તો આપણું સાહિત્ય વધુ સમૃદ્ધ થાય, આપણી પાસે લખવાના વિષયો વધુ ખુલ્લા થાય અને આપણામાં શ્રમનું તત્ત્વ પણ આવે એમ મને લાગ્યું છે. આવી દૃષ્ટિએ મેં આરંભેલ આ પ્રયાસમાં જે કંઈ કચાશ હશે તેને પ્રેમી વાચકો ક્ષમ્ય ગણશે અને વિવેચકો સમભાવે ત્રુટિઓ બતાવી ભવિષ્યમાં મારાથી કોઈ વધુ આવો પ્રયત્ન થવાનો હોય તો મને માર્ગદર્શક બનશે એવી આશા રાખું છું.

આ નવલકથાનો પ્રવેશક મુ. ચુનીલાલ વર્ધમાન શાહ લખવાના હતા. આપણે ત્યાં ઐતિહાસિક નવલકથા લખનારાઓમાં એમનું સ્થાન પહેલી હરોળમાં છે. આ પ્રયત્ન એમને ગમશે જ એવી મને શ્રદ્ધા હતી એટલે મેં પ્રવેશક માટે એમને વિનતિ કરેલી અને એમણે હર્ષપૂર્વક સ્વીકારી મને ઉત્સાહ આપેલો; પરંતુ બન્યું એવું કે શારીરિક અસ્વસ્થતાને કારણે હું સમયસર નવલકથા પૂરી કરી શક્યો નહિ અને મને એ તો ખ્યાલ જ ન રહ્યો કે આવી નવલનો પ્રવેશક લખવા માટે એમને પણ અભ્યાસ કરવો પડે. મારી આ ભૂલને લઈ આ નવલકથા એક સુંદર પ્રવેશકથી વંચિત રહે છે, તેનું મને દુઃખ છે. મુ. ચુનીભાઈનો જે જવાબ આવ્યો તે અહીં મૂકીને સંતોષ લઉં છું અને આશા રાખું છું કે આ પુસ્તકમાં નહિ તો 'પ્રજાબંધુ'માં તો એમનો પ્રવેશક હું વાંચી શકીશ.

સારંગપુર, તળિયાની પોળ, અમદાવાદ
તા. ૩૧–૮–૪૦

**ભાઈશ્રી હરજીવન સોમૈયા,**

તમારો પત્ર મળ્યો છે. વિગત જાણી છે.

તમારી નવલકથાનો પ્રવેશક લખવાનું મેં માન્ય રાખ્યું ત્યારે મેં માનેલું કે તમારી નવલકથા અને મૂળ Darkness & Dawnનાં વાચન તથા અભ્યાસ માટે હું એકાદ માસ ગાળી શકીશ અને પછી તેનો પ્રવેશક હું

લખીશ. તમારા પત્ર ઉપરથી જણાય છે કે એટલો સમય મારે માટે તમે રહેવા દીધો નથી. એટલે મને વસ્તુતઃ એ જ યોગ્ય લાગે છે કે તમે મને એ પ્રવેશક લખવાની ફરજમાંથી મુક્ત કરો.

બીજું એ પણ છે કે અત્યારે હું કામના બોજા તળે ખૂબ દટાઇ ગયો છું. એકાદ બે વ્યાખ્યાનો માથે લટકે છે, એક નવલકથા લખવા માંડી છે જે નવેંબરમાં પૂરી કરવી છે, વચ્ચે અઠવાડિયું પ્રવાસમાં ગાળવું પડે તેમ છે, અને હવે 'પ્રજાબંધુ – ગુજરાત સમાચાર'નો દિવાળી – અંક તૈયાર કરવાનો બોજો આવી પડ્યો છે. પહેલાં આ વર્ષે દિવાળી – અંક બહાર ન પાડવાનો ઇરાદો હતો, હવે એ વિચાર બદલાયો છે અને અંક તૈયાર કરવાનો છે. આ બધા બોજાની વચ્ચે પ્રવેશક લખવા અને તે માટે જરૂરી વાંચન કરવાનો હું પૂરતો અવકાશ મેળવી શકીશ કે કેમ એ પ્રશ્ન છે. જેવા અકસ્માતો તમને નડ્યા તેવા જ મારા શિરે આવ્યા છે, એટલે જ મારી આ માંગણી છે.

તમારા પત્ર ઉપરથી મને લાગ્યું છે કે તમે નવલકથા લખવામાં જેવી રીતે ખૂબ શ્રમ લીધો છે તેવી જ રીતે કલાયુક્ત મૌલિકતા લાવવા પણ ખૂબ મથન કર્યું છે. યુરોપના ઇતિહાસ – પ્રસંગને ગુજરાતી લેખકને હાથે અર્ધ-સ્વતંત્ર રીતે આલેખાવાના પ્રયાસો પણ આપણે ત્યાં નજૂજ થયા છે અને એવો જ તમારો આ પ્રયાસ છે, તે તમારી મહેનત અને કલાવિધાન જોતાં આકર્ષણ કરે તેવો પ્રયાસ છે. મને પત્રમાં લખેલી વિગતોનો ઘટતી રીતે મેળવીને પ્રવેશક તમે લખશો તો મારા કરતાં વધારે સારી રીતે લખશો એમ પણ મને લાગે છે.

એજ વિનંતિ.

લિ. ચુનીલાલ વર્ધમાન શાહના
યથાયોગ્ય

અંતમાં એક મિત્રનો આભાર માનવો જોઇએ. આ સર્જનમાં અને મારાં તમામ સર્જનમાં જેમનો હિસ્સો છે તે મારાથી એટલા બધા નજીક છે કે આભાર માનવામાં ઔચિત્યભંગ જણાય છે અને તેથી જ એ લાગણીને અંતરમાં સંઘરી રાખું છું.

મુંબઇ
૧૨ : ૯ : '૪૦

હરજીવન સોમૈયા

# અનુક્રમણિકા

## ૧

# ભયંકર ચુપકીદી !

**ભયાનક ચુપકીદી !**

ઘનઘોર કાળું જંગલ જ્યાં હુહુકાર કરે છે, મુડદાંઓના ઢગ ચૂંથતાં ગીધ–સમળી ચિત્કારથી હવાને ગજવે છે અને એ પહોર પહેલાં તો એ રોમન સૈનિકો કે જેમની ૭ ફૂટ ઊંચી કાયા, ઘૂંટણ સુધી પહોંચતા બાહુ, લોઢાના મોટા ગોળા જેવા ખભા, દરિયો ઊંચો આવ્યો હોય તેવી છાતી, અને વીજળીના ઝબકારા જેવી આંખો અને એક કૂદકે એક વાંસ આગળ ધસી આવીને ઝબાક કરતી જેમની તલવાર એક ઝટકે કેળનો થંભ કાપે તેમ માથું કાપી લે તેવો તેમનો ચમકાર જોઈને જંગલી જર્મનો ચીસ પાડી ઊઠતા તે રોમન સૈનિકોની જ અત્યારે ભયથી આંખો ફાટી ગઈ છે, તેમનાં અંગોમાંનું લોઢું ઓગળી જઈને જાણે ધરતી પર ઢળી ગયું છે અને હવે તેઓ માત્ર ધૂળ–માટીનાં ફોફાં જ રહ્યા છે. દુશ્મનોને ડરાવવા

જેઓ પહાડને ફાડી નાખતો હુંકાર કરી શકતા તે અત્યારે ગળામાંથી પાતળી હવાને પણ કાઢી શકતા નથી. ચૂપ! ચૂપ રહો સૌ! જો જરાકે અવાજ કાઢ્યો તો બાદશાહ કેઈયિસની તલવારની અણી એ અવાજ કાઢનાર ગળામાં પેસી જવાની, જેમ–

ઈમીલિયસ લેપિડસનું ખૂન થયું હતું. લેપિડસ રોમન સૈનિકોનો માનીતો સરદાર હતો. રોમનગરનો એ રંગીલો શહેરી હતો એટલે રોમન નાગરિકોનો લાડીલો હતો. એક વખત જ્યારે રોમનું કોઈ ધણી નહોતું ત્યારે જર્મનોને શહેરમાં ધસી આવતા રોકવા માટે રાજકુમારી એગ્રિપીનાને તયાર કરી તેની જોડે ઘોડે ચડનાર એ હતો. તે દિવસથી યુદ્ધના સાજમાં એને ઘોડે ચડેલો જોવા લોકો બહુ ઉત્સુક રહેતા. હજી ચાર મહિના ઉપર જ લોકોએ એને બહુમાન સાથે શસ્ત્રસજ્જ ઘોડા પર બેસાડ્યો હતો, અને બાદશાહને આડકતરી રીતે કહેવાયું હતું કે લેપિડસનું પૂરું માન સચવાય. લેપિડસનો વાળ પણ વાંકો ન થાય તેવી પ્રજાની તીવ્ર ઇચ્છા છે.

બાદશાહે હસીને કહ્યું હતું, "રોમનગરનો જ નહિ પણ સમસ્ત રોમન સામ્રાજ્યનો લેપિડસ ઉમદા પુરુષ છે. એની કુળની શ્રેષ્ઠતા અને ધનની વરિષ્ઠતા બાદશાહને પણ સન્માનીય છે."

એ લેપિડસનું મૃત્યુ દુશ્મન સામે લડતાં લડતાં નહિ, દુશ્મનનો પીછો લેતાં ઝપટ દેતા ઘોડા પરથી ઊથલી જતાં અકસ્માતથી નહિ, નદી ઓળંગતાં મગર સાથેના યુદ્ધમાં નહિ પણ કોઈ હલકટ દગાખોરની છૂપી તલવારની અણીથી થયું!

કોણ હતો એ કોઈ હલકટ દગાખોર? આટલા બધા સૈનિકોમાંથી કેમ કોઈ પ્રશ્ન પણ કરતું નથી? કેમ કોઈ જવાબ આપતું નથી? ખૂનીને પકડવાને કેમ કોઈ ધરતીને ઉથલાવી નાખતું નથી?

પ્રશ્નો નકામા છે. કોઈ ખૂન માટે પૂછવાનું નથી. કોઈ ખૂની

માટે તપાસ કરવાનું નથી. કારણ કે ખૂની છે ખુદ બાદશાહ–બાદશાહ કેઈયસ જર્મનીકસ.

સામાન્ય રીતે કેઈયસ કોઈ ને પોતાનાથી ડરવાનું કારણ આપતો નહિ. એ કહેતોઃ 'જો મારા સૈનિકો મારાથી ડરશે, જો મારી પ્રજા મારાથી ડરશે તો મારે એમનાથી ડરતાં રહેવું પડશે. રાજાઓના ઇતિહાસો એ જ વાત બોલે છે. ઇતિહાસમાંથી હું ધડો લેવા માગું છું.' કેઇયસ એ માટે પોતાની પાસે અંગરક્ષકો પણ રાખતો નહિ.

પણ વાસ્તવિક રીતે જેનાથી કદી કોઈ ડરતું નથી તેનાથી જ સૌ ખૂબ ડરતા હોય છે–એટલા બધા કે જ્યારે ડર ખુલ્લો થવાનો પ્રસંગ આવે છે ત્યારે ડરથી સૌની છાતીનાં પાટિયાં બેસી જાય છે.

રાતના અંધારામાં જ્યારે લેપિડસ મેદાનનું નિરીક્ષણ કરી આવી છાવણીમાં પાછો ફરતો હતો ત્યારે અચાનક એની આગળ એક કાળો ઓળો કૂદી આવ્યો. લેપિડસ એકદમ પાછો હઠી ગયો. કમ્મરે લટકતી તલવાર તરફ એનો હાથ ગયો કે એને ચેતવણી મળીઃ 'એવો કંઈ પ્રયત્ન ન કરશો.' લેપિડસે અવાજ પારખ્યો. બાદશાહ કેઇયસનો એ અવાજ.

"આપ ?" એણે પૂછ્યું.

"હા, એગ્રિપીનામાં-મારી સગી બેનમાં–સિઝર બનવાની મહત્ત્વાકાંક્ષા આપ જ વાવનાર ને પોષનાર ને ? ભાઈની પાસેથી એ રીતે બેનને ઝૂંટવી લેનાર આપ જ ને ? મહત્ત્વાકાંક્ષા ! મહત્ત્વાકાંક્ષા નહિ, મૂર્ખાઈ ! દુનિયાની મોટામાં મોટી મૂર્ખાઈ ! એગ્રિપીના મહત્ત્વાકાંક્ષાને એનું જીવન કહે છે, ખરું ? જીવન નહિ, હું કહું છું ઝેર. એગ્રિપીના સિઝર થશે, એટલે પછી આપ...હાં, ખેંચો આપની તલવાર, હું તલવારનું દ્વંદ્વ રચવા આવ્યો છું. કાઢો આપની તલવાર. છાવણીમાં સૈનિકો વચ્ચે કે દિવસે, આપણે એ ખુલ્લે દિલે ન લડી શકીએ માટે અહીં આવો સમય પસંદ કર્યો છે. તૈયાર ?"

"મારી ઇચ્છિત વસ્તુ આખરે મને મળી ખરી." લેપિડસ બોલ્યો ને એણે તલવાર ખેંચી.

પણ દ્વંદ્વમાં આજે લેપિડસ નીચે પડ્યો. કેઇયસનો એક પગ અને તેની તલવારની અણી લેપિડસની છાતીને ભીંસી રહ્યાં. એ જ સમયે કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો. કેઇયસે દોટ મૂકી.

પાછળ એક પહેરેગીર આવતો હતો. લાંબી પાતળી અને ચપચપ દોડતી વ્યક્તિને એણે જોઈ. લેપિડસ પડ્યો હતો ત્યાં એ આવ્યો. નીચે વળ્યો. લેપિડસ મૃત્યુ પામ્યો હતો. પહેરેગીરના શ્વાસ જાણે ઊડી ગયા. કેઇયસ દોડ્યો હતો તે દિશા તરફ એની નજર ખોડાઈ ગઈ. બાદશાહની આકૃતિને એણે ઓળખી લીધી. એ મનમાં બબડ્યો–"સિઝરે લેપિડસનું ખૂન કર્યું?"

"આ ભલો ગણાતો બાદશાહ આવો ભયંકર છે?" હેબત ખાઈને પહેરેગીર પોતાના તંબૂમાંના ભાઈબંધો પાસે દોડી આવ્યો. 'બાદશાહ ભયંકર છે, બાદશાહે લેપિડસનું ખૂન કર્યું."

"બાદશાહે ખૂન કર્યું? લેપિડસનું ખૂન? નવી વાત, બાદશાહ ભયંકર છે, બાદશાહે લેપિડસનું ખૂન કર્યું." એકે બીજાને કહ્યું.

સવાર ઊગતાં તો આખા લશ્કરમાં વાત ફેલાઈ ગઈ: "બાદશાહ ભયંકર છે, બાદશાહે લેપિડસનું ખૂન કર્યું."

ભયથી બધાનાં કાળજાં ઠરી ગયાં. એ ભયમાં ઘોર તીખાશ હતી. એવી તીખાશ તો લેપિડસના કાળજામાં ઘૂસી ગયેલ તલવારની અણીમાં પણ નહોતી. એ ભયનાં ઊભાં તીખાં ભાલાં જોઈને આસમાનમાં ઊડતી સમળીઓ અદ્ધર જ થંભી ગઈ હોવી જોઈએ. પ્રલયના પૂરવેગે દોડતી એમેઝોન અને કોંગો નદીની પેઠે દોડ્યાં આવતાં જંગલીઓનાં ધાડાં આડે મોટા પહાડ ઊભા થઈ ગયા હોવા જોઈએ.

સૈન્ય જ્યારે રોમના દરવાજામાંથી બહાર નીકળ્યું ત્યારે છેલ્લો જયઘોષ કરી લેવા નાગરિકોએ ભૂલથી સિઝરને બદલે લેપિડસનો જય પોકાર્યો હતો અને સૈનિકોએ સાદ પુરાવ્યો હતો. એ લેપિડસ જો યુદ્ધમાં પડ્યો હોત તો એના નામનો એ કરતાં યે મોટો જયઘોષ ઊઠ્યો હોત. એ જયઘોષથી દેવતાઓના પણ કાન ચમકી ગયા હોત. એની વેદિ પર ધૂપનાં એવાં વાદળ ચડ્યાં હોત કે ખેડૂતો એને જોઈને ચિંતામાં પડ્યા હોત કે આ આડંબર વરસાદનો તો નથી ? જો એ તૂટશે તો ખેતરો બધાં ડૂબી જશે ! એના મૃત્યુને ઊજવવા ચિતા આગળ મલ્લયુદ્ધો થયાં હોત અને કોઈક ગુલામનો બલિ પણ અપાયો હોત–પણ અત્યારે તો લેપિડસના નામનો પણ કોઈ ઉચ્ચાર કરી શકતું નથી.

ભયંકર ચુપકીદીએ હવાને પકડી રાખી છે.



૨

## એ મારી બેન નથી

લેપિડસને મારીને કેઈયસ ભાગતો હતો. હવામાં ફફડાટ કરતા લાંબા કાળા ઝભ્ભાને શરીર સાથે એક હાથે લપેટી વાંકો વળીને એ દોડતો હતો. બીજા હાથમાં લેપિડસના લોહીથી ખરડાયેલી તલવાર ખુલ્લી રહી હતી તેનું જાણે એને ભાન નહોતું. એને ભય હતો કે, આજ સુધી એણે કહ્યા કર્યું હતું કે પોતાને કદી ખૂન નહિ કરવું પડે. કારણ કે તે કોઈ પ્રત્યે મનમાં આશંકા રાખતો નથી, તે વાત આજ રખે ખુલ્લી પડી જાય.

તંબૂઓની બનેલી એક શેરીમાંથી એ દોડ્યો જતો હતો. દૂર દૂરથી પહેરેગીરોના ઓળા દેખાતા હતા. તંબૂમાં ઊંઘતા સૈનિકોનાં નસકોરાંનો અવાજ આવતો હતો. ગીધ-સમળી અને શિયાળોની લારી સંભળાતી હતી. પગ નીચે રેતી કચડ કચડ થતી હતી ને ઠંડો પવન સૂસવતો હતો. પણ તે કશાનું તેને ભાન નહોતું.

અચાનક એની છાતી સાથે કશુંક તીક્ષ્ણ ભીંસાયું. એ એકદમ પાછો પડીને નીચે બેસી ગયો ને એના હાથમાં ખુલ્લી રહેલી તલવારે ઊંચે ઝાટકો માર્યો. એની સામેની નડતર જાણે ઢીલી થઈ ગઈ. ઝબ કરતો એ પાછો ઊભો થઈ ગયો. પોતાની સામે પોતાના જ જેવી પાતળી ઊંચી ને લાંબા ચહેરાવાળી, પણ ચહેરા પર વધુ વેધક તીક્ષ્ણતા ધારેલી, એક વ્યક્તિને આંખના પલકારામાં એણે જોઈ લીધી.

ત્યાં તો એને બીજી વધુ વ્યક્તિનાં પગલાં પોતાના તરફ આવતાં સંભળાયાં. એણે જોયું કે એના સામેની વ્યક્તિ એક બાજુ થઈ ગઈ છે, એટલે એ એકદમ આગળ દોડી ગયો.

કોઈ ન દેખે તેમ ગલીકૂંચીઓમાં થતો એ પોતાના તંબૂના ઝાંપા આગળ પહોંચ્યો ત્યાં સુધી એને ભણકારા વાગ્યા કર્યા કે જાણે કેટકેટલા લોકો એને જોઈ રહ્યા છે.

એના તંબૂની કોઈ પહેરેગીર ચોકી ન કરતો. કેઈયસે પોતે એની મનાઈ કરેલી. 'બીજાની દયા ઉપર હું જીવવા નથી માગતો' એણે કહ્યું હતું, પણ આજે એ એ ભૂલી ગયો. એનાથી બૂમ મરાઈ ગઈ: "કોઈ સૈનિક ?"

થોડે દૂર એક ચોકમાં એક ઓટલા પર સંત્રીઓનો નાયક ઊભો હતો. બાદશાહના તંબૂ તરફથી બૂમ આવતી સાંભળીને એ દોડ્યો:

"સિઝર–!" નાયકે નજીક આવીને કેઈયસને નમન કર્યું.

"બરાબર ચોકી કરો છો ને ?" કેઈયસ બોલ્યો.

નાયક પ્રશ્નથી નવાઈ પામ્યો. પણ એણે વિના વિલંબે જવાબ આપ્યો, "જી, બરાબર પહેરો છે. આ પહોર પછી બે સંત્રી વધુ ગોઠવાશે."

કેઈયસ વધુ કંઈ ન બોલ્યો, એ અંદર ચાલ્યો ગયો. કેઈયસના તંબૂને દરવાજે સંત્રીઓ આજે પહેલી વાર મુકાયા.

કેઈયસ વિરામાસન પર પડ્યો. એનું હૃદય હજી પણ ધબકતું હતું. એની આંખો સામે ઘડી પહેલાં વીતી ગયેલા બનાવનાં ચિત્રો સજીવ બનીને તરવા લાગ્યાં. લેપિડસનું શબ હજી ખૂનમાં નાહતું હતું. પણ ત્યાં તો એની અંદર કેઈયસે પોતાનું શબ નાહતું દીઠું. એ ધ્રૂજી ગયો. ગળામાંથી ચીસ ન નીકળી જાય તે માટે એણે મોં આડે હાથ દાબી દીધો.

પણ એને લાગ્યું કે એથી એનું ગળું દબાય છે. એણે આંખોને ખેંચીને જોયું. એને દેખાયું કે એગ્રિપીના એનું ગળું દાબી રહી છે. ફાટી આંખે એ ચિત્ર જોઈ રહ્યો. એગ્રિપીના એને ગૂંગળાવતી હતી. એના ગળામાંથી આછી ચીસ નીકળી ગઈ–" ઓહ, બચાવો, હઠાવો, મારો આ એગ્રિપીનાને ! એ મારી બેન નથી, એ મારી દુશ્મન છે."

એની ચીસ સાંભળીને દરવાજે ઊભેલો પહેરેગીર અંદર દોડી આવ્યો. "સિઝર–?" એણે આશ્ચર્યથી પૂછ્યું. કેઈયસ એ વખતે બેભાન બની ગયો હતો. ડરથી પહેરેગીર બહાર દોડ્યો. એણે નાયકને બોલાવ્યો. નાયકે રાજમંત્રી કેસિયસ શેરિયાને બોલાવ્યો.

કેસિયસ શેરિયા રાજમંત્રી હતો પણ કેઈયસનો બાલપણનો મિત્ર પણ હતો. એ કેઈયસને ઘણી વાર 'સિઝર–બાદશાહ' એમ સંબોધવાને બદલે લોકોમાં એનું જે પ્રચલિત નામ હતું તે 'કેલિગુલા' એવું નામ આપીને પણ સંબોધતો. એ આવ્યો ત્યારે કેઈયસ સ્વસ્થ થઈ ગયો હતો.

"શું થયું હતું કેલિગુલા ?" શેરિયા બોલ્યો.

"અહીં એગ્રિપીના આવી હતી ?" કેઈયસે પૂછ્યું.

"એગ્રિપીના ? સિઝરની બેન ? ના, એ અહીં કેમ આવે ? એ આવી પણ શકે નહિ–આપની રજા ન હોય ત્યાં સુધી. બહાર પહેરેગીરો ઊભા છે." શેરિયા બોલ્યો.

"મારે તને એક વાત કહેવી છે, બીજાઓ તંબૂની બહાર ચાલ્યા જાય." કેઈયસ બોલ્યો. તરત નાયક પહેરેગીર સૌ નમન કરીને બહાર ચાલ્યા ગયા.

કેઈયસ બોલ્યોઃ

"શેરિયા, મને એગ્રિપીનાનો ભય લાગે છે."

"હા...હા...હા!" શેરિયા હસ્યો. "આપને ભય? કેમ, કંઈ બન્યું હતું?"

"હું થોડી વાર પહેલાં બહાર નીકળ્યો હતો ત્યારે મારી સામે એક વ્યક્તિ તલવાર લઈને ધસી આવી હતી. એની તલવારને તો દૂર ઉડાડી દીધી પણ મને ભય છે કે એ પોતાનો પ્રયત્ન ફરી કરે. એ વ્યક્તિ મારા જેવી જ હતી. મારા જેવી તો એગ્રિપીના જ છે. જુલિયા પણ અહીં છે, પણ એની અને મારી દેહકાઠીમાં ઘણો ફરક છે. અને જુલિયા કરતાં એગ્રિપીનાની મહત્ત્વાકાંક્ષા, હિંમત અને શક્તિ તો અનેકગણી વિશેષ છે. એગ્રિપીનાનો કંઈ ઉપાય કરવો જોઈએ." કેઈયસ બોલ્યો.

"એ કંઈ અઘરી વાત નથી." શેરિયા બોલ્યો.

"એ કેવી રીતે?"

"આપ સિઝર છો, આપ હુકમ કરો એટલે એ કોઈ પણ રીતે થઈ જાય."

કેઈયસ થોડીવાર ચૂપ રહ્યો. એના મગજમાં વિચારોનું ઘમસાણ ઊઠ્યું. જેમ એની પહેલાંના સિઝર ટાઇબેરિયસ કરતા, તેમ એણે કરવું? એગ્રિપીનાનું ખૂન કરાવી નાખવું? એ વિચારે એનાં અંગોમાં ઝણઝણાટી બોલાવી દીધી. એનું આજ સુધીનું શિક્ષણ એ વિચારને સહન કરી શકે તેવું નહોતું. ટાઈબેરિયસના મૃત્યુસમયના શબ્દો આ જ ક્ષણે ટાઈબેરિયસ બોલી રહ્યા હોય તેમ એના કાનમાં ઝણઝણ થવા લાગ્યા. ખૂન કરવું–કોઈને મારી નાખવો એ તો ટાઈબેરિયસને

મન મરેલ માંસ કાપવા બરાબર હતું. એના જેવા વજ્રહૃદયને પણ મૃત્યુટાણે એ કૃત્યોનો વસમો ઘા લાગ્યો હતો. શાંતિ માટે વલખાં મારતા એના પ્રાણની છબી કેઈયસ સામે ચિતરાઈ રહી. કેઈયસ બોલ્યો, "ના, ખૂન તો નહિ."

"ત્યારે?" શેરિયા બોલ્યો. "ખૂન એ જ કાંઈ એક ઉપાય નથી. અહીં ન્યાયસભા તો નથી, નહિ તો એની પાસેથી એના મૃત્યુદંડની આજ્ઞા મેળવી શકાત. પણ યુદ્ધમાં લશ્કરી કાયદો હોય છે, આપ કોઈ વ્યક્તિને આપની ઇચ્છા મુજબ સજા કરી શકો છો. એ તો ખૂન નહિ કહેવાય ને?"

"એ ખૂન ન કહેવાય? ખરેખર?" કેઈયસ બોલ્યો ને વિચારમાં પડ્યો.

"પણ એને માટે કંઈ બહાનું તો જોઈએ ને? રાજ્યપ્રણાલી તો એમ કહે છે." કેઈયસ ફરીને બોલ્યો.

"અહીં યુદ્ધમાં રાજ્યપ્રણાલીનો પ્રશ્ન કોણ ઉઠાવનાર છે?" શેરિયા સહેજ હસીને બોલ્યો.

"સૈન્ય પૂછે તો ખરું. અને ન પૂછે તોપણ મારે કંઈક કારણ તો આપવું જોઈએ. હું એમ બતાવવા ઇચ્છું છું કે મને અંગત રીતે કોઈનો ભય નથી—" એ થોડી વાર અટક્યો ને ફરી અધૂરું મૂકેલ વાક્ય પૂરું કરવા બોલ્યો,

"પણ સમૂહને માટે એ ભયકારક છે, માટે એ–" વળી એ અટક્યો:

"પણ તોપણ એને કંઈ વજૂદદાર કારણ વિના તો દેહાંતદંડ કેમ આપી શકાશે?" કેઈયસે માંડ પૂરું કર્યું.

"સિઝરમાં આજે આટલું બીરુપણું ક્યાંથી આવી ગયું તેની મને નવાઈ લાગે છે. આપે ટાઈબેરિયસ દાદાનો ઇતિહાસ નથી જાણ્યો શું? તેઓ કદી કંઈ કારણ શોધવા બેસતા નહોતા. તેઓ એટલા

નિર્ભય હતા કે બેધડક રીતે ગમે તેને ગમે તેવી સજા ફટકારી દેતા. ગમે તેનું ગમે તે રીતે ખૂન કરી-કરાવી નાખતા. રાજસભા કે ન્યાયસભાનો પણ એમને ડર નહોતો. આપને આટલો ડર કેમ લાગે છે? કોનો લાગે છે? લશ્કર કશું કરવાનું નથી. સિઝરની બેનને સિઝર સજા કરે ત્યારે લશ્કર શા માટે એની યથાર્થતામાં કંઈ જ શંકા ઉઠાવે?"

કેઈયસ ચૂપ રહ્યો. એ વિચારમાં માથે હાથ દઈને પડયો રહ્યો.

"ત્યારે સવારે સભા મળે તે માટે આપના વતીની આજ્ઞા હું ફેરવું?" શેરિયા થોડી વાર પછી બોલ્યો.

"હા–" અચકાતાં અચકાતાં કેઈયસે સંમતિ આપી.

"અને એમાં આપે કંઈ જ બોલવું નહિ પડે. આપ માત્ર હાજરી આપશો તેટલાથી ચાલશે. આપની હાજરીમાં આપના વતી હું એગ્રિપીનાને મૃત્યુદંડ સંભળાવી દઈશ."

કેઈયસે એનો ઉત્તર ન વાળ્યો. ભવિષ્યના વિચારોમાંથી એનું મગજ છૂટું થતું જ નહોતું.

"ત્યારે, મને રજા છે?" શેરિયાએ રજા માગી.

"હા, પણ રહો." કેઈયસ બોલ્યો. શેરિયા જવા માટે પાછળ ડગલું ભરતો હતો તે એમ ને એમ ઊભો રહી ગયો.

"જુલિયા–એગ્રિપીનાના મૃત્યુ માટે મને જવાબદારને જુલિયા –મારી નાની બેન છોડશે? એ નાનપણથી એગ્રિપીનાની સાથે જ રહી છે, અહીં પણ એ એગ્રિપીનાના કામમાં મદદરૂપ થવા એની સાથે આવી છે. એ વેર લેવાનો યત્ન નહિ કરે?"

"તો એને માટે પણ એ જ સજા તૈયાર છે."

"ના, ના, એક સામટાં ત્રણ—ના, બે ખૂન, એ ખૂન જ કહેવાય, એક સામટાં આટલાં ખૂન–"

"તો એને દેશવટો આપી શકાય."

કેઈયસ સંમતિમાં નિરુત્તર રહ્યો.

"વિશેષ કંઈ હુકમ છે ?" શેરિયા બોલ્યો.

"ના, જાઓ તમે."

શેરિયા ગયો.

શેરિયા ગયો ને પેલી ભીતિ કેઈયસના મગજમાં જોરપૂર્વક ધસી આવી.

"જાઓ, જાઓ, બધા જાઓ." કેઈયસે વિરામાસન પાછળ માથું લટકતું નાખી દીધું.

ધીરે ધીરે રાત જતી હતી ને શાંતિ પથરાતી હતી. વિચારોથી શૂન્ય બનીને કેઈયસનું મગજ શાંત બનતું હતું. 'લેપિડસ ગયો, સારું જ થયું. એગ્રિપીના જશે, તદ્દન ભયમુક્ત બનીશ; ફરી, હું ગાદીએ બેઠો ત્યારે જેવો નિર્ભય હતો—જે સ્વાભાવિક અને જીવવા જેવું જીવન જીવતો હતો તે જીવવા માંડીશ' આ વિચારે એને શાંતિ વળતી હતી. ખૂન એના માનસને બંધબેસતું થતું નહોતું. એગ્રિપીનાને પણ દેહાંતદંડ આપી શકાય એ વિચારની છાયા ક્ષણ અર્ધી ક્ષણ મગજમાં આવીને ચાલી જતી હતી. વિવિધ માનસપલટાવાળી એ રાત કેઈયસ માટે હતી.

સૂર્ય ઊગી ગયો, કેસરિયાં કરવા મોકલતી હોય તેમ કેસરનાં છાંટણાં ઉષાએ વનવૃક્ષો અને વેલાઓ પર છાંટયાં. કેઈયસ તંબૂની બારી આગળ આવ્યો, બારીનો પડદો હળવેથી દૂર કરી પૂર્વમાં એ દૃશ્યને જોઈ રહ્યો. અચાનક એનું ધ્યાન એક આછા કોલાહલ તરફ ગયું. એણે સામે જોયું તો સૈનિકોનું એક ટોળું એની સામેથી ભાગતું હતું. કેઈયસ તંબૂને ચીરીને કૂદતો એમની તરફ દોડ્યો ને બૂમ મારી, "થોભી જાઓ !"

સૈનિકો ઊભા રહી ગયા. કેઈયસ પણ ઊભો રહ્યો. એણે બીજો હુકમ આપ્યો, "આગળ આવો."

સૈનિકો ગભરાતા ગભરાતા આગળ આવ્યા.

"શી બાબત હતી ?" કેઈયસ બોલ્યો.

કોઈ બોલ્યું નહિ. કેઈયસે એક જણા તરફ તલવારની અણી નોંધીને કહ્યું, "તમે બોલો, આટલા જણ કેમ એકઠા મળ્યા હતા ?"

પેલો બોલી શકતો નહોતો પણ કેઈયસનો સીનો અને એની આંખો જોઈ ને એ ગભરાતો ગભરાતો બોલ્યો, "માફ કરો, સિઝર."

"હું પૂછું છું, બાબત શી હતી ?" કેઈયસે ત્રાડ મારી.

સિપાહીઓએ કેઈયસને હમેશાં મૃદુ અને પ્રેમાળ રૂપમાં જ જોયો હતો. રાત્રે એમણે એને વિષે જે વાત સાંભળી હતી તે એમને સાચી લાગી. ઉપરથી શાંત રહીને અંદર આવું રૂપ ધારણ કરી રાખનારો માણસ ખૂબ ખૂબ ભયંકર હોઈ શકે તે શંકા એમને સાચી લાગી.

પણ એમનામાં એક જણ, જે સૌની પાછળ ઊભો હતો તે, કંઈક સ્વસ્થ લાગતો હતો. એ એકદમ આગળ આવ્યો ને નમન કરીને બોલ્યો, "મને સિઝર પૂછતા નથી છતાં હું જવાબ દઉં છું, સિઝર બેઅદબી માફ કરે, પરંતુ આ ગભરાઈ ગયેલ સૈનિક યોગ્ય રીતે જવાબ આપી નહિ શકે માટે હું બેઅદબી કરું છું. સિઝરના પ્રશ્નનો જવાબ કંઈ ગૂંચવનારો નથી. અત્યારે આરામનો સમય છે, અમે સૌ ફરતા હતા. હમણાં નાસ્તાનો સમય થશે એટલે સૌ જઈશું."

"જુઠ્ઠી વાત." કેઈયસ જોરથી બોલ્યો. "એ તો સ્વાભાવિક સ્થિતિ કહેવાય. જો સ્વાભાવિક સ્થિતિ હોય તો મને જોઈને નાસભાગ કરવાનું તમને શું કારણ હોય ?"

જવાબ આપનાર જરા ગૂંચવાયો. એણે એક ક્ષણ વિચાર કરી લીધો, પછી કહ્યું:

"સિઝર ન્યાયી છે, સિઝર નિર્ભય છે એટલે મારા જેવો મામૂલી માણુસ કંઈ બોલે તેમાં તથ્ય ન હોય તો મને માફ કરશે, મારી ભૂલ સુધારશે."

"બોલો."

"સરદાર લેપિડસનું રાત્રે ખૂન થયું."

"સરદાર લેપિડસનું!" કેઈયસે ખોટું આશ્ચર્ય બતાવ્યું. પોતે પકડાઈ તો નહિ ગયો હોય તેવી આશંકામાં એના ચહેરા પર કંઈક ગભરામણના ભાવ પથરાયા.

એ જ સમયે એક તીણી ભેરી સંભળાઈ. સૈનિકો ચમકયા. એકમેકના સામું તેઓ જોવા લાગ્યા. કેઈયસને એકદમ આમનાથી છૂટવાની ઇચ્છા થઈ આવી હતી. તેણે કહ્યું, "શાનો અવાજ?"

"સૈનિકોને ભેળા થવાનું આ અવાજ કહે છે."

"ઓહ, જાઓ જાઓ, ફરજ બજાવો તમારી."

સૈનિકો વ્યવસ્થિત રીતે નમન કરીને ચાલતા થયા. કેઈયસને હવે યાદ આવ્યું કે રાત્રે શેરિયાને એણે સભા ભરવાની વાતમાં સંમતિ આપી હતી. એ તંબૂ તરફ ચાલ્યો.

તંબૂમાં આવ્યો ત્યારે શેરિયા એની રાહ જોતો હતો. "સભા મળવાનો હુકમ આપી દીધો. આપ તૈયાર થાઓ છો ને?"

કેઈયસ થોડીવાર ચૂપ ઊભો રહ્યો, પછી બોલ્યો, "બળવો થાય તેવું તો નથી લાગતું ને?"

"કંઈ કારણ લાગે છે?"

"સૈનિકો લેપિડસનું ખૂન થયાની વાત કરતા હતા."

"એ તો મેં પણ જાણેલ છે." શેરિયા બોલ્યો.

"એ લોકો મારું તો નામ નથી લેતા?"

શેરિયા હસ્યો, "કેલિગુલા, હજી શિક્ષક પાસે શીખતા ત્યારના જેવા જ રહ્યા છે! આપનું નામ, તેથી શું? આપે પોતે ખૂન કર્યું હોય તોપણ શું?"

"નહિ શેરિયા, મને સમજણુ પડતી નથી. મને મારા પ્રાણુ માટે ભય નથી, મને મારા બળ માટે ભય છે. હું નિર્બળ છું, મેં ખૂન કર્યું એ એનો પુરાવો. મારા આત્માના બળમાં શંકા ઉપસ્થિત થાય તે મને પસંદ નથી. હું તેનાથી ડરું છું. તમે પહેલાં આનો ઉપાય કરો. લેપિડસના ખૂનની વાતથી જે હવા ઘેરાયેલી છે તેને ચાલી જવા દો."

શેરિયા થોડી વાર વિચારમાં ઊભો રહ્યો ને પછી બોલ્યો, "મારી આંખમાં આપ સિઝર કરતાં ઊંચી જગ્યાએ છો, આપની પ્રત્યે મને મિત્રભાવ ઉપજે છે. મિત્રનો પ્રેમ મારા હૃદયમાં ઊભરાય છે એટલે હું આપને વિષે ચિંતા સેવું છું. મને ખબર છે કે લેપિડસનું આપે ખૂન કર્યું છે. મારાથી ચમકવા જેવું નથી. મેં તો એગ્રિપીનાએ આપની ઉપર હુમલો કર્યો છે તે પણુ જાણ્યું છે. મારા જ માણસો દોડયા ને એગ્રિપીના નાસી ગઈ. આપ આપના મનમાં તર્કો ન ઉડાવ્યા કરો માટે જ મેં આપને એ કહ્યું નહિ. અને મેં તો એનો વિચાર પણુ કરી લીધો છે કે એગ્રિપીનાને માથે જ લેપિડસનું ખૂન ચડાવી દેવું, એક ફેંસલામાં બે ગૂંચનો ઉકેલ."

કેઈયસ કંઈક બોલવા માગતો હતો પણુ વિચાર સરખી રીતે મગજમાં ગોઠવાતો નહોતો એટલે ચૂપ રહ્યો. એગ્રિપીનાને માથે લેપિડસનું ખૂન ઓઢાડી દેવું એ કેવી વાત એ વિષે એના મનમાં દ્વિધા થતી હતી.

"હવે આપ તૈયાર થાઓ, જેથી હું આપને સભામાં દોરી જઉં." શેરિયા બોલ્યો.

તૈયાર શું થવું એ પણુ કેઈયસને અત્યારે યાદ નહોતું આવતું. શેરિયાએ જ ગુલામોને અંદર બોલાવ્યા ને ગુલામોએ શેરિયાની આજ્ઞા મુજબ કેઈયસને ઝભ્ભો પહેરાવ્યો. એના ખભા પર ખેસ નાખ્યો, એની ચાખડીઓની વાધરી બાંધી ને શિરટોપ ઉપર પીંછું મૂક્યું.

મેદાન ગણવેશધારી જીવતી લીટીઓથી દોરાઈ ગયું હતું. એક બાજુ પાયદળના સૈનિકો, બીજી બાજુ હયદળના સૈનિકો, ત્રીજી બાજુ હસ્તીદળના સૈનિકો, પાછળ રથીઓ ગોઠવાયા હતા. સૌ હરોળોની મોખરે એ હરોળોના સરદારો, સરદારોની પાછળ નાયકો ને નાયકોની ખંડ-ટુકડીઓ પૂરી થાય ત્યાં ઉપનાયકો ઊભા હતા. વચ્ચેના કૂંડાળામાં યુદ્ધના વ્યૂહકારો, ભૂગોળવેત્તાઓ, સંગીતકારો, વક્તાઓ અને યુદ્ધ જોવા આવેલા નાગરિકો ને સમીક્ષકો હતાં. સૌની સામે એક ખૂણાને છેડે એક મંચ હતો. મંચની નીચે રક્ષકો હતા. મંચની બાજુએ સેનાધિપતિઓ ને તેમના મંત્રીઓ હતા.

કબરો ગોઠવાયેલ હોય તેમ આખું સ્થાન શાંત હતું. એકાએક સૌની નજર સામે ખેંચાઈ. મંચની પાછળ તંબૂમાંથી પગથિયાં ચઢીને સિઝર કેર્ઈયસ જર્મનીકસ પોતાની સાથે રાજમંત્રી ક્રેસિયસ શેરિયાને અને આગળ પાછળ ગુલામોને લઈને ચડતો હતો. સિઝર સભામાં આવતો હતો છતાં સિઝરના નામનો જયઘોષ ન ઊઠ્યો-થયા થોડા અવાજો. કેર્ઈયસના મગજે જાણે આંચકો અનુભવ્યો. એક ક્ષણમાં એના મગજમાં સનસનાટી પ્રસરી ગઈ ને મદથી મસ્ત બનીને કોણ જાણે કોનીયે ઉપર પછાડશે એવી રીતે હાથી સૂંઢ ઊંચી કરે તે રીતે કેર્ઈયસે શરીરની કમાનને સહેજ પાછળ વાળી દઈ હાથ ઊંચો કરીને બોલ્યો, "રોમન સામ્રાજ્યનો જય!"

અચાનક સૌથી એ જયઘોષ ઝીલી લેવાયો.

"રોમન સામ્રાજ્યનો જય!" કેર્ઈયસ ફરીને બોલ્યો. "રોમન સામ્રાજ્યને જિવાડવા રોમન સામ્રાજ્યનો બાદશાહ કેર્ઈયસ જંગલી જર્મનો સામે પોતાના પ્રાણ મૂકવા તમારી સાથે આવ્યો છે. તમે એને તરછોડવા ઇચ્છો છો? તમારા મનમાં તમારા બાદશાહ વિષે શંકા પેદા થયેલ છે? તમારા મનમાં કોઈ ભય પેઠો છે? યાદ રાખો કે એના નામનો જય એને અંગત રીતે તો જરા યે પ્યારો

નથી, પણ એ જયમાં રોમન સામ્રાજ્યનો જયઘોષ રહ્યો છે માટે જ જ્યારે એના નામનો જય નથી બોલાતો ત્યારે મને દુઃખ થાય છે.”

તરત જ એક બાજુથી અવાજ થયો, “આપણા કેલિગુલાનો જય!” એ ઘોષ મોટા સમૂહે ઉપાડી લીધો.

“હવે મારે આપણા વહાલા સામ્રાજ્યના જયને માટે થોડી આજ્ઞાઓ આપવાની છે. કદાચ તમે ચમકશો, કદાચ તમે શંકા ઉઠાવશો, પણ આ આજ્ઞાઓ આજ્ઞાઓ છે. શેરિયા એનો હેતુ તમને સમજાવશે. તમારે એ માન્યે જ છૂટકો છે કારણ કે એમાં સામ્રાજ્યની સલામતી છે. એ આજ્ઞાઓ છે મારી બે બેનો—એગ્રિપીના અને જુલિયાને દેશવટો આપવાની. એની સાથે જતી બીજી ગૌણ સજાઓ પણ રાજમંત્રી સંભળાવશે. રજા લઉં છું. રોમન સામ્રાજ્યનો જય!”

કેર્યસ એકદમ પાછો વળ્યો. ગુલામો હાંફળાહાંફળા થઈને પાછળ વળ્યા. શેરિયા પણ આશ્ચર્યથી જોતો પાછાં ડગલાં ભરીને એની સામે આવ્યો. કેર્યસે કહ્યું, “આપ મારા વતી અત્યારે કામ કરો, મારે આરામ જોઈએ છે.” ને એ મંચનાં પગથિયાં ઝપાટાબંધ ઊતરીને તંબૂમાં દાખલ થઈ ગયો.

સભા સામે શેરિયાએ લેપિડસના ખૂનની વાત મૂકી. વચ્ચે સિઝરનું નામ આવવા દીધા સિવાય એગ્રિપીનાની વાત મૂકી. એગ્રિપીના તલવાર નાખી દઈને કેવી રીતે અંધારામાં અલોપ થઈ હતી તેની વાત કરતાં પુરાવામાં એગ્રિપીનાની તલવાર બતાવી. લેપિડસના ખૂન સાથે એગ્રિપીનાનું નામ જોડી દીધું. ધનવાન, વિદ્વાન, બળવાન, રાજસભાના સુંદર વક્તાને સિઝરનાં મોટાં બેન ડ્રુસિલાના પતિ લેપિડસના ખૂન માટે બંને રાજકુમારીને દેશવટો આપવાનું કહ્યું.

કેટલાક વિરોધો થયા, પણ લશ્કરી ન્યાય આગળ વિરોધોનો કંઈ અર્થ નહોતો. એ વિરોધો જ પુરાવા વિના ભોંઠા પડી પાછા ખેંચાઈ ગયા. એગ્રિપીના અને જુલિયા રાજકુમારીઓ હતી, પ્રજાના

એક વખતના અતિ લાડીલા ને સામ્રાજ્યને માટે જ ખપી ગયેલા રાજકુમાર જર્મનીકસની પુત્રીઓ હતી, ને સિઝરની બેનો હતી એટલે એમને દેશવટાની સજા થઈ. 'રાજકુમારી છે તેથી શું થયું? એમને પણ સામાન્ય કાયદા મુજબ દેહાંતદંડ મળવો જોઈએ.' એવી જાતનો વિરોધ એ સજા સામે આવ્યો પણ એ ટકી ન શક્યો, કારણ કે બીજા મોટા સમૂહે જ એનો વિરોધ કર્યો. એગ્રિપીનાને વધારામાં એના મૃતપતિની મિલકત રાજ્યાશ્રિત કરી લેવાની અને લેપિડસની રાખ સાથે રોમમાં પગપાળા ચાલવાની સજા થઈ એ સૌએ શાંતિથી સાંભળી લીધું.

સૈનિકો વીખરાતાં વીખરાતાં બોલતા હતા : શેરિયાના સરવા કાનોએ એ શબ્દોને પકડી લીધા કે 'સંભવ છે, લેપિડસ અને એગ્રિપીના—બે જુવાન સ્ત્રી પુરુષ, એમની વચ્ચે પ્રેમ હોવાની શંકા તો આપણને હતી જ, પ્રેમમાં ઝઘડો પડતાં વાર ક્યાં લાગે છે? એથી એગ્રિપીનાએ જ લેપિડસનું ખૂન કરી નાખ્યું હશે. સંભવ તો પૂરો છે."

શેરિયા મનમાં હસતો હસતો તંબૂમાં પેસી ગયો.

એ વખતે કેલિગ્યુલા પોતાના તંબૂમાં બબડતો હતો, "ભયંકર શત્રુઓ! એગ્રિપીના! જન્મથી જ મારી શત્રુ! નાનપણમાં મા અને દાદાના ખોળા માટે મારી સાથે નિત્ય ઝઘડનાર, મોટપણે રાજમહેલમાં ગુલામો પાસેથી સેવા લેવામાં પણ મારી સાથે હરીફાઈ માંડનાર, પ્રજાનો પ્રેમ અને રાજસભામાં મારા કરતાં પોતાનું વ્યક્તિત્વ ચડિયાતું કરવા મારી આડે આવનાર, મારા અધિકારના મારા સિઝરપદ માટે મારી સામે કાવતરાં રચવાની આકાંક્ષા સેવતી એ મારી બેન નહિ, મારી શત્રુ! ભયંકર શત્રુ! મારો જય પણ પ્રજાને એણે ભુલાવ્યો. પણ મેં બાજી ઠીક ફેરવી નાખી અને હવે એ જ બાજી સદા અજમાવવી છે."



૩

## પહેલું દર્શન

રોમન બાદશાહ ટાઈબેરિયસ એક મોટા વિરામાસન પર પડ્યો હતો અને એની છાતી ઉપર બે નાનાં બાળકો ખૂંદાખૂંદ કરતાં હતાં. બાદશાહ આછું સ્મિત કરતો ફૂલ રમાડતો હોય તેમ બાળકોને પોતાના શરીર પર રમવા દેતો હતો. એ બાળકો એનાં નહોતાં, એ હતાં એની બેનના દત્તક પુત્ર જર્મનીકસનાં બાળકો—એક કેલિગસ, દેખીતી રીતે સીધી સાદી રેખાઓ અને નિર્દોષ આંખોવાળો કુમાર, અને બીજી એગ્રિપીના, વારે વારે દાંત કચકચાવતી, હુંકાર કરતી અને ક્યારેક વળી હેત ઊભરાઈ જતાં દાદાને બચ્ચી ભરવા મંડી પડતી રાજકુમારી.

બાળકોનો પિતા જર્મનીકસ સામ્રાજ્યની સેવા કરતાં એશિયા માઈનોરની પરભૂમિમાં અકસ્માતથી, અને કેટલાકના મત પ્રમાણે ઈર્ષાળુ સૂબાઓને હાથે, મૃત્યુ પામ્યો હતો. ટાઈબેરિયસને જર્મની-

કસની સચ્ચાઈ અને શૂરવીરતાએ આકર્ષ્યો હતો, એને એના પ્રત્યે મમતા ઊપજી હતી; પણ એ એને માટે કંઈ કરે તે પહેલાં એ મૃત્યુ પામ્યો. એટલે એ મમતા અને તેમાંથી ઝરતો પ્રેમ હવે જર્મનીકસનાં બાળકો ઉપર ઢોળાતો હતો. જર્મનીકસનાં એમ તો છ બાળકો હતાં, પણ આ બે ઉપર એને વિશેષ ભાવ હતો, કહો કે એ બેની જોડે ગેલ કરવી એને વધુ ગમતી; બંને બાળકો દાદાની છાતી પર એકલું સ્થાન જમાવવા હુંસાતુંસી કરતાં. કેઇયસ શાંતિથી ઠંડી રીતે જોર લાવીને એગ્રિપીનાને કોરે ખસેડી મૂકતો, જ્યારે એગ્રિપીના હુંકારતુંકાર અને ઝૂંટાઝૂંટી કરી આગળ આવવા મથતી. ટાઈબેરિયસ એમની સ્પર્ધા જોઈને ખડખડ હસતો જ રહેતો. બહાર જેના પડછાયાથી, જેના નામમાત્રથી, લોકો થરથર કંપતા, સરદારો અને રાજસભ્યો પણ હમેશાં ભયગ્રસ્ત રહેતા અને કઈ ઘડીએ ટાઈબેરિયસ એમને ભિખારી બનાવશે અથવા એમના માથાને ધડથી જુદું કરવાનો હુકમ કરશે એની ચિંતામાં રહેતા, ત્યારે અહીં મહેલના એક ઓરડામાં બે નાનાં બાળકો એની છાતીને ધણધણાવતાં હતાં !

" અરે, બસ બસ, બહુ લડ્યાં. હવે બસ કરો." ટાઈબેરિયસે કહ્યું.

" નહિ, હું છોડવાની નથી. ભાઈને હું નીચે પાડ્યે જ રહીશ." એગ્રિપીના બોલી.

કેઇયસે બેદરકારીથી માત્ર માથું જ હલાવ્યું.

" હં ! ગર્વ તો જુઓ, પણ બધો જ ગર્વ ધૂળમાં મળશે હમણાં." એગ્રિપીના બોલી.

" જુઓ ભાઈ," ટાઈબેરિયસ બાળકોને ઉદ્દેશીને બોલ્યો, " તમને ઠીક છે કે રમત મળે છે, પણ તમારી રમત મારી તો છાતી જ ભાંગી નાખે છે. અને તમારામાંથી કોઈ એક પણ મારી છાતી

પર ચડશે તો તેનો ભાર તો મારે જ સહેવાનો ને ? ના ભાઈ, તમારી રમત આપણને ન પોસાય. હું તો જાઉં છું ઊઠીને બહાર."

ટાઈબેરિયસને તો ખરેખર બીજું કામ હતું એટલે જ એ ઊઠયો હતો, જરા ગમ્મત કરવા બહાનું કાઢીને તે આમ બોલ્યો અને બહાર નીકળી ગયો. બાળકો એને જતો જોઈ ઘડીક જોઈ રહ્યાં. કેલિગ્યુલાને હવે અહીં મજા જેવું ન દેખાયું એટલે એ પણ ચાલતો થયો.

એગ્રિપીના થોડીવાર ઓરડાની વચ્ચે સ્થિર ઊભી રહી અને પછી આમ તેમ જોવા લાગી. ઝરૂખા તરફ એની નજર ગઈ. ઝરૂખા બહાર ભૂરું આકાશ દેખાતું હતું અને એ આકાશનો ધ્વજ ફરકાવતી હોય તેમ સામે જ એક મૂર્તિનું મસ્તક દેખાયું. કુતૂહલથી એગ્રિપીના ઝરૂખા તરફ વળી. નાની અગાશી જેવા ઝરૂખામાં એ આવીને ઊભી ને દૂર ક્ષિતિજ ઉપર અને વચ્ચેની આસમાનને અડતી ઈમારતો અને વૃક્ષરાજિને જોવા લાગી. એ જોતાં જોતાં એની છાતી ટટાર થવા લાગી, એની ગરદન ફુલાવા લાગી, આંખો નિશ્ચલ બનવા લાગી અને રેખાઓમાં દઢતા આવવા લાગી. નિશ્ચલ આંખોને ધીરે ધીરે ગરદન ફેરવીને એણે ફેરવવા માંડી અને પેલી મૂર્તિ ઉપર જઈને ચોંટી.

"કોણ છે એ ?" એણે પોતાને પ્રશ્ન કર્યો.

"ભારે રૂઆબદાર છે. કોઈ છોકરી જ છે. રથમાં બેઠી છે, ઘોડાની લગામ ચસચસાવીને પકડી બેઠી છે ને! ઘોડા તોફાની હોવા જોઈએ. પણ એ આટલે ઊંચે ચડીને કેમ બેઠી છે ? એમ કહેવા માગે છે કે એ જ સૌથી ઊંચે છે ? રહેવા દેજે એવું અભિમાન કરવાનું હોં કે ! નહિતર ઓળખે છે આ એગ્રિપીનાને ? કોણ છે આ એગ્રિપીના, ખબર છે ? જર્મનીકસની પુત્રી, ટાઈબેરિયસદાદાની દીકરી ટાઈબેરિયસ—! બધા કેવા બીએ છે એમનાથી ? એ ટાઈ-બેરિયસ. એની દીકરીને ઓછી નહિ સમજવાની. અભિમાનમાં બહુ

ચડશે તો પાડીશ હેઠે કે છૂંદો નીકળી જશે. પણ ના, એ ય જેવી તેવી તો નહિ હોય. એની પડખે, જુઓ ને, કોઈક માણસ બેઠો છે, એ ય ઓછો તેજવાન છે ? છતાં ય એને હાંકી જનારી એ છે ને ? પણ એ કેટલે ઊંચે બેઠી છે એનું માપ કાઢવું જોઈએ. પછી હું એનાથી સવાઈ ઊંચી બેસીશ.' એગ્રિપીના મનમાં ગણુ-ગણુતી હતી તે આ છેલ્લા વિચારે ઝરૂખામાંથી ઓરડામાં આવી ને રૂઆબથી ચાલતી સીડી પાસે આવી. રાજમહેલનાં બાળકોએ સીડીથી નીચે એકલાં ઊતરીને જવું નહિ એવો દાદાનો હુકમ હતો એટલે એ સીડી પાસે આવીને જરા અટકી ગઈ. પણ પછી 'એવા હુકમ આપણે માનવા-બાનવાનાં નહિ' એવો વિચાર આવતાં એ ઝપાટાબંધ નીચે ઊતરી ગઈ. એની ચાલવાની છટા, એનું ભારેખમ મોં અને એની હિંમત જોઈ ને દરવાનોએ એને રસ્તો કરી આપ્યો, કોઈ એ એને કંઈ પુછ્યું પણ નહિ.

રાજમહેલની નીચે વિશાળ મેદાન હતું. મેદાનમાં મોટી મોટી ઇમારતો અહીંતહીં ઊભી હતી. ઇમારતોની પાછળ ટેકરીઓ ડોકિયાં કરતી હતી અને આગળના ભાગમાં નાનકડી પરીઓ ઊતરી હોય તેમ લીલી ઘ્રોની સળીઓ સૂર્યના પ્રકાશમાં ડોલતી હતી. એગ્રિપીના દરવાજેથી દોડીને વચ્ચેના આરસપહાણના પહોળા રસ્તા પર આવીને ઊભી રહી—જાણે પરીઓની રાણી હુકમ આપવા આવી.

મેદાનમાં ઘ્રો ઉપર અહીંતહીં રક્ષકોની પેઠે આરસની અને ધાતુની પ્રતિમાઓ ઊભી હતી, છૂટાછવાયા દૂર દૂર સૈનિકો શાંત ચોકી કરતા ઊભા હતા. ઇમારતોમાં અને નાના રસ્તાઓ પર તેમ જ ઘ્રો ઉપર માણસો ઊભેલાં, ફરતાં ને ગુપચુપ વાતો કરતાં દેખાતાં હતાં, પણ રાજમહેલની આ મુખ્ય સડક ઉપર અત્યારે કોઈ નહોતું.

ઝરૂખામાંથી જોયેલ મૂર્તિના સ્થાનની નજીક એગ્રિપીના આવી. એ સ્થાન તો રાજમહેલના કિલ્લાની પ્રાવેશિક કમાન હતી. એ ઊંચી કમાનની ઉપર પેલી મૂર્તિ બિરાજેલી હતી.

"આ કમાન ઉપર એ ચડી છે, એમ ને? કમાન પણ ઠીક ઊંચી છે. કેટલી ઊંચી હશે?" એગ્રિપીના વિચાર કરવા લાગી.

"કેટલી ઊંચી હશે?" એને ફરી વિચાર આવ્યો અને સરખામણી માટે આજુબાજુએ જોવા લાગી. પાછળ ઍપોલો–સૂર્યદેવની પચાસ ફૂટ ઊંચી મૂર્તિ દેખાઈ પણ એમાં એને નવાઈ ન લાગી. એવા તો એથી યે ઊંચા ટેકરા પણ હોય છે. સરખામણી માટે ઍપોલોની મૂર્તિ એના મનમાં ન વસી. એણે તો સરખામણી કરવા માંડી પોતાના શરીરની ઊંચાઈ સાથે: "મારા માથા ઉપર એક છોકરી ઊભી રહે, એ એક છોકરીના માથા ઉપર બીજી છોકરી ઊભી રહે, બીજીના માથા ઉપર ત્રીજી અને ત્રીજીના માથા પર ચોથી, એમ એક ઉપર બીજી ને બીજી ઉપર ત્રીજી એવી રીતે કેટલી છોકરીઓ ઊભી રહે તો ત્યાં પેલીને પહોંચી શકાય? પણ આ આટલી ઊંચી કમાન શા માટે? કોઈ જીવતું માણસ એટલું ઊંચું હશે કે એને ગરકવા માટે આવડી કમાન બનાવવી પડે? ઓહ, એવડો કોઈ માણસ હોય, અને એને ખંધોલે ચડ્યાં હોઈએ તો? તો પેલી મૂર્તિને પહોંચી જવાય. અરે, એવડા માણસની જરૂર પણ શી છે? એક ઘોડો હોય, સરસ ઘોડો, આમ પેંગડાંમાં ઊભી થઈને લગામ ખેંચું, ના, પહેલાં એને થોડોક પાછળ લઉં અને પછી લગામ ખેંચીને કુદાવું—એ-એ-એ ગયો, ઠેકી ગયો એ ગર્વીલી સ્ત્રીને!"

જોશમાં આવીને એગ્રિપીના તાળીઓ પાડવા લાગી. એના અવાજમાં એણે એની પાછળ વાગતી ઘંટડીનો ટણણ ટણણ અવાજ સાંભળ્યો નહિ. ત્યાં તો ખબડક ખબડ–ખડડ કરતો એક બીજો ઘસાતો અવાજ થયો અને એગ્રિપીનાએ પાછળ જોયું. ચાર ઘોડા જોડેલી એક બગી * એની છેક નજીક આવીને ઊભી રહી હતી અને એની અંદરથી એક કુમાર ઊતરીને તેની તરફ દોડતો આવતો હતો.

* લેટિન શબ્દ Baga=બંધ રથ.

"ઓહ, સરદાર ઈમિલિયસ લેપિડસ ! લેપિડસ, જુઓ તો પેલી સ્ત્રી ! આટલા ઊંચા દરવાજાની કમાન ઉપર તોફાની ઘોડાને લગામમાં કેવો એક હાથે ચકડાવીને પકડી રહી છે અને બીજા હાથમાં આમ પકડયું છે ભાલું ! મોઢું કેવું ભારેભમ્મ રાખ્યું છે ! કોણ છે એ સ્ત્રી ?" એગ્રિપીના કુમારના હાથ પકડીને બોલી.

"અરે, એ તો ડિયાના-શિકારી સ્ત્રીની મૂર્તિ છે. એની પડખે નાની મૂર્તિ એપોલોની છે. એપોલોને રથ પર ચડાવી અંધકારનો શિકાર કરવા અને પ્રકાશને ફેલાવવા ડિયાના * નીકળે છે એમ આપણા લોકો કહે છે. પણ નાનાં રાજકુમારી ! આમ રસ્તામાં તમે કેમ ઊભાં રહ્યાં ? કદાચ પસાર થતી કોઈ ગાડી નીચે ચગદાઈ જશો."

"અરે, હું તો ઊભી હતી એ જોવા કે એ ડિયાના કેટલે ઊંચે ચડી બેઠી છે, જાણે આકાશને હુકમ કરવા ઊંચે ચડી ! હાં, કેટલી ઊંચી હશે આ કમાન ?"

"ઓહ, આ કંઈ બહુ ઊંચી કમાન નથી, ત્રીસમાં યે એક ફૂટ ઓછી છે. પણ ચાલો ચાલો હવે ગાડીમાં. તમને મહેલના દરવાજે મૂકી જાઉં."

એગ્રિપીના એનો કંઈ જવાબ આપે ત્યાં તો કુમાર લેપિડસે પોતાના બે હાથ પર ઊંચકી લઈ એને બગીમાં મૂકી દીધી અને પોતે પણ ચડી ગયો.

"બગી તમે ચલાવો છો ? ચાર ઘોડાની લગામ તમે એકલા પકડો છો, અને ઘોડાને કાબૂમાં રાખો છો ?" એગ્રિપીનાએ ગાડી હાંકતા લેપિડસને પૂછ્યું.

"એ કંઈ નવાઈનું કામ નથી." લેપિડસ બોલ્યો.

---

* લૅટિન ઉચ્ચાર 'ડાઈઆના'

"ત્યારે તો હું પણ એ કરી શકું."

"હા, કરી શકો."

રાજમહેલના દરવાજા પાસે આવીને લેપિડસે ગાડી થોભાવી. એગ્રિપીનાની તો ઇચ્છા હતી કે લેપિડસ સાથે તે વાતો કરે. એને કેટલું કેટલું પૂછવું હતું પણ લેપિડસે મહેલના દરવાજા પાસે ગાડી લાવીને એને કહ્યું કે "નાનાં રાજકુમારી, જાઓ, મહેલમાં જાઓ, રસ્તા પર આવી રીતે એકલાં ઊભાં ન રહેશો." એટલે એગ્રિપીનાને ઊતરી જવું પડ્યું.



# ૪

## બે લાગણી

એગ્રિપીના મહેલમાં આવી કે તુરત એક નાનો ગુલામ દોડતો સામે આવ્યો. "નાનાં રાજકુમારી, ક્યાં હતાં? આખો મહેલ અમે તો જોઈ વળ્યા, તમે ક્યાં હતાં?"

એગ્રિપીનાએ એની સામે તીરછી નજરે જોયું અને પછી જવાબ આપ્યા વિના તે રૂઆબભેર ચાલતી થઈ.

"નાનાં રાજકુમારી! ક્યાં જાઓ છો? તમારાં માજી તમને યાદ કરે છે," ગુલામ નીચો નમી નમી એગ્રિપીનાની પાછળ ચાલતો બોલ્યો. પણ એગ્રિપીનાએ તો જાણે એનું બોલવું સાંભળ્યું જ નહિ. એટલે ગુલામ 'નાનાં રાજકુમારી,' 'નાનાં રાજકુમારી' કરતો પાછળ ચાલ્યો.

એગ્રિપીના રૂઆબભેર ઝડપથી થોડું તો ચાલી પણ પછી કઈ તરફ વળવું તે તેને સૂઝ્યું નહિ. તે થોડીવાર ગંભીર બનીને

ધીમાં ડગલાં ભરતી ચાલી. પછી એક વિચાર આવતાં એકદમ પાછી વળી અને ગુલામને ઉદ્દેશીને પીઢની માફક બોલી, "અરે ગુલામ, અહીં ઘોડાં હોય છે કે નહિ?"

"ઘોડાં ઘણાં હોય છે, નાનાં રાજકુમારી, પણ તમે ચાલો, તમારાં માજી તમને યાદ કરે છે." ગુલામ બોલ્યો

"મા પાસે તો હું જઈશ, પછી જઈશ, પણ તું મને કહે કે ઘોડાં ક્યાં છે?"

"તમને બતાવું, નાનાં રાજકુમારી! પણ હમણાં તમે મા પાસે ચાલો તો સારું. મા તમને યાદ કરે છે."

થોડી વાર એગ્રિપીના વિચાર કરતી ઊભી. એ દરમિયાન ગુલામ જવાબ માટે આતુરતાથી તેના તરફ તાકી રહ્યો. એગ્રિપીના બોલી, "ચાલ, મા પાસે જ આવું."

ગુલામ એકદમ આગળ થયો. "આ રસ્તે, નાનાં રાજકુમારી, આ સીડીથી ઠીક પડશે જવાનું."

એગ્રિપીના ગુલામની પાછળ ચાલી. ચાલતાં ચાલતાં એણે પૂછ્યું, "ગુલામ, તારું નામ શું?"

"પેલાસ." જરા પાછળ જોઈને હસીને ગુલામ બોલ્યો. "એ નામ મને સિઝરે–તમારા દાદાએ આપ્યું છે. હું એમના હાથમાં બહુ નાનો હતો ત્યારે આવ્યો હતો. અત્યારે હું નાનો નથી, તમારા કરતાં મોટો છું."

"તારી મા ક્યાં છે, ગુલામ?" એગ્રિપીના બોલી.

"ખબર નથી." પેલાસ બોલ્યો.

"ખરે જ? ત્યારે તારી ચિંતા કોણ કરે છે?"

"મારી ચિંતા કોઈને કરવી જ ન પડે. હું ગુલામ છું. ગુલામો તો તબેલામાં ઘાસની ગંજીમાં જન્મે છે એમ બધા કહે છે. બધાની વાતો હું બરાબર સાંભળું છું, એ મને યાદ પણ ખૂબ રહે છે."

"નવાઈ! બીજી વાત. ગુલામ, તારું કામ કોણ કરે છે?"

"ગુલામનું તે કોઈ કામ કરતું હશે, નાનાં રાજકુમારી?" રાજકુમારીની અણુધતા ઉપર હસતો પેલાસ બોલ્યો. "ગુલામોને પોતાનું કામ પણ શું હોય? એણે તો બીજાનું કામ કેટલું બધું કરવાનું હોય? હું પોતે સવારે ચાર વાગે ઊઠું છું ને રાત્રે બાર વાગે સૂઉં છું. ગુલામોએ એમ કરવું જ પડે, નહિ તો ચાબુક લાગે. કામ પણ કેવું સખત હોય છે!" એ થોડી વાર અટક્યો ને એગ્રિપીના બરાબર સાથે જ રહે છે એ જોઈ લીધું ને પછી બોલ્યો:

"અને અમારે ગુલામોને તો માલિક કહે તો મરવું પણ પડે. કોઈ મોટું માણસ મરી જાય તો અમારે એને સ્વર્ગમાં સંગાથ પુરાવવા, ત્યાં એમનું કામ કરવા એની ચિતામાં જીવતા પડીને મરવું પડે. માલિકની ઇચ્છા થાય તો અમારે એની ખુશાલીના ટાણે કુસ્તી પણ કરવી પડે. કોઈ વાર કોઈ ગુલામ સાથે, કોઈ વાર કોઈ બીજા મલ્લ સાથે, કોઈ વાર આખલા, ગેંડા, હાથી કે સિંહ અને ચિત્તાઓ સાથે પણ લડવું પડે."

"તું લડતાં જાણે છે?"

"હા, શીખ્યો છું નાનાં રાજકુમારી, જો ન આવડતું હોય તો કુસ્તીમાં એકદમ જ મરી જઉં ને! આવડતું હોય તો કોઈ વાર જીવી જવાય ને કોઈ વાર કલાક બે કલાક વધુ જિવાય."

"ઘોડેસવારી તને આવડે છે?"

"મને તો બધું આવડે છે. સિઝર સલામતના મોટા કુમાર ડ્રુસસકાકા તો મારાથી બહુ મોટા, છતાં એમને મેં જ એ બધું શિખવાડેલ છે. હમણાં સિઝરની તબિયત બહુ ખરાબ રહે છે એટલે ડ્રુસસકાકાને સિઝરની જવાબદારી મળશે. ટાઈબેરિયસદાદા કેપ્રિમાં જઈને રહેવાના. પછી સિઝર ડ્રુસસ મને એમના પોતાના હથિયાર-ખાનાનો ઉપરી બનાવશે. મેં એ વાત જાણી લીધી છે. હું એવું બધું અગાઉથી જાણી લઈ શકું છું."

એગ્રિપીના આ બધું તો કંઈ સાંભળવાની ઇચ્છા ધરાવતી નહોતીઃ એણે તો પોતાના મનની વાત પૂછી. ' મને લડતાં શીખવશે, ગુલામ ? "

" તમને ? " પેલાસે આશ્ચર્ય પામતાં પૂછ્યું. એણે કોઈ રોમન સ્ત્રીને લડતાં શીખતાં જોઈ નહોતી.

" હું કેમ નહિ ? હું લડતાં શીખીશ, ભાલું પકડતાં શીખીશ, શિકાર કરતાં શીખીશ, ઘોડેસવારી શીખીશ. નહિ શિખાડે ? "

" શિખાડીશ. નાનાં રાજકુમારી, બપોરે સૌ આરામ કરે છે ત્યારે ખાસ કામ નથી હોતું મને. ત્યારે શિખાડીશ. હાં, હવે આ બાજુ ચાલો. મહેલનો આ રસ્તો તમે જોયો નથી ને ? અહીં લોકો આવતા નથી. અહીં આ તરફ એક ભોંયરું છે. એ ભોંયરામાં એક ડાકણ છે, લોકો અહીં આવતાં ડરે છે. "

" એમ ? એ ડાકણ ત્યારે તો જબરી હોવી જોઇએ. મને એ જોવા મળે કે ? "

" સીસ્, રાજકુમારી ! સાંભળો, જમીન નીચેથી કંઈક અવાજ આવે છે. હવે અવાજ નહિ, આવો, તમને હું ઊંચકી લઉં. હું ઝટપટ દબાતે પગલે દોડી જઈશ. " કહીને પેલાસે એગ્રિપીનાને બે હાથ પર ઉપાડી લઈને દોટ મૂકી. રાજમહેલના વસ્તીવાળા ભાગમાં આવીને જ એણે એગ્રિપીનાને નીચે ઉતારી. એગ્રિપીનાને તો આ કંઈ સમજાયું જ નહોતું, ડાકણને મળવાની એને કેટલી ઇચ્છા હતી પણ પેલાસે તો એના સવાલનો જવાબ પણ આપ્યો નહિ અને તેને એકદમ ઉપાડીને દોટ જ મૂકી.

એ મા પાસે આવી ત્યારે મા આતુરતાથી એની રાહ જોતી હતી. એણે એને એકદમ ગોદમાં લઈ લીધી અને ચૂમીઓથી નવરાવી નાખી.

એમાંથી છૂટયા પછી એગ્રિપીના ગોદમાંથી બેઠી થઈ ને હસીને બોલી, " મને આમ કેમ કરે છે, મા? કેમ જાણે હું બહુ નાની હોઉં !"

મા હસી. " તું મને બહુ વહાલી છે. હું તને એવી જ વહાલી છું ને? ખરું કહેજે હાં કે ? "

એગ્રિપીનાએ માને ગળે હાથ વીંટાળી દીધા, " તું તો મને વહાલી છે જ. "

" મને કહ્યા વિના કયાં ગઈ હતી? મોટો ભાઈ પણ નહોતો. એને તો હવે શિક્ષક મહાશય બહુ વખત પોતાની પાસે બેસાડી રાખે છે. એ હવે મોટો થયો ને ક્લૂસસકાકા પછી મોટો ભાઈ સિઝર થશે ને! આગસ્ટસદાદાએ મરતાં પહેલાં એવી ઇચ્છા બતાવી હતી. એટલે મોટો ભાઈ તો મારી પાસે હવે નહિ બેસે. બદલામાં તારે મારી પાસે બરાબર બેસવું જોઈશે. "

એગ્રિપીના આનો જવાબ ન આપી શકી. એના મગજને 'મોટો ભાઈ સિઝર થશે' એ માના વાકયે પકડી લીધું. એ ચૂપ જ રહી.

" ઓહ, જાણે મોટી ફરજ માથે આવતી હોય તેમ તું તો ગંભીર બની ગઈ ! " મા હસીને બોલી.

પણ તો ય એગ્રિપીના કંઈ બોલી નહિ. જાણે કોઈ ગંભીર વિચારમાં એ ગૂંચવાઈ ગઈ હતી.

" ચાલ, આપણે ભોજનગૃહમાં જઈએ. ત્યાં કંઈક ખાઈશું. " મા બોલી.

બંને ભોજનગૃહમાં આવ્યાં. સરસ સુગંધી ભોજનની રકાબીઓ ટેબલ પર આવી. મા-દીકરી એક જ લાંબી પાટ પર પાસે પાસે ચત્તાં પડીને માથા તરફ રહેલા પાછળના ટેબલ પરની રકાબીમાંથી ખાવાનું ઉઠાવવા લાગ્યાં. ભૂલમાં કે જાણીબૂજીને એકનો હાથ

બીજાની રકાબીમાં જતાં એક રકાબી જલદી ખાલી થઈ જતાં બંને હસી પડયાં.

ખાતાં ખાતાં હાસ્યકિલ્લોલ કરતાં બંને પડખે પડખે સૂઈ રહ્યાં. એગ્રિપીનાને તો ઊંઘ જ આવી ગઈ, આજ એ બહુ થાકી હતી.

મા ઊંઘતી પુત્રીને જોઈ રહી. એના શાંત નિર્દોષ લાગતા ચહેરા પર ગંભીરતાના ભાવો દેખાતા હતા. "મારી પુત્રી અત્યારથી જ પીઢ બને છે. એપોલો દેવ કૃપા કરશે તો બે ચાર વરસમાં જ એનાં લગ્ન થઈ શકશે ને એ એક આદર્શ રોમન સ્ત્રી બનશે." માતાને વિચારો આવતા હતા. અને પછી એ પણ એગ્રિપીનાને પડખામાં દાબી ઊંઘી ગઈ.



૫

# પહેલી આકાંક્ષા

એગ્રિપીનાના મનમાં અજબ સ્પર્ધા જાગી હતી. એણે પેલાસની દોસ્તી સાધી. એ સાત વર્ષની હતી અને પેલાસ બાર વર્ષનો હતો, પણ પેલાસ એટલી ઉમરે ઘોડેસવારીમાં અને હથિયારો વાપરવામાં બાહોશ થઈ ગયો હતો. એક વાર સિઝર ટાઈબેરિયસ ઇજિપ્ત ગયેલા. ત્યાં એક ગુલામના વેપારી પાસે એણે એક તદ્દન નાના છોકરાને જોયો. છોકરો ત્રણ જ વર્ષની ઉમરનો હતો, પણ એટલી ઉમરે ખૂબ બોલી શકતો હતો અને અંગકસરતના ખેલો કરી શકતો હતો. ટાઈબેરિયસ એના પર ખુશ થઈ ગયા અને એમણે એને ભારે કિંમત આપી ખરીદી લીધો. ટાઈબેરિયસે એને મલ્લોની સાથે રાખ્યો. ગમ્મત ખાતર ઘણી વાર શિકારમાં પોતાની સાથે પણ એને લઈ જતા. આ રીતે પેલાસને નાની વયમાં હથિયારોનો ઉપયોગ અને ઘોડેસવારીનું સારું જ્ઞાન મળી ગયું. એ જ્ઞાન હવે એની પાસેથી એગ્રિપીના લેવા લાગી.

એક દિવસ અગાશી ઉપર એ પેલાસની સાથે છરાના દાવ લઈ રહી હતી તે વખતે એને કાને એક પરિચિત ઘંટડીનો અવાજ સંભળાયો. એ અગાશીના ઝરૂખામાં આવી, કઠેરા પરથી ડોકું કાઢીને એણે નીચે જોયું. ચાર ઘોડાવાળી સોનાનાં પતરાંથી જડેલી એક બગી એણે મહેલને દરવાજે ઊભેલી જોઈ. બગીને એ ઓળખી ગઈ. લેપિડસની એ બગી હતી. "પેલાસ, તું આવજે, હું જાઉં છું" કહીને ખુલ્લા છરા સાથે એ દોડી અને પટપટ સીડી ઊતરવા લાગી. પેલાસ "અરે છરો- છરો" બોલતો જ રહ્યો.

એ કેટલી યે સીડીઓ ઊતરી છેક નીચે આવી ત્યારે એણે લેપિડસને મહેલના દરવાજામાંથી નીકળીને બગીમાં ચડતો જોયો. એણે બૂમ મારી, "સરદાર લેપિડસ!" અને એણે દોડવામાં જોર આણ્યું.

"અરે, એગ્રિપીના? અરે, આ શું, છરો? આમ ખુલ્લો?"

એગ્રિપીનાએ ઊંચું જોયું. સામેથી કેઈયસ આવતો હતો, તેની સાથે એ ભટકાઈ પડી હતી. એગ્રિપીના એને ધક્કો મારી એક બાજુ ખસેડી આગળ દોડી ગઈ. કેઈયસ પાછળ જોઈ રહ્યો.

"લેપિડસ!" એગ્રિપીનાએ બીજી બૂમ મારી.

લેપિડસે પાછળ જોયું.

એગ્રિપીના બગીની નજીક જઈ પહોંચી. "જુઓ, હું છરાના દા' શીખું છું, અને ઘોડેસવારી પણ શીખું છું. ચાલો, તમારી બગીમાં બેસીને બધી વાત કરું."

લેપિડસ ચડે તે પહેલાં એગ્રિપીના લેપિડસની બગીમાં ચડી ગઈ.

"કેલિગુલા તમારી સાથે વાતો કરતો હતો?" કેઈયસને અંગત વાતોમાં કેલિગુલા નામ અપાતું. એગ્રિપીનાએ એને વિષે પૂછ્યું.

"હા, નામદાર ટાઈબેરિયસ કાલે કેપ્રિ જાય છે, ડ્રુસસ સિઝર તરીકે એમનું સ્થાન લેશે. તમારા મોટાભાઈ કેલિગુલાને પાટવી કુમાર

નીમવામાં આવનાર છે. સિઝરે મને બોલાવેલ અને કુમારના સોબતી થવા માટેનું આમંત્રણ આપેલ એ વિષે કુમાર જોડે વાતો કરતો હતો."

"હં" એગ્રિપીના ગંભીર મોં કરીને બોલી.

"તમે મારી સાથે આવો છો?" લેપિડસે પૂછ્યું.

"હા, મારે તમારી જોડે વાતો કરવી છે." એગ્રિપીના બોલી અને પગ લાંબા કરી છાતી પર અદબ ભીડી બેસી રહી.

આરસના રસ્તા પર ઘોડાની ખરીનો તબડક તબડક અવાજ રાજમહેલના વિશાળ મેદાનની શાંતિમાં નિર્જનમાં વહેતા ઝરણાના ખડખડ અવાજ જેવો લાગતો હતો. એ શાંતિમાં એગ્રિપીનાનો અવાજ ગુંજ્યો. "સરદાર લેપિડસ, તમે કેલિગુલાને આટલું બધું માન આપો છો?"

"પાટવી કુમારને માન તો આપવુંજ જોઈએ ને?" લેપિડસે જવાબ આપ્યો.

"કેમ? પાટવી કુમાર બીજાથી કંઈ વધારે છે?"

"વધારે તો ખરા જ ને? એમનો વારો આવશે ત્યારે તેઓ સિઝર બનશે, બીજા કંઈ સિઝર નહિ બની શકે."

"એમ? બીજા કેમ ન બની શકે? કહો ને, હું જ કેમ ન બની શકું?"

"તમે તો ન જ બની શકો. છોકરીઓ સિઝરની રાણી બની શકે પણ સિઝર ન બની શકે. સિઝર બનવું કંઈ સહેલ નથી."

"સહેલ નથી? કેમ સહેલ નથી? સિઝર બનવામાં બહુ બળ જોઈએ? કોઈને ખાતરી કરવી હોય તો કરી જુએ કે મારામાં કેટલું બળ છે. તમે શું ધારો છો? કેલિગુલા મારી સામે લડે તો કોણ જીતે? એ કે હું?"

"એની મને ખબર નથી." લેપિડસે જવાબ આપ્યો.

"હું કહું છું કે કેલિગુલા કદી ન જીતે. હું એને એક જ મિનિટમાં

જમીન પર પાડી દઉં. મારા છરાના દાવ જોવા છે? જુઓ, કેવો છરો છે?" કહેતાં એગ્રિપીનાએ ચકચકિત ધારદાર લાંબો છરો સામે ધર્યો. એની પકડ જોઈને લેપિડસને લાગ્યું કે છરો હમણાં એની છાતી તરફ ખેંચાઈ આવશે ને છાતીમાં ખૂંચી જશે, પણ બીજી જ પળે એ હસી પડ્યો ને બોલ્યો:

"તમે બહુ જબરાં છો."

"બોલો, હું સિઝર બની શકું કે નહિ?" એગ્રિપીનાએ જૂનો પ્રશ્ન ફરીને પૂછ્યો.

લેપિડસ એગ્રિપીનાની સામે જોઈ રહ્યો. એગ્રિપીનાના ચહેરાનો ભાવ જોઈને એ વિચારમાં પડ્યો, પછી હસીને બોલ્યો, "થઈ શકો, થઈ શકો, હવે થઈ શકો."

"હં." એગ્રિપીના બોલી.

ડિયાનાના દરવાજાની બહાર નીકળી મોટાં ચોક અને ચૌટાં અને આલેશાન મકાનોને પસાર કરી પથ્થરના પાકા રસ્તા પરથી ગાડી દડતી જતી હતી. વસ્તીને છોડી ગાડી વસ્તીવિસ્તારના ભાગમાં આવી. ઝાડપાન ઝાડી અને ઝરણાંઓથી વીંટળાયેલા નાના ટેકરાઓની વચ્ચે સરદારો અને રાજસભ્યોના વિશાળ મહેલો આવતા હતા. એવા એક મહેલ આગળ કેટલોક રસ્તો વટાવ્યા પછી ગાડી અટકી. લેપિડસનો એ મહેલ હતો. મહેલની ચારે બાજુ દીવાલ હતી. વચ્ચે ઓક, ઓલિવ, પોપ્લર અને બીજાં સુંદર વૃક્ષો અને લીલા ઘાસવાળું મેદાન હતું. મેદાનમાં નાના નાના ટેકરા હતા અને ટેકરાઓમાંથી પાણીનાં ઝરણ ફૂટતાં હતાં. તેના પ્રવાહમાંથી ઠેર ઠેર હોજો બનાવ્યા હતા. મેદાન વટાવ્યા પછી મહેલની ઇમારત આવી. ઇમારતની પાછળ નાનું જંગલ હતું. એક ઊંચી ટેકરી હતી. ટેકરી ઉપર પણ એક નાનું મકાન હતું. એ મકાનમાં આરામને વખતે લેપિડસ વાંચન અને અભ્યાસ કરતો.

"અહીં તો મજા પડે એવું છે." એગ્રિપીના બોલી.

"રાજમહેલ તો આથી પણ સરસ છે. રાજમહેલની પાછળ જંગલ અને ટેકરીઓ નથી દેખાતાં? રાજમહેલમાં તો કેટલી યે ઇમારતો છે. એનું મેદાન પણ કેવડું મોટું છે! એ મેદાનમાં કેટલાં બધાં ઝાડવાં ને પૂતળાં છે?" લેપિડસ બોલ્યો.

"પણ ત્યાં મજા જેવું નથી દેખાતું. મને તો થાય છે કે હું રોજ અહીં કસરત કરવા આવું."

"તમારાં માતા રજા આપે તો ભલે આવો."

"એમની રજા હું મેળવી લઇશ. એમણે રજા આપવી જ જોઇશે. એમને સમજવામાં એટલું નહિ આવી જાય કે હું સિઝર બનવાની છું, માટે મને બધા અનુભવ લેવા દેવા માટે છૂટ આપવી જોઇએ?"

"એ મને ખબર નથી." લેપિડસ બોલ્યો.

થોડો આરામ, થોડો નાસ્તો અને વળી થોડી વાતચીતો પછી લેપિડસે કહ્યું: "રાજકુમારી, હવે તમને રાજમહેલે મૂકી જવા માટે આવવું જોઇએ. બહુ સમય થયો, તમે કહ્યું તો છે ને કે તમે ક્યાં જાઓ છો?"

"નહિ, કહેવાની જરૂર કંઇ નથી. હવે તો હું સિઝર થવાની છું. મારે કોઇની રજા માગવાની ન હોય. સિઝરને બધાએ માન આપવું જોઈએ ને?"

"આપવું જોઈએ, બરાબર આપવું જોઈએ, પણ હવે આપણે પાછાં રાજમહેલે જઈએ તો ખરાં."

"હા, જઈએ ખરાં."

ગાડી તૈયાર થઈ. બંને અંદર બેઠાં.

"આ વખતે મને ગાડી ચલાવવા આપો. તમે જુઓ, હું તોફાની ઘોડાઓને પણ લગામમાં રાખી શકું છું કે નહિ!"

"ભલે, ચલાવો. આ ઘોડા તો બહુ સમજુ છે. તોફાની નથી એટલે કંઈ વાંધો નહિ આવે." લેપિડસે કહ્યું.

એગ્રિપીનાને આ વાક્ય પસંદ ન પડ્યું. એની આકાંક્ષા તો હતી કે બીજા કબૂલે કે એ તોફાની ઘોડાને પણ કાબૂમાં રાખી શકે છે. એનો ઉત્સાહ એથી કંઈક ઓસરી ગયો, પણ એણે લગામ હાથમાં તો લીધી અને ઢીલો દોર થતાં પતંગ હવામાં વધે તેમ ઘોડાઓ ગાડીને ખેંચી ચાલ્યા.

એગ્રિપીનાએ પોતાના આખા શરીર પર એક દૃષ્ટિ ફેંકી લીધી, પાછળ બેઠેલા લેપિડસને ત્રાંસી નજરે જોઈ લીધો અને ડિયાનાની મૂર્તિને યાદ કરી.



૬

## લેપિડસની કલ્પના

ટાઈબેરિયસ કેપ્રિના પાર્વતીય પ્રદેશમાં સમુદ્રકિનારે હવાફેર માટે ગયા. એમના સૌથી મોટા પુત્ર ડ્રુસસે સિઝરની જવાબદારીનાં બધાં સૂત્રો પોતાને હાથ લીધાં. ડ્રુસસે પોતાના માનીતા ગુલામ પેલાસને સિઝરના ખાનગી શસ્ત્રાગારનો ઉપરી બનાવ્યો. એગ્રિપીનાએ એનો લાભ લેવા માંડ્યો. એણે લેપિડસની પણ મદદ લેવા માંડી. લેપિડસે હસતાં હસતાં, પણ એને ગંભીરપણે ન લેતાં, એને બધી મદદ આપવા માંડી.

એગ્રિપીનાનાં એનાથી નાનાં મોટાં બીજાં ભાંડુઓ હતાં, તે એગ્રિપીનાની તાલીમ સામે જુદા જુદા ભાવથી જોઈ રહેતાં. કેઈયસ એનો મોટો ભાઈ હતો તે તો હવે ગંભીરપણે શિક્ષકો પાસે દિવસના ભાગમાં બેસતો, સવાર–સાંજ મેદાની તાલીમમાં ગાળતો. એને તો એગ્રિપીનાની હરીફાઈ એ હાસ્યાસ્પદ શેખી જ લાગતી. એ વારે વારે એના મોઢામોઢ પણ હસતો. એગ્રિપીના એથી એના પર વધુ ને

વધુ ગુસ્સે થતી જતી. એક મોટી બેન હતી કુસિલા, પણ એ તો બહુ જ શાંત અને એની માતા જેવી પવિત્ર હતી. એનાં લગ્ન લેપિડસ સાથે થવાની વાત હતી. બે નાના ભાઈ હતા, પણ એમાંથી એક ટાઈબેરિયસદાદાના ક્રોધનો ભોગ થઈ પડ્યો હતો. રાજમહેલમાં રાજાનાં બાળકોની પેઠે ઊછરેલ બાળક દુઃખ સહેતાં શું અનુભવે છે, એની ચામડી કેવી રીતે કરમાતી જાય છે તે જોવા ટાઈબેરિયસે એ નાના બાળકને ભૂખ્યો ને ભૂખ્યો મારી નાખ્યો હતો. પણ એ એક જ કૃત્યે જર્મનીકસનાં બાળકો પ્રત્યે ટાઈબેરિયસને કરુણાના આકર્ષણે ખેંચ્યો. તે પછી ટાઈબેરિયસ જર્મનીકસનાં બાળકોને પોતાનાં બાળકોથી પણ વિશેષ પ્યાર કરતો ને કુસસને પણ તેમ કરવાની એણે આજ્ઞા આપી હતી. એગ્રિપીનાનો બીજો એક છેક નાનો ભાઈ જન્મ પછી બહુ વખત જીવ્યો નહોતો. એક નાની બેન હતી—એનું નામ જુલિયા. ચાર જ વર્ષની ઉમરની એ હતી. એગ્રિપીના એની ઉપર પોતાની સત્તા જમાવતી. રમતમાં એને એ પોતાનો મંત્રી બનાવતી, લશ્કરનો સેનાપતિ બનાવતી, આરામમાં ઊંઘવાને સમયે રક્ષક બનાવતી, એને પોતાની શિષ્યા પણ બનાવતી. એગ્રિપીનાના દરેક કામ પ્રત્યે આશ્ચર્ય બતાવવું અને એના હુકમો બજાવી એની પ્રશંસા મેળવવી એ જુલિયાને માટે સ્વભાવ જેવું થઈ ગયું.

નાની ઉમરમાં જાગેલી મોટી આકાંક્ષાઓથી એગ્રિપીનાનાં અંગો ઘણીવાર ખૂબ ગરમ થઈ જતાં. આવેગોને જોશ આપવા તે ઘણીવાર નિરર્થક બહુ બોલ્યા કરતી, દોડાદોડ કરતી, ગુલામોને ડરાવતી; પણ એને શાતા વળતી નહિ. એ વખતે જુલિયા એને આશ્વાસન આપતી. એગ્રિપીના શાંત થવાનો ડોળ કરતી પણ એનાથી બેસી શકાતું નહિ.

“ મંત્રીજી, તમે તપાસ કરી છે કદી કે મારા—સિઝરના દુશ્મનો કોણ છે ? ”

“ આપના દુશ્મનો ? આપની દુશ્મનાવટ વહોરવાની કોની હિંમત હોઈ શકે ? ” જુલિયા ગંભીરતા ધારણ કરીને બોલતી.

"તોપણ બરાબર તપાસ કરો. કેલિગુલાને ઓળખો છો, મંત્રીજી ? કેલિગુલા આપણી ઈર્ષા કરે છે કે નહિ ?"

"સંભવી શકે છે." મંત્રીજી (જુલિયા) જવાબ દેતી.

"તો ચાલો આપણે એને આપણું બળ બતાવી એની ઈર્ષાને ડરાવીને જમીનમાં ઊંડી ઉતારી દઈએ."

અને પછી એ જોશભેર–રૂઆબભેર ચાલતી. કેઈયસ જ્યાં હોય ત્યાં એને શોધીને એ એની જોડે ઝઘડો ઉપાડતી. કેઈયસ એનાથી કંટાળતો–કોઈવાર લડી પણ લેતો, પણ એગ્રિપીના એના ધાર્યા કરતાં વધુ બળવાન લાગતી. એ પૂરું જોર કરે તો કદાચ એગ્રિપીનાને એ માર આપી શકે, પણ એનો એવો સ્વભાવ જ નહોતો. વાતને શાંતિથી પતાવવા એ પોતાની માતા મારફત એગ્રિપીનાને શાંત કરાવવાનો ઉપાય લેતો. માતા કહેતી, "બેટા, મોટા ભાઈને શા માટે હેરાન કરે છે ? એને નિરાંતે એનું કામ કેમ નથી કરવા દેતી ?"

એગ્રિપીના એનો કંઈ જવાબ ન આપતી. પણ મનમાં ઘૃણાથી બોલતી, "બાયલો ! પોતાનામાં જોર નથી એટલે મા પાસે ફરિયાદ કરે છે !"

કેટલાક વખત પછી કેપ્રિથી ટાઈબેરિયસે કેઈયસને પોતાની પાસે તેડી લાવવા માણસો મોકલ્યા. મનુષ્યના લોહીના રંગને જોવાનો જેને અતીવ શોખ હતો તે સિઝરના હાથે પોતાના એક પુત્રના થયેલા મરણને વિધવા માતા ભૂલી નહોતી. ટાઈબેરિયસનો સંદેશો વાંચીને એ ધ્રૂજી ગઈ. કેઈયસને એકલો મોકલવાની એની હિંમત ન ચાલી. ઑગસ્ટસદાદાએ ટાઈબેરિયસ પછી રાજગાદીનો હક્ક જર્મનીકસ અથવા જર્મનીકસના સંતાનનો ગણવાનો હુકમ કર્યો હતો. એ હુકમને અશક્ય કરી નાખવા જર્મનીકસના પુત્રોને મારી નાખવાનો તો ટાઈબેરિયસનો પેંતરો ન હોય ? એણે હઠ કરી કે કેઈયસની સાથે પોતાને પણ જવાની મંજૂરી હોય તો જ તે કેઈયસને મોકલી શકશે.

કેઈયસે માતાની હઠ જ્યારે જાણી ત્યારે એણે એને કહ્યું, “ મા, તું ડરે છે ? મને કોઈ મારી નાખે તેમ નથી. ક્રુસસકાકા અને ટાઈબેરિયસદાદા બંનેને મારા પર પ્રેમ છે. તેઓ એ પણ જાણે છે કે મને સિઝરના પદનો જરા પણ મોહ નથી. હું તો તને પણ એ કહેવા માગું છું કે મને સિઝર બનાવવાની ઇચ્છાનો તું ત્યાગ કર. હું અત્યારે ઇતિહાસ અને રાજકારણ ભણું છું તે પરથી જાણું છું કે સિઝર બનવું એ તો કેવડી મોટી જવાબદારી છે ! એને માટે કેટલી ફરજો બજાવવી પડે છે ! જો એ ન બજાવી શકીએ તો આપણને કોઈ ચાહે નહિ અને આપણું જીવન દુઃખમય જ વીતે.”

“ જો ટાઈબેરિયસ તારા આ વિચારો જાણતા હોય અને માનતા હોય કે તારા તરફથી એમના વંશને કદી ભયમાં મુકાવાપણું નથી તો તો સારું. ” મા બોલી.

“તેઓ એ જાણે જ છે. એ જણાવવા માટે શબ્દો પૂરતું કામ નથી આપતા. આપણું વર્તન જ દૃઢ અને ચોક્કસ અસર પાડનાર હોય છે. મારું વર્તન એવું રહ્યું જ છે એટલે તેઓ મને જાણતા જ હશે. દાદા મનુષ્યને બરાબર પારખી શકે છે.”

“ તો ભલે જા, બેટા !” મા બોલી.

કેઈયસ કેપ્રિ ગયો. માતાને એના સુખસમાચારો મળ્યા. ટાઈબેરિયસે કેઈયસને પોતાનાં ભૂતકાળનાં કાર્યોના પશ્ચાત્તાપ વચ્ચે એક સુકૃત્યનું આશ્વાસન મેળવવા પોતાની સમીપ બોલાવ્યો હતો એ જાણીને શાંતિ થઈ.

એગ્રિપીના પોતે જેને પોતાનો હરીફ માનતી હતી તે મોટા ભાઈની ગેરહાજરી દરમિયાન પોતાની તાલીમને બમણા જોશથી વધારવા લાગી.

લેપિડસ કુમાર વયનો હતો પણ રોમન કુમાર એટલે પુખ્ત વયનો યુવાન જ. દરેક સામાન્ય રોમન પણ જેમ ડૉકટરને તેમ

ફિલસૂફને, અને જેમ સારાં વસ્ત્રોને તેમ પુસ્તકોને પોતાના ઘરને માટે આવશ્યક માનતો. ત્યારે લેપિડસનું કુટુંબ તો રોમનું એક ખૂબ માલદાર કુટુંબ હતું. એ કુટુંબના પુરુષો રાજસભાના અગ્રણીઓ ગણાતા. તેઓ સારા યોદ્ધાઓ અને વિદ્વાનો ગણાતા. એ કુટુંબનો કુમાર લેપિડસ નાનપણથી જ બાહોશ શિક્ષકોની અને ચારિત્ર્યવાન ગુલામોની સોબતમાં ઊછર્યો હતો. આ બાહ્ય વાતાવરણે અને આંતરિક શક્તિએ લેપિડસના તેજને એકદમ ઝળકાવી દીધું. એના પિતાના મૃત્યુ વખતે એની કિશોર વય હતી. એ વયે એને રાજસભામાંનું એના પિતાનું આસન લેવા દેવામાં આવ્યું. સોળ વર્ષની વય થતાં એને સરદારનો ખિતાબ મળી ગયો. સોળ વરસનો એક કુમાર એક આદર્શ રોમન કુમાર હતો. એનું શિક્ષણ ઘણા ઊંચા પ્રકારનું હતું. આ ઉમરે પણ એની બહાદુરી અને વક્તૃત્વશક્તિની સેનેટના ખાંધેલા બુઢિયાઓ પણ તારીફ કરતા. રાજકારણના દાવપેચોમાં ખીલતી એની બુદ્ધિનો સહવાસ સાધવા રીઢા રાજદ્વારીઓ પણ આવતા.

એવા કુમાર સરદારે એગ્રિપીનાને ઓળખી લીધી. એગ્રિપીનાની પૂર્ણરૂપે ખીલેલી ભાવિ શક્તિની એણે આજે કલ્પના કરી અને એના સંયોગો વિચારી લીધા. એણે ગણતરી કરી કે કેઈયસ તો છે સાધુ-પ્રકૃતિનો, અને એગ્રિપીના છે પૃથ્વીની નીચે કાંડાં ઘાલનારી. પૃથ્વીને એ ઊંચકી કે ઉથલાવી તો શકે ન શકે, પણ હચમચાવી તો શકે. અને જો કદાચ એને કોઈ બીજાની સહાય હોય તો એ પોતાના કાર્યમાં એક દિવસ સફળ પણ થાય.

એગ્રિપીનાને એણે એક દિવસ પૂછ્યું હતું, " તું આ સરસ હથિયારો ક્યાંથી ઉઠાવી લાવે છે? આવાં તો સિઝર પાસે જ હોય છે.'

એગ્રિપીનાએ જવાબ આપેલો, " હું સિઝર છું નાં? મારી પાસે તો સિઝરનાં હથિયારો હોય જ નાં? પેલાસને ઓળખો છો, પેલાસને? સિઝરના હથિયારખાનાનો એ ઉપરી છે. આપણો દોસ્ત

છે, એની પાસેથી આ આપણને હથિયારો મળે છે. પણ એ છે જરા બીકણ. મને કહે, કોઈ જોઈ ન જાય હાં ! હું કાંઈ કોઈને આ હથિયારો દેખાડતી નથી. તમારી પાસે તો શીખવું હોય એટલે તમે તો દેખો જ ને ? પણ બીજા કોઈને કંઈ ખબર નથી. પણ પેલાસ બીકણ છે. ક્લૉડિયસકાકા એને કંઈ જ કહે તેમ નથી. ક્લૉડિયસકાકાની એની ઉપર મહેરબાની છે છતાં એ ડરે છે. એનો સ્વભાવ જ ડરવાનો છે. એને ઠેકાણે હું હોઉં તો ? બસ વાત ન પૂછો. કહું, શું કરું ?"

પછી એગ્રિપીનાનું જુસ્સાદાર બોલવું ચાલતું, આગળ વધ્યે જતું. પણ લેપિડસે જાણી લીધું કે આ પેલાસને આગળ જવાની તક છે. સિઝરની એની ઉપર મહેરબાની છે અને એગ્રિપીના પ્રત્યે એને મમતા છે. એગ્રિપીનાનો જુસ્સો, એગ્રિપીનાની નિર્બોધતા અને એગ્રિપીનાની યુક્તિઓ એગ્રિપીનાને ક્યાં ય આગળ લઈ જશે. સંભવ છે કે રોમના ઇતિહાસમાં નથી બન્યું તે બને – એક સ્ત્રી રોમન સામ્રાજ્યની હકૂમત ચલાવનાર બને.

ક્રૉયસની મહત્ત્વાકાંક્ષાઓ પ્રત્યેની ઉદાસીનતાએ લેપિડસને એગ્રિપીના તરફ ધકેલ્યો. ભાવિના આછા અજવાળામાં એણે એગ્રિ-પીનાને રોમન સામ્રાજ્યની સર્વસત્તાધીશ જોઈ અને એની પડખે પોતાને ઊભેલો જોયો. એગ્રિપીનાને દરેક રીતે સહાય આપવામાં એને પોતાનો લાભ દેખાયો.

એણે હવે, એગ્રિપીનામાં જે મહત્ત્વાકાંક્ષા અસ્પષ્ટ સ્વરૂપે અથવા નાના ઉછાંછળા રૂપમાં હતી તેને સ્પષ્ટ, દૃઢ અને વ્યવસ્થિત રૂપ આપવાનો નિર્ણય કર્યો.



૭

# ફેંસલો ન થઈ શક્યો

ત્રણ વર્ષ વીતી ગયાં. કેપ્રિથી કેઈયસના સારા સમાચારો મળતા રહેતા હતા. ધાર્મિક, રાજકારણીય અને બૌદ્ધિક અને શારીરિક શિક્ષણ આપી ટાઈબેરિયસ એને બહુ સારી રીતે પોતાની પાસે રાખતા હતા. પણ અચાનક ટાઈબેરિયસે કૂસસના માંદગીના સમાચાર સાંભળ્યા. રોમ પ્રત્યે ખૂબ કંટાળો હોવા છતાં થયું કે 'રોમ જઈ આવું, નહિતર જો કંઈ અકસ્માત થયો તો રાજવંશના પલટાઓ અનેકનાં લોહીની નદીઓ વહેવડાવશે. ચાલ કેઈયસ રોમ જઈએ.'

આ ત્રણ વર્ષમાં કેપ્રિમાં કેઈયસ જેમ ઉમદા શિક્ષણ પામી પ્રૌઢ જેવા જ્ઞાનવાળો થઈ આવ્યો તેમ રોમમાં લેપિડસની કેળવણીથી એગ્રિપીના પણ પ્રૌઢ બુદ્ધિ પ્રાપ્ત કરતી હતી. એની ડિયાનાની મૂર્તિ હવે પૂરેપૂરી એની આંખોમાં સમાઈ ગઈ હતી. એ ડિયાનાનાં સ્મર-

ણોને એણે ચિત્રો દ્વારા પોતાના ઓરડાની ભીંતો, પોતાના બિછાનાની ચાદરો અને પોતાની ભણવાની ચોપડીમાં વ્યક્ત કર્યાં હતાં. એના મનમાં દૃઢ નિશ્ચય થઈ ગયો હતો કે એણે સિઝર બનવું છે.

કેઈયસ કેપ્રિથી આવ્યો અને સીધો માતાના ઓરડામાં ગયો. મા સાથે એ શું વાત કરે છે એ જાણવા એગ્રિપીના પાછળ ગઈ. માને અગાઉથી સમાચાર મળી ગયા હતા એટલે એ બારણા આગળ વાટ જોતી જ ઊભી હતી. દીકરાને જોતાં જ એ ગાંડા જેવી થઈને સામે દોડી. કેઈયસ નીચે નમ્યો ને પછી ચુંબન માટે પોતાનું કપાળ ઊંચું કર્યું. માએ હેનનો આખો હોજ ઠલવી દઈને એને ચુંબન આપ્યું અને પછી ક્યાં ય સુધી હોઠને ત્યાં જ જડી રાખ્યા, અને પછી એને હર્ષથી ઊંચકીને ઓરડામાં લાવી.

એગ્રિપીના આ જોઈને ઈર્ષાથી બળી ગઈ. એ પાછી વળી જતી હતી ત્યાં માએ એને બોલાવી, "આવ એગ્રિપી, આવ. ભાઈ કેટલે વખતે આવ્યો છે, ટાઈબેરિયસદાદાએ એને શું શું વચનો આપ્યાં છે તે તો સાંભળ."

પણ એગ્રિપીના તિરસ્કારની નજર ફેંકીને ચાલી જ ગઈ.

એ ચાલી ગઈ, પણ ક્યાં જવું એ એને સૂઝયું નહિ. એ ક્યાં ય સુધી પરસાળોમાં આંટા મારતી રહી. અચાનક એણે માતાના ઓરડાનું બારણું ખૂલતું જોયું ને એ એ તરફ ચાલી. ઓરડામાંથી કેઈયસ બહાર નીકળ્યો. પાછળ દેખાતી માએ એને વિદાયનું ચુંબન આપ્યું. કેઈયસે નમન કરીને વિદાય લીધી. એ પરસાળનો વળાંક વળી ગયો ત્યાં સુધી મા એને જોઈ રહી અને એ દેખાતો બંધ થયો ત્યારે હળવેથી એણે બારણું વાસ્યું.

એગ્રિપીનાથી અંતરની આગ જીરવાતી નહોતી. એ ઉતાવળાં પગલે કેઈયસની પાછળ ચાલી. કેઈયસ ઉતાવળે પણ અક્કડ અને

ધીર ચાલે નીચું જોઈને આગળ ચાલ્યો જતો હતો. એગ્રિપીનાએ હળવેથી બૂમ મારી, "કેલિગુલા!"

કેઈયસે આગળ ડગલું ભરવા વધારેલો ડાબો પગ ટૂંક પગલે જ સ્થિર કરી દીધો ને પાછળ જોયું. એગ્રિપીના નજીક ઢૂકી.

"જો કેલિગુલા, મને આ પસંદ નથી."

"શું?" આશ્ચર્યથી કેઈયસ બોલ્યો.

"તું સિઝર બનવાનો છે એ વાત તું સિઝર હો એટલી નિશ્ચિત માની ગુમાનથી ચાલે છે એ. સિઝર તો સ્ત્રીઓ પણ બની શકે. અને એવી એક સ્ત્રી હું, સિઝરપદની ઉમેદવાર છું. તું પોતે એની ખાહેશ ધરાવતો હો તો તારે મારી સાથે ફેંસલો કરી લેવો પડશે."

"તારાં વાકયોની સંગતતા મને સમજાતી નથી. ફેંસલો શા માટે? ટાઈબેરિયસ દાદાએ મને પાટવી કુમાર નીમ્યો છે. કુસસકાકાને એ મંજૂર છે. જો કે હું સિઝર બનવામાં અંગત રસ ધરાવતો નથી, છતાં સ્વભાવદોષે મારા બાહ્ય વર્તનમાં એવું દેખાતું હોય તો તેથી તારે ઈર્ષા કરવાની જરૂર નથી." કેઈયસ બોલ્યો.

"એટલે કે તારું ગુમાન તને પસંદ છે એમ જ કહે ને!–"

"તોપણ–" કેઈયસ બોલતો હતો તેને ન બોલવા દેતા એગ્રિપીનાએ પોતાનું બોલવું ચાલુ રાખ્યું: "હું એ ગુમાનનો ફેંસલો લાવવા માગું છું. ચાલ, તારી તલવાર–કટાર જે હોય તે લઈને અગાશી પર ચાલ, હું અગાશી પર જાઉં છું." બોલીને એ ઉપર જવાની સીડી તરફ ચાલી.

કેઈયસ થોડીવાર એની પાછળ જોઈ રહ્યો. પછી ઝટપટ પોતાના ઓરડામાં ગયો. "એને ફેંસલો લાવવો છે તો ભલે લાવે. એક છોકરી! આવડીક છોકરી!" એ ગણગણ્યો.

તલવાર લઈને એ અગાશી પર હાજર થઈ ગયો.

અગાશી પરના ઉદ્યાનરચના વચ્ચેના એક ખૂણાના ચોકમાં બંને સામસામાં આવી ઊભાં.

"ચાલ, પહેલો ઘા તું કર." કેઈયસે કહ્યું.

"મારા ઉપર ઉપકાર કરવા ખાતર તો આમ નથી કહેતો ને?" એગ્રિપીના બોલી.

"ના ના, ઉપકાર નહિ. મારે તો એ ઘા પરથી જોવું છે કે સામો કેવો ઘા સહન કરવાની તારી તૈયારી છે. તું ઘા કર ને!" કેઈયસ દૃઢ સ્વરે બોલ્યો.

"તો જોઈ લે" કહીને વીજળીના સબકારાની પેઠે એગ્રિપીના જમીન પર સૂઇ જઈ કેઈયસના ડાબા પગ આગળથી સરકી પગ પર તલવારનો છરકો કરતી પાછળની બાજુએ ઊભી થઈ ગઈ. કેઈ-યસના પગમાંથી દડદડ લોહીની ધાર છૂટી. કેઈયસ આશ્ચર્યમાં થંભી જ રહ્યો.

"સરસ!" કેઈયસ બોલ્યો. "પણ હવે બરાબર ઝીલજે હોં કે!" કેઈયસ બોલ્યો અને એણે પોતાના સમગ્ર બળથી એગ્રિપીના ઉપર તલવારનો સીધો ઝાટકો માર્યો. એગ્રિપીનાએ એ ઝાટકાને પોતાની તલવાર પર ઝીલ્યો, પણ તરત જ તલવારના બે કટકા થઈ ગયા. મૂઠીમાં રહી ગયેલા તલવારના બટકાને એગ્રિપીનાએ દૂર ઘા કર્યો.

"બસ, હવે વધારે નહિ," કહીને કેઈયસે વાંસો ફેરવ્યો. ક્ષણેક એગ્રિપીના શું કરવું એના વિચારમાં ઊભી રહી અને પછી પાછળ દોડી.

"કેલિગુલા! છરાના દાવ લઈએ." એણે બૂમ મારી.

પણ ત્યાં તો ઉતાવળી ચાલનો કેઇયસ સીડીનાં પગથિયાં પણ ઊતરવા લાગી ગયો હતો. અને એગ્રિપીનાના શબ્દો મોડા પડ્યા. એ પણ કંઇ બીજું ન સૂઝતાં, પછી નીચે ઊતરી આવી. એ અતૃપ્ત તૃષા અને મળેલું ભોંઠામણ એની ખટકતી ચાલમાં દેખાઇ આવતું હતું.



૮

# જીવનના થાકની વિશ્રાંતિ

ટાઈબેરિયસ રોમમાં આવ્યા. રાજ્યની લગામ ફરીથી મૅક્રસ પાસેથી લઈને પોતાના હાથમાં લીધી, પણ એમની અવિશ્વાસુ, ચિંતાતુર, તેજીલી અને રોગગ્રસ્ત માનસિક સ્થિતિએ એમનો શ્રમ ઘણો વધારી મૂક્યો અને ફરી તેઓ માંદા પડી ગયા. આ વખતે તો એમના મનની સ્થિતિ વધુ ખરાબ થઈ ગઈ. રોમ પ્રત્યે હતો તેથી કેટલોય વધુ કંટાળો થઈ ગયો. આખી દુનિયા પ્રત્યે એમના મનમાં કંટાળો વસી ગયો. 'ખાખ થઈ જાઓ આ આખી દુનિયા, ' એવા નિરાશાના સૂર એમના મોંમાંથી બહુ વાર નીકળી જતા. પ્રથમ તો રોમ જેવા મહા સામ્રાજ્યનું સિઝરપદ એમનાથી છૂટતું નહોતું, પણ આખરે એમને થઈ ગયું કે બધું નકામું છે. શા માટે નકામું છે? એમને હવે જીવનને આરે આવ્યા ટાણે સૂઝે એવા પ્રશ્નો સૂઝવા લાગ્યા. એમની સામે એમનું આખું ભૂતકાળનું જીવન ચિત્રવત્ થયું. 'મારો જ દોષ — મારો જ દોષ!' એમનું મન બોલી ઊઠયું.

'હવે નથી જોઈતું કંઈ; એક જોઈએ છે શાંતિ. શાંતિ મને મળો અને બધાને જ મળો.' એમના હૃદયમાં આશીર્વાદના ભાવ ઊઠયા. ટ્રુસસ માંદો હતો તેમાંથી કંઈક સાજો થયો એટલે એમણે કહ્યું, "ટ્રુસસ, હવે તું તારા જીવનના અંત પર્યંતનો રોમન સામ્રાજ્યનો બાદશાહ બને છે. હું હવે મારા જીવનના અંત સુધી કેપ્રિની મીઠી વાયુલહરીઓમાં જ વિરામવા ચાહું છું. આ મારો તાજ છે. દેખીતી રીતે એ મોહક છે, પણ અનુભવે હું કહું છું કે એમાં મોહકતા છે, ગુલાબ છે, પણ સાથે કાંટા પણ છે. આંખો હોય–બુદ્ધિ હોય તો જોજે, કઈ રીતે એ ગુલાબને ધરવાથી કાંટા ન વાગે. તારા બાપની જિંદગીને તેં ઘણાં વર્ષો સુધી જોઈ છે, તો હવે એની ઉપર વિચાર કરજે. પૂર્વજોના અનુભવો વંશજોને કામમાં ન આવે તો એ પૂર્વજોનું જીવ્યું નકામું, ને વંશજો તો બુદ્ધિહીન સાબિત થઈ જ ચૂકવાના.

"હવે કેટલીક માહિતીઓ કહી દઉં. સૌથી પ્રથમ માહિતી તો તારા પછીના સિઝરપદના વારસ સંબંધીની. ખટપટો બધી છોડી દેજે. તારા પછી સિઝરની ગાદી પર કેલિગુલા આવે તેવી જ અંતરમાં ઇચ્છા રાખજે ને તેને પાર પડાવાની કોશિશ કરજે. ઑગસ્ટસદાદાનો હુકમ હતો કે મારા પછી જર્મનીકસ ગાદી પર આવે, પણ જર્મનીકસ તો આપણા સામ્રાજ્યની સેવા કરતાં જ ખપી ગયો, એટલે હવે સિઝર તું બને છે. પણ તારા પછી તારાં સંતાનોમાંથી કોઈ નહિ પણ જર્મનીકસનાં સંતાનોમાંથી જ કેલિગુલા ગાદી પર આવવો જોઈએ. કેલિગુલા મારી પાસે કેપ્રિમાં ત્રણ વરસ રહ્યો એમાં એને મેં ઘણું શીખવ્યું છે. એ છોકરા ઉપર મને પ્રેમ છે. તું પણ એના ઉપર પ્રેમ રાખજે. છોકરો ડાહ્યો છે, શાંત છે. મંત્રી તરીકે નાર્સિસસ સારો માણસ છે. ક્ષેનોફોન રોગચિકિત્સક તરીકે કાબેલ છે, વિશ્વાસુ છે."

આખી રાત પિતાપુત્ર વચ્ચે વાત ચાલી.

"જો જિંદગીનો સુખી અંત આણવો હોય તો જ આ શિખામણો કામની છે. ચાલ, હવે થોડીવાર જર્મનીકસની પત્નીને મળી

આવું. મારો વિચાર છે કે કાલે સવારે કેપ્રિ તરફ મુસાફરી શરૂ કરી દેવી, એટલે આજે જેટલું બને તેટલું કામ પતાવી દઉં. મને તું એગ્રિપીના પાસે દોરી ચાલ."

સવારના પાંચ વાગતા હતા. બાળક એગ્રિપીનાની માતા, જર્મનીકસની વિધવા એગ્રિપીના, નિત્યક્રમ અનુસાર વહેલી જાગી ગઈ હતી ને ધર્મવાચન કરતી હતી. વહેલી સવારમાં બારણે ટકોરો થતાં એ ચમકી, ઊભી થઈ. બારણું ઉઘાડી સામે નજર કરતાં ટાઈબેરિયસ અને કુસસને જોઈ વિચારમાં પડી.

"વહુ બેટા! થોડી વાતો કરવી છે. કાલે વહેલો કેપ્રિ ચાલ્યો જવાનો છું, કદાચ ફરી ન મળાય એટલે થોડી વાતો કરવી છે, થોડી માફીઓ માગવી છે, એ માટે તારી પાસે આવ્યો છું."

એગ્રિપીનાને આગલો, જ્યારે તે તાજી જ વિધવા થઈ હતી ત્યારનો, એક પ્રસંગ યાદ હતો એટલે એ થોડી કંપી, પણ ટાઈબેરિયસના આજના શબ્દો અને એની પાછળનો આર્દ્ર સ્વર એને જુદા જ લાગ્યા ને એણે એમને આવકાર આપ્યો.

કુસસ ગયો. બારણું ખુલ્લું હતું. એક વિરામાસન પર ટાઈબેરિયસ બેઠો હતો. સામે એક નીચા આસન પર એગ્રિપીના બેઠી હતી.

"બેટી, જર્મનીકસની પત્ની એટલે મારી પુત્રી. ભૂતકાળનાં પાપો અને ત્યારના મૂર્ખતાભર્યા શબ્દો આજે સંભારીને પશ્ચાત્તાપ જાહેર કરું તો એ કૃત્રિમતા લાગશે; પણ મારે તો જિંદગીના અંતકાળની માફી માગવી છે, એટલે મને એવી કૃત્રિમતાનો ડર નથી. તે દિવસનો પ્રસંગ!"

ટાઈબેરિયસે બોલતાં બોલતાં આંખો મીંચી દીધી.

"મને માફ કર, એગ્રિપીના! તેં તારી શુદ્ધતા આજ સુધી પાળી બતાવી છે. તારા વૈધવ્ય પર મેં કરેલી તે દિવસની ટકોર આજે ભોંઠી પડેલી હું જોઉં છું. પણ મારી ટકોર નિર્દોષ નહોતી,

એની પાછળ મારું પાપ છુપાયું હતું. મને તું એની માફી આપ. તારા મોંના શબ્દોથી બોલ કે તું મને માફ કરે છે. તું એ નહિ બોલે ત્યાં સુધી હું શાંતિથી મૃત્યુ પામી શકીશ નહિ."

"હું આપને અંતઃકરણથી માફી આપું છું." એગ્રિપીના બોલી.

"અને હું તને એક વચન આપું. હું કેપ્રિમાં હઈશ, માંદો પડ્યો હઈશ, પણ જીવતો હઈશ ત્યાં સુધીમાં તને કે તારાં બાળકોને લવલેશ પણ જો મુશ્કેલી આવતી જણાય તો મને કોઈની જોડે ખબર મોકલજે. હું એ મુશ્કેલીને દૂર કરવાના મારા તમામ પ્રયત્નો કરીશ."

"આપનો આભાર!"

"મેં ડ્રુસસને બરાબર ભલામણ કરી છે કે ડ્રુસસ એના પછી સિઝરપદ તારાં સંતાનોમાંથી એકને આપતો જાય."

"આપનો આભાર!"

"હવે મને આશા છે કે તું મને એક બીજી પણ માફી આપીશ. તારા એક બાળકને—"

એગ્રિપીના અને ટાઈબેરિયસ બંનેની સમક્ષ કોઈના કંઈ જ બોલ્યા વિના એક જ ક્ષણે એક ભયાનક ચિત્ર આવી ગયું. એગ્રિપીનાના એક નાના બાળકને ટાઈબેરિયસ, એગ્રિપીના પોતાની એક ઈચ્છાને વશ નહોતી થતી એટલે ઝૂંટવી ગયેલો, ને એણે એ બાળકને ભૂખ્યું ને ભૂખ્યું મારી નાખેલું. ખાવા માટેની એ બાળકની ચીસો એગ્રિપીનાના કાન પર જાણે આજે અથડાઈ અને એણે ભયથી ચિત્કાર નાખી કાને આંગળીઓ ખોસી દીધી. ટાઈબેરિયસ નીચું જોઈ ગયો.

કેટલી યે ક્ષણો નિઃસ્તબ્ધ પસાર થઈ ગઈ. આખરે શાંત પડી એગ્રિપીનાએ કાનમાંથી આંગળીઓ કાઢી લીધી. ત્યાર પછી થોડી વારે ટાઈબેરિયસે કહ્યું :

"મારા એ ભયાનક કૃત્યની માફી માગવાને હું કઈ રીતે અધિકારી બનીશ?"

"આપને એની પણ માફી છે." એગ્રિપીના ધીમેથી બોલી.

"ખરેખર ! અંતરથી !" ન મનાતું હોય તેમ ટાઈબેરિયસ બોલ્યો.

"અં-ત-ર-થી." એગ્રિપીના બોલી. બીજી કેટલીક ક્ષણો પસાર થઈ ગઈ.

"કંઈ કહેવું છે ? કંઈ માગવું છે ?" ટાઈબેરિયસે પૂછ્યું.

"કંઈ જ નહિ."

વળી શાંતિ. અચાનક યાદ આવતાં ટાઈબેરિયસ બોલ્યો :

"ડ્રુસિલા મોટી થઈ છે. એનાં લગ્નનો વિચાર આવતો હશે, નાની એગ્રિપીના પણ ઉમરમાં આવે છે. કેલિગુલા પણ કિશોરમાંથી કુમાર બનતો ચાલ્યો છે. જુલિયા છે તો નાની, પણ એનું ય આજથી વિચારવાનું તો ખરું ને ? તારી ઇચ્છા હોય તો એ સૌનાં લગ્નની ગોઠવણ ડ્રુસસ અને તું સમજી લેજો."

"આપ અમારી બહુ ચિંતા કરતા થયા છો, આપનો આભાર માનું એટલો ઓછો."

"આભાર માનવાની જરૂર નથી. જર્મનીકસનાં છોકરાં એ મારાં છોકરાં નહિ ?" ટાઈબેરિયસ બોલ્યો. એક ક્ષણ અટકીને વળી બોલ્યો, "હું દિવસના નક્કી કરીને જણાવવા આવીશ."

"હવે મને રજા છે ?" થોડી વાર શાંતિ જ રહી એટલે ટાઈબેરિયસે જવાની રજા માગી.

જવાબમાં એગ્રિપીના ઊભી થઈ. તે બારણા સુધી એને વળાવવા ગઈ. હળવે હળવે ટાઈબેરિયસ બહાર નીકળી ગયો એટલે એગ્રિપીના દ્વાર બંધ કરીને આસન પર આવી બેઠી.

એ શાંતિથી ફરીથી ધ્યાનસ્થ થઈ. આજે એના જીવનનો તમામ થાક ઊતરી ગયો.



૯

## અર્ધસ્વપ્નની યાદ

લેપિડસ-સરદાર ઈમિલિયસ લેપિડસ–સાથે ડ્રુસિલાનાં લગ્ન થઈ ગયાં અને એગ્રિપીનાનાં લગ્ન રાજસભાના એક અગ્રગણ્ય વક્તા, રાજદ્વારી કૂટનીતિના નિષ્ણાત, બાહુબળમાં વિખ્યાત અને ધનવૈભવમાં જાજરમાન ઉમરાવ એવા સરદાર ડોમિટસ એહિનોબાર્બસ સાથે થયાં. આજે એને બે ઉપરાંત વર્ષ થઈ ગયાં. એગ્રિપીનાના ખોળામાં તો નાનું બાળક પણ પગ ઉલાળતું થઈ ગયું હતું. એના કૂણા કૂણા પગની થપાટીઓ એગ્રિપીનાના ગાલ ઉપર પડતી હતી. એગ્રિપીના એ થપાટીઓ મારનાર પગને પકડી લેતી હતી ને નાના બાળકના કપાળને પોતાના હોઠ આડે લપાવી દઈ બોલતી, "ભારે તોફાની! ભારે લુચ્ચો! તારા બાપ જેવો જ સીસાના કાળજાવાળો ને કાવતરાંઓ વિચારતી બુદ્ધિવાળો થવાનો ને?"

લેપિડસ પોતાની જૂની મિત્ર અને પત્નીની બેનને ત્યાં અવાર-નવાર આવતો. કોઈ વાર પોતાની પત્નીને સાથે લાવતો, કોઈ વાર એકલો.

એગ્રિપીના પોતાના નાના બાળકનાં તોફાનોને એની પાસે વર્ણવતાં થાકતી જ નહિ. આજે એણે કહ્યું, "આ છોકરો સિઝરનું ખૂન કરનાર નીવડે તો નવાઈ નહિ. હું તો એને સ્વપ્નોમાં સિઝર સિવાય કશું જ દેખતી નથી."

એ વખતે ઓરડામાં કોઈ જ નહોતું.

લેપિડસ એ વાક્યને સાંભળી ન શક્યો. એણે તક સાધી.

"તો, તમારું સ્વપ્નું પૂરું નહિ તો અર્ધું તો ફળ્યાનો તમને સંતોષ મળશે જ."

"કેમ અર્ધું ?" આશ્ચર્યથી એગ્રિપીનાએ પૂછ્યું.

લેપિડસે ઓરડામાંથી બહાર દેખાતા આસમાન તરફ જોયું. "અહીંથી નહિ દેખાય, ઝરૂખામાં જશું ?"

"શું છે ?" એગ્રિપીના ઊઠતાં ઊઠતાં બોલી.

"દૂર દૂર પણે..." લેપિડસે આંગળી ચીંધી.

"ડિયાનાનો દરવાજો બતાવો છો ?" એગ્રિપીના હજી પણ સમજી શકતી નહોતી, એણે પૂછ્યું.

"હા, ડિયાનાનો દરવાજો, અને તમારી નાનપણની ચીજો– ભરત, ગૂંથણ, રમકડાં કંઈ અહીં સાથે લાવ્યાં છો ?"

"હા, ઘણું લાવી છું." એગ્રિપીના બોલી.

"એ જરા કાઢશો ? જરા જોઈએ, નાનપણને યાદ કરીએ." લેપિડસ બોલ્યો.

પિયરના સ્મરણની એક પેટી એગ્રિપીનાએ કાઢી. લેપિડસે એક પછી એક તે ચીજો બહાર કાઢવા માંડી. દરેક પર એક આકાર ચીતર્યો હતો. એક હાથમાં ભાલું તોળીને બીજા હાથમાં એક રથના ચાર ઘોડાની લગામો મજબૂત રીતે પકડીને અર્ધી ઊભી બેઠેલી ડિયાનાની મૂર્તિ દરેક ભરતમાં–દરેક માટીકામમાં હતી.

"હજી યાદ નથી આવતું? પાંચ જ વર્ષ—બે જ વર્ષ ઉપરની વાત ભૂલી ગયાં?"

"ડિયાના?" અચાનક એગ્રિપીનાના મોંમાંથી ઉદ્ગાર નીકળી ગયો. એ સ્તબ્ધ બની ગઈ.

"બસ, મારે આ જ સમજાવવું હતું. તમારું એ સ્વપ્ન પૂરું નહિ તો અર્ધું તો તમારું આ બાળક જરૂર ફળવાન કરશે એમ તમારી વાતો કહે છે. ઓહ, હવે હું જાઉં, મોડું થઈ જાય છે."

લેપિડસ ઊઠવા જતો હતો. એગ્રિપીનાએ એકદમ એના ઉપવસ્ત્રનો છેડો પકડી લીધો, "લેપિડસ!" એ બોલી.

"કેમ?" લેપિડસ બોલ્યો.

"તમે ઠીક યાદ દેવડાવ્યું. સ્વપ્ન હવે અર્ધું નહિ પણ આખું જ પૂરું થશે. મને કહો, હમણાં તાત્કાલિક શું કરવાનું છે? મને એ કહેશો તો હું તમારો આભાર માનીશ. પછીનું હું વિચારી લઈશ. નીચે બેસો, વાતો કરો. પહેલાં મને જણાવો કે હમણાં રાજકારણના શા પ્રવાહો છે?"

"એ વાતો અહીં કરવી એ સલામતીભર્યું નથી. એહિનોબાર્બસને હું જાણું છું. એહિનોબાર્બસે અહીંની ભીંતોને પણ કાન આપ્યા છે. અહીં વાતો કરવાથી આપણું સ્વપ્ન જરાકે સિદ્ધ થતું હોય તો તે પણ માટીમાં મળે."

"ત્યારે?"

"આપણી પેલી પૂર્વની પહાડીઓમાં ફરવા જઈએ. સાંજે આવી શકશો? છાની રીતે આવવું જોઈશે."

"તો એ તો સવારે વધુ ફાવે. એહિનોબાર્બસ સવારે એકલા

ફરવા જાય છે. સાંજે એમની સાથે મારે ફરવા જવું પડે છે. સવારે હું એકલી નીકળી હોઉં તો એમને શંકા ન આવે.”

“કાલે સવારે જ ?”

“કાલે સવારે જ.” એગ્રિપીના બોલી.

લેપિડસ ગયો. એગ્રિપીના ઊભી થઈ. ઊભાં થતાં એને કશું પૂર્વાપર યાદ નહોતું. ખોળામાં સૂતેલ બાળક ધબ્બ સરખું જમીન પર પછડાયું. એગ્રિપીનાએ એ તરફ ધ્યાન સરખું ન આપ્યું. એ તો ઝરૂખામાં આવી ત્યાંથી દૂર દેખાતા ડિયાનાના દરવાજા પરની કેવળ ધારી જ લેવી પડે તેવી દેખાતી ડિયાનાની મૂર્તિને જોઈ રહી.



## ૧૦

# એ કેમ બન્યું હતું ?

એ કેમ બન્યું હતું? એ બનવું સહજ હતું.

ટાઈબેરિયસ, જીવન આખું વેર અને આશંકાનાં કડવાં ઝેર પી પીને જીવનના છેલ્લા દિવસોમાં એ ઝેરની અસરને શાંત કરવા અમૃતને શોધતો હતો. એનાં પોતાનાં નાનાં બાળકો તો રહ્યાં નહોતાં. ડ્રુસસનું એક બાળક હતું ને જર્મનીકસનાં બાળકો હતાં. એમને ભેળાં કરી એમની જોડે એ ગેલ કરતો. એના પ્રેમની ધારા સૌ ઉપર એટલા જોશથી પડતી કે બાળકોને અંદર અંદર તકરારો કરવાનો અવકાશ જ નહોતો રહેતો.

અને આ બાળકોની સાથે ટાઈબેરિયસે પોતે ધારેલા પોતાના ભાવિ જમાઈઓને પણ ભળવાને નોતર્યા. લેપિડસ તો રાજકુટુંબમાં પહેલેથી જ આવતો-જતો, બાળકોને એ નવો ન લાગતો; એહિનો-બાર્બસ રાજકાજ સિવાય કદી અહીં આવ્યો નહોતો, એનો આવવા-

જવાનો માર્ગ પણ રાજદ્વારીઓ માટેનો આવવા-જવાનો જે ખાસ માર્ગ હતો તે જ હતો, બાળકોને એ નવો લાગતો હતો.

એહિનોબાર્બસે પહેલું ધ્યાન ખેંચ્યું નાની એગ્રિપીનાનું. પહેલે દિવસે એહિનોબાર્બસ આવ્યો. ટાઈબેરિયસે હસીને એને આવકાર આપ્યો. સૌ આ નવા આગંતુક તરફ જોઈ રહ્યાં હતાં, ત્યાં અચાનક પવનની એક લહર આવી. એહિનોબાર્બસની સુંવાળી ગોળ ભરાવદાર ગરદન પર ઝૂલતા રેશમ જેવા વાળ ફરફરીને ઊડીને કપાળ ઉપર આવ્યા. વાળ ઊડતાં વાળની અંદરની સુગંધી ઊડીને આખા ઓરડામાં પ્રસરી ગઈ. ઓરડો મઘમઘી ઊઠ્યો. વાળને સરખા કરવા એહિનો-બાર્બસે પોતાનો હાથ ઊંચો કર્યો અને હાથના સૌષ્ઠવપૂર્ણ સ્નાયુઓએ ભુજા સાથે લપેટાયેલા એના ઉપવસ્ત્રને ખભા પર સેરવી નાખ્યું. ઉપવસ્ત્રે ઢંકાયેલ વક્ષસ્થલ ખુલ્લું થયું અને ત્યાંથી આખી દેહકાંતિ બહુ મનોરમ રૂપે બહાર આવી.

એગ્રિપીના એ વક્ષને ને એ કાંતિને જોઈ રહી.

દાદાજી સાથે વાતો અને તોફાન કરતાં તેઓ સેળભેળ થઈ ગયાં ને એગ્રિપીના એહિનોબાર્બસ પાસે આવી ઊભી. સાદાં વસ્ત્રધારી, પાણીમાં બિડાયેલ કમળ જેવી આંખોવાળી અને રાત્રિની શાંતિમાં સૂતેલ સરોવર જેવી મુખમુદ્રાવાળી કુમારી એગ્રિપીના એહિનો-બાર્બસને ભીજવવા લાગી. એને લાગ્યું કે એગ્રિપીનાની પાતળી દેહયષ્ટિમાંથી ચંદ્રની જ્યોત્સ્ના ટપકે છે, એની આંખોની પાતળી લાંબી કમાનદાર ભ્રમરો પોયણીની સહેજ ખીલેલી ઊપસેલી પાંદડીઓ છે.

પછી તો દાદાજીએ કહ્યું કે તેઓ બંને જીવનભર સાથે જ રહે એવી એમની ઇચ્છા છે, ત્યારે એ બંનેએ લજ્જાયુક્ત સ્મિતથી એ ઇચ્છાને આવકારી હતી.

એ શું કહેવાય એ એગ્રિપીના જાણતી નહોતી. લોકો એને લગ્ન કહેતાં હતાં. લગ્નકરાર ઉપર બંને પક્ષની સહીઓ થઈ. ફેબ્રુઆરી અને મે મહિનામાં લગ્ન થાય નહિ, એકમ પાંચમ ને તેરસની તિથિઓએ લગ્ન થાય નહિ એવા શાસ્ત્રનિષેધો માનતાં માનતાં રાહ જોવડાવીને વડીલોએ એમનાં લગ્ન કર્યાં.

પછી જ્યારે એગ્રિપીના ઉપર જમીન સુધી ઢસેડાતો સફેદ રેશમી ઝભ્ભો પડ્યો, એની ઉપર દાસીઓએ અને કુટુંબની સ્ત્રીઓએ લાંબી પટ્ટીઓ અને ચમકદાર જાંબલી રંગની દોરીઓ મૂકી, એના મોં પર સૂરજના તેજમાં ચમકતો પીળો બુરખો નાખ્યો અને પગમાં પીળા રંગની સપાટો પહેરાવી એને લગ્નના પૂજાસ્થાને લઈ જવામાં આવી, ત્યારે એનું હૈયું લગ્ન સિવાયની બીજી તમામ વાતોને ભૂલી ગયું.

અગ્નિવેદિને એહિનોબાર્બસ સાથે પ્રદક્ષિણા ફરતાં ને પ્રણામ કરી માતાની વિદાય લેતાં એણે અકથ્ય ભાવો અનુભવ્યા. માતાએ એને પ્રણાલિકા અનુસાર પોતાની છાતીએ લીધી અને પ્રણાલિકાને અનુસરીને એહિનોબાર્બસે એને ત્યાંથી આંચકો મારી છોડવી લીધી ત્યારે એ એને ગમ્યું.

વાજતેગાજતે તે એહિનોબાર્બસના ઘરમાં આવી. પતિએ એને પોતાના હાથ પર ઊંચકીને ઉંબર ઓળંગાવ્યો. ઘરની ગૃહિણી કરી છે એના સૂચનરૂપ ઘરની ચાવીઓ એને સોંપી. બીજે દિવસે ગૃહિણી તરીકે એણે જ રાંધ્યું ને એણે જ પીરસ્યું.

એહિનોબાર્બસની એ ગૃહિણી થઈ!

અને એની સદા ય ખાતરી આપતો એક નાનો એહિનોબાર્બસ પણ એના ખોળામાં રમવા આવી પડ્યો.

બધું સ્વાભાવિક હતું, આટલા દિવસ એને આ વિષે કંઈ પ્રશ્ન જ નહોતો થયો. ક્યારેક નાનપણની વાતો યાદ આવતી પણ તેની સાથે જ એને એહિનોબાર્બસ સાથે રોજ થતા આનંદકિલ્લોલો યાદ આવતા અને એ બીજું બધું એને ખબર ન પડે તેમ ભૂલી જતી. બહુ બહુ તો દાયજામાં મળેલ તકલી અને શાળ જે કબાટમાં હતી ત્યાં જઈને એ ઊભી રહેતી અને માને યાદ કરતી.

આજે જ એને પ્રશ્ન થયો, "એ કેમ બન્યું?"



૧૧

## બીજપરિવર્તન

"સરદાર લેપિડસ, આ મારું અપમાન છે. હું રોમન સામ્રાજ્યનો પાટવી કુમાર, આવતી કાલનો સિઝર, તેને તમે ના પાડવાની આટલી હદે હિંમત કરો છો?"

"કુમાર! મને આવી રોજ રોજની ભિખારીની રીત પસંદ નથી."

"મને ભિખારી કહો છો?"

"જે માગવાનો આપનો હક્ક નથી તે માગવું એનું નામ ભિખારીપણું જ સ્તો!"

"રોમન સામ્રાજ્ય મારું છે. રોમના લોકોની તમામ મિલકત મારી છે. હું ચાહું તેની મિલકતનો ઉપયોગ કરી શકું."

"આપને આ જ્ઞાન આપનાર આપના નવા મિત્ર કેસિયસ શેરિયા હશે. એ જ્ઞાન આપને હાનિકર્તા ન નીવડે એવી મારી પરમ શક્તિમાનને પ્રાર્થના છે."

"આપ મને હું માગું છું તે નહિ આપો?"

"મેં બે વાર જે ભાર સાથે સ્પષ્ટ ના પાડી તેનો જ હું ત્રીજી વાર ઉચ્ચાર કરું છું, આપને મારી પાસેથી કંઈ જ નહિ મળે, કોઈની માગણુવૃત્તિને પોષવામાં હું માનતો નથી. નમસ્કાર !"

લેપિડસ ઝડપથી ચાલતો થયો. એની જોડે વાત કરનાર કેઈયસ મૂઢ બની એને જોઈ રહ્યો. જે કામ ન કરી શકવા માટે પોતાના મિત્ર શેરિયાને જેણે કેટલો ઉતારી પાડ્યો હતો તે કામ એ પોતે પણ ન કરી શક્યો તેનો એને જબરો આઘાત લાગ્યો.

ટાઈબેરિયસના કેપ્રિ ગયા પછી મા-વિહોણા બનેલા કેઈયસને અંતરની વાતો કરવા માટે કોઈ સ્થાન રહ્યું નહોતું. મોટી બેન ડ્રુસિલા પાસે એ જતો, પણ બેનના ઘરનું ઉમરાવકુટુંબી વાતાવરણ જોઈ એ અંજાઈ જતો. એ રાજકુમાર હતો, છતાં ગરીબ હતો. નમાયો નબાપો અને સ્નેહીજનવિહીન ભલોભોળો કુમાર ધનસંપત્તિ-વિહીન પણ થઈ ગયો હતો. પાટવી કુમાર તરીકેનો એનો પગાર સીધો રાજમહેલમાંના એના ખર્ચા પેટે જમા થઈ જતો. ડ્રુસસ એને પોતાના પાસે રાખી રોજના રાજદ્વારી બનાવોની સમજ આપતો તેમાં, કંઈક વાંચનમાં અને કંઈક કસરતો અને શિકારમાં એ સમય પસાર કરવા મથતો, પણ એનું મન ક્યાં ય ચોંટતું નહોતું એટલે એણે ભાઈબંધો કર્યા. એમાં એક હતો કેસિયસ શેરિયા. પહેલાં એનો બાપ નાનો ઉમરાવ હતો પણ ટાઈબેરિયસના શાસનમાં એ એની તલવાર નીચે ભૂલથી ઝડપાઈ ગયો હતો. ખંધો શેરિયા પોતાના મોઢાની મીઠાશ અને અંતરની ખંધાઈથી માર્ગ કરતો પાટવી કુમાર પાસે પહોંચ્યો અને કુમારે એને થયેલા અન્યાયથી એના પ્રત્યે સહાનુભૂતિથી ખેંચાઈ ધીરે ધીરે એને પોતાનો સોબતી બનાવી લીધો. બીજા પણ બે ચાર જણ એના જેવા એના પડખામાં સરકી આવ્યા. ગરીબ કેઈયસને પૈસાની જરૂર પડવા લાગી. મોટી બેન પાસેથી એ અવારનવાર પૈસા લઈ જતો. લેપિડસને એની ખબર પડી. કેટલોક

સમય એણે એ ચાલવા દીધું પણ એણે જોયું કે કેઈયસની જરૂરિયાતનું પ્રમાણ તો વધતું જ જાય છે એટલે એને એ બાબતની ઘૃણા ઊપજી. એણે પ્રથમ તો કુંસિલાને જ કહ્યું, "તમારા ભાઈને નાણાંની જરૂર પડતી હોય તો એમણે મારી પાસે માગવાં. તમારી પાસે તો કેટલું નાણું હોય? તમે બહુ આપી ન શકો માટે જ એમને મારી પાસે મોકલવાનું કહું છું."

લેપિડસે ધાર્યું હતું કે કેઈયસ આનો અર્થ સમજી જશે—એ માગવાનું બંધ કરશે; પણ એની ધારણા ખોટી પડી. કેઈયસ તો નહિ, કેઈયસને બદલે શેરિયા, પણ એ કેઈયસનો મોકલ્યો જ, લેપિડસ પાસે આવ્યો. "રાજકુમારને એક હજાર સિસ્ટેર*ની અત્યારે જ જરૂર છે. મને એ લેવા આપની પાસે મોકલ્યો છે."

લેપિડસ એની સામે કેટલી યે વાર જોઈ રહ્યો અને પછી એણે અંદર જઈ એક થેલી લાવીને એની સામે ધરી અને કહ્યું, "રાજકુમારે પોતે આવવું જોઈતું હતું. તમને નથી લાગતું?"

"હું એમને આપના શબ્દો કહીશ." શેરિયા બોલ્યો. એના બોલવા પાછળ એવો ભાવ હતો કે આ આપની ધૃષ્ટતા છે. પણ લેપિડસે એના ભાવને પોતે એવું સાંભળ્યુ જ નથી એવા ભાવથી નિરસ્કારી કાઢયો.

કેઈયસને શેરિયાએ લેપિડસના શબ્દો કહ્યા ત્યારે એણે કહ્યું, "હવેથી હું જઈશ."

"પણ એ તો આપનું અપમાન છે." શેરિયા બોલ્યો.

"નહિ, અપમાન શાનું? મારા બનેવી પાસે મારે જવું છે ને?" કેઈયસ બોલ્યો.

બે જ દિવસ પછી કેઈયસ લેપિડસને મળ્યો. મળતાં એણે સ્મિત કર્યું. કહ્યું, "આપને તકલીફ આપવાની તો થાય છે પરંતુ

---

* ૧૦૦ સિસ્ટેર=લગભગ ૪ ડૉલર

એનો બદલો આપને મળી રહેવાનો છે. આપે બે દિવસ પહેલાં જે રકમ મારા પ્રિય મિત્ર શેરિયા સાથે મોકલાવી તે પૂરતી ન થઈ. ઓછામાં ઓછી એટલી જ રકમ જો હવે આપ આપશો તો ઠીક દિવસો સુધી આપને ફરી તકલીફ નહિ આપવી પડે."

"આ રાજકુમાર! આવો બાઘો રાજકુમાર!" લેપિડસના મનમાં ગુસ્સો આવી ગયો. પણ એણે શબ્દોને બને તેટલા વિનયી અને છતાં અસરકારક બનાવીને કહ્યું,

"આપ મારી આગલી સૂચનાઓને સમજ્યા નહિ. આપની બેનને મેં જે કહ્યું અને બે દિવસ પહેલાં કેસિયસ શેરિયાને મેં જે કહ્યું તેનો અર્થ એ હતો કે આપે આ માગવાની વૃત્તિ ન રાખવી જોઈએ."

"આપની વાત કદાચ બરાબર હશે, પણ નાણાંની મને બહુ જરૂર રહે છે."

"એ જરૂરિયાત પૂરી પાડવાની જવાબદારી કંઈ મારી નથી."

"પણ ત્યારે હું બીજા કોની પાસે માગું? એહિનોબાર્બસ સાથે તો મારે પરિચય નથી."

"આપને પગાર મળતો નથી?"

"એ તો રાજમહેલના મારા ખર્ચા પેટે જમા થાય છે."

"રાજકુમારનો પગાર એટલો થોડો નથી હોતો. આપ તપાસ કરો. આપને એમાંથી ઘણી બચત મળશે."

"એ બધી ધમાલ હું કરી શકીશ નહિ. આપ આપો ને! આપને શો વાંધો છે?"

લેપિડસનો ગુસ્સો હવે કાબૂમાં ન રહી શકયો. એણે કહી નાખ્યું,

"મને શો વાંધો છે એ જણાવવાની હું આવશ્યકતા જોતો નથી. સીધા શબ્દોમાં હું કહું છું કે આપને મારી પાસેથી કંઈ નહિ મળે."

"નહિ મળે?" કેઈયસ આશ્ચર્ય પામીને બોલી ઊઠયો.

"નહિ મળે!" મક્કમ સ્વરે લેપિડસે કહ્યું.

કેઈયસ એ સાંભળીને ઘડીક થંભી ગયો, પછી ત્રાડ મારીને બોલ્યો, "સરદાર લેપિડસ! આ મારું અપમાન છે."

લેપિડસે એનો ત્રીજી વાર વધુ આકરી રીતે જવાબ આપી દીધો ને કેઈયસને જબરો આઘાત થયો. આઘાતથી આવેલી મૂઢતામાંથી જાગ્યા પછી એ મન સાથે બોલ્યો, "લેપિડસ, તમને આ ભારે પડનાર છે!"

લેપિડસ પણ આ પ્રસંગથી ખૂબ ઉશ્કેરાઈ ગયો. એને આની ઉપર ખૂબ વિચારો આવ્યા. કેઈયસ આ અપમાનનો બદલો લીધા વિના નહિ રહે. એ પાટવી કુમાર છે, એની મહેરબાની મેળવવા એની પડખે એ માગશે એટલા લોક ચડશે. એથી આજે નહિ તો કાલે કે જ્યારે એ સિઝર બનશે ત્યારે એ જ એનો નાશ કરાવ્યા વિના નહિ રહે. પણ કેઈયસની ઇચ્છા કંઈ પરિણામનું સ્વરૂપ લે તે પહેલાં એનો ઉપાય કરી નાખવો જોઈએ. કેઈયસને એ ઓછો જાણતો હતો એમ નહોતું. એને જરૂર નવાઈ લાગી કે એક દિવસ જે કેઈયસ કેવા ઉમદા સ્વભાવનો હતો, સિઝરપદ માટે બેદરકાર હતો, તે આજે આવો લાલચુ કેમ બની શકયો! મિત્રો અને પરિસ્થિતિ માણસમાં આવું પરિવર્તન લાવી શકે છે એ જાણી એને નવાઈ લાગી. એને આ વસ્તુ ભયંકર લાગી. આ આવતી ભયંકરતાને ડામી દેવા એનું મન ઊછળવા લાગ્યું.

અને પછી એને એગ્રિપીનાના થોડા સમય પહેલાંના પ્રસંગો યાદ આવ્યા. એ એને મળવા આવ્યો.

એગ્રિપીનાએ તો કહ્યું કે એનો બાળક સિઝરનું ખૂન કરનાર બનશે, અને એને એ સિઝર તરીકે જ સ્વપ્નમાં જોતી હતી ત્યારે લેપિડસે એને પૂરું નહિ તો ય અધું સ્વપ્ન તો સાચું પડશે એવો કટાક્ષ કર્યો. એ કટાક્ષની કાતિલતાએ એગ્રિપીનાનું સૂતેલું ખમીર જગાડી દીધું. પણ અગ્રિપીના એમ ન બોલી હોત તોપણ આજે લેપિડસ એગ્રિપીનાના ખમીરને જગાડવાનો નિશ્ચય કરીને જ આવ્યો હતો.



૧૨

## ઝરણાનું શાંત તોફાન

રાત્રે એ યાદ કરીને આનંદથી લેપિડસના અંતરના બંધ તૂટી જતા હતા કે એગ્રિપીના ખરેખર ખમીરવાન છે. ડિયાનાનું એણે ધરેલું સ્વપ્ન કેવળ નદીકાંઠે રેતીમાં કરેલો કૂવો નહોતો કે વાવાઝોડાની હવામાં રચેલો કિલ્લો નહોતો, પણ જેનો પાયો પાતાળ-ઊંડો છે એવી ઊભી થતી લોખંડી મહેલાત હતી. આનંદના ઉદ્રેકમાં એની રાત પસાર થવી મુશ્કેલ થઈ પડી.

રોમની પૂર્વે દેશના નાના તાલુકાઓમાં જવા માટેનો કિલ્લાની ઊંચી દીવાલમાં એક નીચો દરવાજો હતો. એ દરવાજામાંથી બહાર નીકળતાં એક સાંકડી કેડીની બેઉ બાજુએ પોપ્લર, પાઈન, ઓક, શેતૂર, ગુલમોર અને એવાં અનેકવિધ વૃક્ષોની સામસામી હારો એકમેકમાં મળી જવાને મથતી હોય તેવી ગીચ ઝાડી શરૂ થતી હતી. ટેકરીઓ, ખીણો, વહેળાઓ અને વોંકળાઓથી ભરાયેલી એ ભૂમિ

ધીમે ધીમે ઊંચે થતી દૂર દૂર આસમાનને પહોંચતી દેખાતી હતી. વચ્ચે વચ્ચે રહેલી ટેકરીઓ, વૃક્ષલતા પુષ્પો ઓઢીને ઊભી થયેલી સાંઢણીઓ જેવી લાગતી હતી.

આ સ્થળે કોઈ ફરવા નીકળતું નહિ, સિવાય કે કોઈ મસ્ત યોદ્ધો. ગામડાંઓમાં જવાની આ કેડી હતી પણ મુસાફરો ટોળી બાંધીને જ નીકળતા. લૂંટારાઓ પણ આ રસ્તે લૂંટ કરવા નીકળવાની હિંમત ન કરતા. કેડીની તદ્દન નજીકની જ ઝાડી અને ટેકરીઓમાં બેઠેલ સિંહ કે ચિત્તા કે અજગરો ક્યારે ક્યાંથી આવશે એ અનિશ્ચિત જ રહેતું. એ જંગલી પ્રાણીઓની ચોકીને અર્થે જ મુખ્યત્વે અહીં આગળ આ દરવાજો હતો. મુસાફરો તો અહીં પ્રવેશ નોંધાવીને, બહાર કિલ્લાની દીવાલે દીવાલે ચાલતા રસ્તા પર ચાલી, બીજી બાજુ આવેલા મોટા દરવાજામાંથી જ પ્રવેશ પામતા.

આ સ્થળે લેપિડસ એગ્રિપીનાને તે નાની હતી ત્યારે લાવતો અને ત્રણ વરસના ગાળા પછી આજે લાવ્યો.

ઉષાનો ગુલાલ-ઉડાડતો સૂર્ય તો એ ગુલાલની આંધીમાં જ ઢંકાયેલો હતો, પણ દિશાઓ દેદીપ્યમાન થઈ ગઈ. હતી. ઝાડી અને પહાડી મીઠી ઊંઘ લઈ પ્રફુલ્લ બની ઊઠી હતી. એ પ્રફુલ્લિતતાનો આહ્‌લાદ અનુભવતાં બે ઘોડાં અને એમની ઉપરનાં બે અસવારો નીચાં નમી નમી કેડી પરથી આગળ વધી રહ્યાં હતાં.

એમના એ જ જૂના તોફાની ઝરણાને કાંઠે ઘોડાંને દોરીને તેઓ આવી ઊભાં.

"કેટલાં વર્ષથી આપણે આને જોઈએ છીએ છતાં આ ઝરણુ અને એનું તોફાન આપણુને નવીન જ લાગે છે. એનું તોફાન આપણે કદી શોકમાં પડી ગયેલું નથી જોયું. તમને આ બહુ ગમતું, નહિ ?" લેપિડસ બોલ્યો.

"આજે પણ ગમે છે." એગ્રિપીના શાંતિથી બોલી. અને એની પાછળ દૂરથી સિંહની એક ગર્જના થઈ.

"તમારી એક કલ્પના હતી સિંહને રથે જોડવાની!" લેપિડસ હસ્યો.

એગ્રિપીના બે ચાર ક્ષણો ગંભીરતાથી એ સાંભળી રહી. પછી બોલી, "એ દિવસે એ અણસમજમાં બોલી હતી, પણ હું માનું છું કે મારા અંતરમાં એની પાછળનું જોશ તો સાચું જ હશે. તે દિવસે એ જોશ બડબડાટમાં ચાલ્યું જતું હતું, આજે–આજે–" એને સૂઝયું નહિ કે પોતાના અંતરની વાત કઈ રીતે વ્યક્ત કરવી. એ જોશને એ ભૂલી ગઈ એની એને શરમ લાગતી હતી, એટલે એ ફરીથી વ્યક્ત કરતાં એને શરમ લાગતી હતી–રખે એ કૃત્રિમ લાગે.

"તત્ત્વમાં રાજકુમારી એગ્રિપીના આજે પણ જો તે જ દિવસનાં હોય તો મારી મહેનત હું સફળ માનીશ." લેપિડસ બોલ્યો.

"એક પ્રશ્ન," લેપિડસ બોલ્યો. "એહિનોબાર્બસે આપણી કાલની વાતો જાણી હોય તેવું લાગ્યું?"

"જાણી લીધી હોય તોપણ શું?"

"એમણે અહીં આવતાં તમને અટકાવ્યાં હોય, વાંધો લીધો હોય, કંઈક તોફાન થાય..." લેપિડસ બોલ્યો. એગ્રિપીના જવાબમાં ચૂપ રહી. લેપિડસ પણ ચૂપ રહ્યો.

કેટલોક સમય આમતેમ ફરવામાં અને કુદરતને જોવામાં ચાલ્યો ગયો. દૂર એક ઠેકાણે એક ચિત્તો ચાલ્યો જતો દેખાયો. એગ્રિપીના એની સામે જોઈ રહી.

શાંતિથી બંને ફરતાં હતાં. એગ્રિપીના ચૂપ હતી. લેપિડસ વચ્ચે વચ્ચે કંઈ કંઈ બોલ્યે જતો હતો. એની વાતોમાંથી એગ્રિપીનાએ રાજસભાની, રાજમહેલની, સિઝરની, સામ્રાજ્યની અને લોકોની

પ્રવૃત્તિઓની તૂટક તૂટક માહિતી જાણી. સિઝર હુંસસ માંદા રહે છે એ તો એગ્રિપીના જાણતી હતી, પણ એની હાલત ગંભીર છે એ જે છુપાવી રાખવામાં આવ્યું હતું તે એને નવીન જાણવા મળ્યું. કેપ્રિમાં વૃદ્ધ ટાઈબેરિયસ જીવે છે કે નહિ તેની લોકોને પૂરી શંકા છે પણ તે જીવે છે તે ચોક્કસ છે; પણ એનું મૃત્યુ કોઈ પણ સમયે થઈ જાય તેવો પૂરો ભય છે. કેલિગુલા–કેઈયસ–પહેલાં હતો તેવો નથી રહ્યો. પહેલાં એ ભાવનાશાળી શિક્ષકોની કેળવેલી નિસ્પૃહિતા અને સુંદર ભાવનાઓ અને સદાચારી, સદ્દવિચારી માતાના શુભ વિચારોની અસર નીચે હતો ત્યારે એને માનની સુખની–કશાની મમતા નહોતી. આજે તો એને શેરિયા જેવા મહત્ત્વાકાંક્ષી ભાઈબંધો મળ્યા છે અને એમની અસર નીચે એ સિઝરપદ પોતાના હાથમાં જ આવે એની કાળજીમાં છે–જો કે આની સાથે એ પોતાની ભૂતકાળની ભાવનાઓનો મેળ કરવાનો પ્રયત્ન કરે છે પણ એ થશે કે નહિ અને થશે તો કેટલો સમય ટકશે તે કંઈ ચોક્કસ નહિ. સિઝરનું એકાએક મૃત્યુ થઈ જાય તો કેટલાક રાજદ્વારીઓ, કે જેમાં રાજમંત્રીનો પણ સમાવેશ થાય છે, તેઓ કલૉડિયસને ગાદી પર લાવવાનું વિચારે છે. કલૉડિયસ ટાઈબેરિયસના મૃત મોટા ભાઈ (હુંસસ મોટો) નો દત્તક પુત્ર હતો. જો કે સૅનેટનો મોટો ભાગ માને છે કે કલૉડિયસ ગાદી પર આવે તો એનું નિર્માલ્યપણું એમના મનસ્વી વર્તનને મુક્તપણે વિચરવા દેવામાં મદદ કરે, પણ કેટલાક સભ્યો ઑગસ્ટસના વચનને ખાતર જર્મનીકસના પુત્રને ગાદી પર ઇચ્છે છે. સામ્રાજ્યનો વધુ વિસ્તાર તો આજે થવાના સંજોગો જ નથી. સારું છે કે પરદેશીઓના હુમલા શાંત છે, નહિ તો એમનો સામનો કરવો મુશ્કેલ બને. સ્પેન, બ્રિટન અને એશિયા માઇનોરના સૂબાઓ તો લગભગ સ્વતંત્ર જેવા થઈ પડ્યા છે.

પોતાના શાસનકાળમાં અને ભવિષ્યમાં પણ સૂબાઓ કંઈ પણ જાતના વિશેષ પ્રયત્ન વિના સામ્રાજ્યને વફાદાર રહે તે હેતુથી ટાઇબેરિયસે જે જુલ્મો કર્યા હતા તે સાવ જ નિષ્ફળ ગયા છે. ટાઈ-

એરિયસને ઘણું કરીને આ વસ્તુની ખબર મળી ગઈ છે, પણ તેઓ હવે દુન્યવી બાબતોને મગજમાં સ્થાન જ આપવા ઇચ્છતા નથી. લોકોમાં પણ કંઈ વ્યવસ્થા રહી નથી. એમનામાં વિચારશક્તિ અને કાર્યશક્તિ તો ઑગસ્ટસ જતાં નાશ જ પામ્યાં છે. હમણાં ગુલામોમાં છાની છાની કંઈક પ્રવૃત્તિ ચાલી રહી છે, પણ જાહેર જનતાને તો એની જરા યે ખબર નથી. ગેલિલિના કોઈક ભરવાડ વિષે એ લોકો બહુ આર્દ્રભાવે વાતો કરતા હોય છે, પણ એ વાતો ભયકારક નથી.

એગ્રિપીના બધું સાંભળતી હતી. એને પોતાને પણ ખબર નહોતી કે લેપિડસની વાતો કોશેટા પર વીંટળાતી લાળની પેઠે એના મગજને લપેટાય છે કે મૂઢ પથ્થર પરથી પારાની પેઠે સરી જાય છે. લેપિડસે તો માન્યું કે એની વાતો એના મગજના અણુ અણુએ ફરી વળે છે. બધી અસરો ઝીલવા માટે બોલવાની બાહ્ય પ્રવૃત્તિ એગ્રિપીનાએ બંધ કરી છે.

"હવે પાછાં વળીએ." એગ્રિપીના બોલી.

પાછાં વળ્યાં ત્યારે ઘોડાં આવતી વખતની પેઠે ધીરે ધીરે નહોતાં ચાલતાં. એગ્રિપીનાએ પોતાના ઘોડાને વધુ વધુ ગતિ આપવાનું શરૂ કર્યું અને લેપિડસ એને અનુસરતો ગયો અને થોડા વખત પછી ઘોડાં પૂરપાટ વહ્યાં જતાં હતાં ને ઝાડીમાં ને ટેકરીઓમાં દાબડા પડઘા પાડતા હતા.



## ૧૩

# નિષ્ક્રિયતાનો પ્રત્યાઘાત

એગ્રિપીના મહેલમાં પ્રવેશી કે ગુલામ બાંદી એસીરોનિયાએ આવીને ખબર આપ્યા, સરદાર એગ્રિપીનાની એમના ઓરડામાં રાહ કયારના જોતા હતા. ઈચ્છયું હતું કે એગ્રિપીના એમને તુરત મળે. એગ્રિપીનાએ સંદેશો સાંભળી લીધો, પણ તે એહિનોબાર્બસના ઓરડામાં ન જતાં સીધી પોતાના ઓરડામાં ગઈ. એણે વિચારમાં દાંત ભીંસ્યા.

એને ચેન પડતું નહોતું કપડાં બદલી ઓરડામાં આંટા મારતી તે થાકી એટલે પલંગ પર સૂતી, સૂતાં ચેન ન પડ્યું એટલે બેઠી થઈ, ત્યાંથી ઊઠી વિરામાસન પર બેઠી, વળી આંટા મારવા લાગી, ઝરૂખામાં આવી, ડિયાનાના દરવાજા તરફ નજરને ખોડી રાખી. ઊંડા વિચારમાં કેટલી યે વાર તે ઊભી રહી અને પછી ઓરડામાં પાછી વળી. એ જ વખતે એસીરોનિયાએ ઓરડામાં પ્રવેશ કર્યો.

“ભોજનનો સમય થયો છે, સરદાર આપની ટેબલ ઉપર ક્યારના રાહ જોઈ રહ્યા છે.” એસીરોનિયાએ કહ્યું.

“એમને કહે કે મારા વિના ચલાવી લે.” એણે જવાબ આપ્યો.

એસીરોનિયા આશ્ચર્યથી જવાબ સાંભળી રહી. એ હબસી જાતિની ગુલામ હતી, પણ રોમન કુટુંબોમાં જ એ જન્મથી ઊછરી હતી અને રોમન પત્નીઓ પતિના નાના સરખા હુકમને પણ કેટલું માન આપે છે એ એ જાણતી હતી. એગ્રિપીના અને ડોમિટસ (એહિનોબાર્બસ)ના પરસ્પર પ્રત્યેના પ્રેમને તે જાણતી હતી. ડોમિટસને તે આમ કદાપિ તરછોડે નહિ. આજે એમ થતું જોઈ એને નવાઈ લાગી. એ બોલી, “આજે સરદાર તમારા ઉપર ખૂબ ગુસ્સે હોય એમ લાગે છે.”

“એસીરોનિયા !” એગ્રિપીના ત્રાડ મારી ઊઠી. એસીરોનિયા એ ત્રાડથી થંભી ગઈ. એ એની સામું જોઈ રહી.

“સરદાર ગુસ્સે હોય કે રાજીમાં હોય, સરદાર મારા ઉપર ગુસ્સે હોય કે ગમે તેના ઉપર હોય, એ કંઈ કહેવાની તારે જરૂર નથી. જા, એમને મેં કહ્યું તેમ કહે.”

બીજાં ગુલામો સાથે વાત કરતાં માલિકો ચાબુકનો પહેલો ઉપયોગ કરતા, પણ એગ્રિપીના તો ગુલામો સાથે બહુ પ્રેમાળ રીતે વર્તતી, અને ગુલામો પણ એનો હુકમ ઉઠાવતાં આનંદ અનુભવતાં. એસીરોનિયા એગ્રિપીનાના આ કર્કશ સૂરથી એટલે જ ખૂબ ડરી ને ભાગી. બારણું પણ પાછું બંધ કરવાનું ભૂલી ગઈ. એગ્રિપીનાએ એ જાતે બંધ કરી લીધું.

એણે ઓરડામાં ફરીને આંટા મારવા માંડ્યા. થોડી વાર થઈ

ત્યાં એણે બહાર કોઈનાં પગલાંનો મોટો અવાજ સાંભળ્યો. એ જરા ઊભી રહી. એના જ બારણે ટકોરો પડ્યો.

એગ્રિપીના સમજી ગઈ કે બહાર કોણ છે, એણે બારણું ખોલ્યું. ગુસ્સાથી અતિશય લાલ થઈ ગયેલો એહિનોબાર્બસનો લાલ રંગનો ચહેરો સામેની બારીમાંથી આવતા પ્રકાશને લીધે તપેલા તાંબા જેવો લાગતો હતો. કાચી આંખોને લીધે ઝીણી બનેલી આંખો ગુસ્સાથી નેણ સંકોચાયેલાં હોવાથી વધુ ઝીણી બની હતી. બારણામાં અંદર ઊભા રહીને જ એણે પ્રશ્ન કર્યો :

" આપને સવારે ઓરડામાં આવવાનું ગુલામે નહોતું કહ્યું ? "

" કહ્યું હતું. " એગ્રિપીનાએ શાંતિથી જવાબ આપ્યો.

" તો શા માટે ન આવ્યાં ? "

" આવવું જ જોઈએ એવું કંઈ થોડું છે ? આપ અહીં કેમ ન આવ્યા ? "

" હું બોલાવું ને તમે ન આવો, અને હું અહીં આવું ? " ડોમિટસનો અવાજ સૅનેટમાં ગાજે તેમ ગાજ્યો.

" આપ એમ ઊભા ન રહો. અંદર બેસીને વાત કરીએ. "

ડોમિટસ છોભીલો પડી ગયો. એણે જાણે એ સાંભળ્યું જ ન હોય તેમ બીજો પ્રશ્ન પૂછ્યો :

" ભોજન પર હું આપની રાહ જોતો હતો. આપ જાણો છો કે આપના સિવાય હું એકલો જમી શકતો નથી, છતાં, બોલાવ્યા છતાં, કેમ ન આવ્યાં ? "

" આપ જે હુકમ કરો તે મારે માનવો જ અને આપના પ્રત્યેક ગમા–અણગમાને માન આપતાં રહી મારે વર્તવું એ મારાથી દરેક પ્રસંગે ન પણ બને. "

" હાં ! " ડોમિટસની આંખો ફાટી રહી.

"મારી પત્નીએ દરેક પ્રસંગમાં મારી ઇચ્છાઓને અનુકૂળ જ ચાલવું પડશે."

"મારાથી એ ન બને તો ?"

"તો ?" જવાબ આપતાં એક ક્ષણ ડોમિટસે વિચાર કર્યો ને પછી કહ્યું, "મારી મિલકતનો તમામ વારસો મેં આપને લખી આપ્યો છે તે મારે રદ કરવો પડે."

"અંદર આવો, આપને લેખનસામગ્રી આપું, અત્યારે જ એ લખી નાખો."

"મારા ઓરડામાંથી જ હમણાં લખીને એ નિર્ણય આપને વાંચવા મોકલું છું. પણ પછીની આપની સ્થિતિની કલ્પના કરી લેજો. ડોમિટસ કે જે રાજસભામાં સિઝરને પણ ઉડાવે છે, જેનાં કાવતરાંઓથી સૌ કોઇ ડરે છે, તેની સાથેના વ્યવહારને યાદ કરી લેજો."

"આપને કહી દઉં કે આવી કોઈ ધમકીઓ સાંભળવાની મને ટેવ નથી. ધમકીઓ મને કંઈ અસર પણ નથી કરતી." એગ્રિપીના બોલી.

"હા-હા-હા !" ડોમિટસ હસ્યો. "હું ક્રેપ્યિસ નથી, અને તમે તો ક્રેઈયસથી પણ પાછળ પડી ગયાં છો. સારું, હવે થોડી રાહ જોજો. થોડી મિનિટોમાં આપને બધું જાણવા મળશે." એહિનોબાર્બસ બહાર નીકળી ગયો. એગ્રિપીના પણ ધીમેથી દરવાજો બંધ કરી પાછળ ચાલી. એહિનોબાર્બસે એ જોયું. 'ભલે આવે ને એટલું વહેલું જાણે.' એણે વિચાર કર્યો.

પોતાના ઓરડામાં આવી એહિનોબાર્બસે પીંછું, ભોજપત્ર અને શાહી લીધાં. એક ટેબલ આગળ સામે ભોજપત્ર રાખી દાંત વચ્ચે પીંછી દબાવીને શું લખવું તે મનમાં ગોઠવતો એ બેઠો. સામે મિલકતનું આગલું વારસાપત્ર હતું. એ જાણતો હતો કે એગ્રિપીના

પાછળ ઊભી છે. પીંછું મોંમાંથી કાઢી શાહીમાં બોળી તે ભોજપત્ર ઉપર અક્ષરો પાડવા જાય ત્યાં એને પાછળથી ધક્કો લાગ્યો. ભોજપત્ર પર ઢસેડાઈને લાંબો લીટો થઈ ગયો અને તે આસન પરથી પાછલી બાજુ ઊછળી પડ્યો. એ ચમક્યો, પણ કંઈ વિચારે તે પહેલાં તો એગ્રિપીના એની છાતી પર ચડી બેઠી. ચકચકતો છરો જોઈ એ મામલો વર્તી ગયો. એણે બેઠા થવા ખૂબ જોર કર્યું, પણ ત્યાં તો સામે ધરેલો છરો જ જોરથી એની છાતીની નજીક આવ્યો ને એની ખુલ્લી છાતીમાં પેસી ગયો. બીજી જ ક્ષણે લોહીના ખાબડામાં નાહતો એ ચત્તોપાટ ઢળી પડ્યો.

એગ્રિપીના તુરત બહાર નીકળી. દરવાજો બરાબર બંધ કરી પરસાળમાં થોડી ચાલી. કામ કરતા એક ગુલામને બૂમ મારી એસીરોનિયાને આવવાનો હુકમ કર્યો. એસીરોનિયા હાજર થઈ.

એગ્રિપીનાએ એસીરોનિયાનો હથેળીમાં પોતાના ગળામાં લટકતી મોતીની એક સેર સરકાવીને એહિનોબાર્બસના શબને બતાવ્યું, કહ્યું, "બરાબર વ્યવસ્થા થવી જોઈએ. જરા પણ ખબર કોઈને ન પડે."

એસીરોનિયાએ માળા એગ્રિપીનાના પગમાં મૂકી દઈને કહ્યું, "થઈ જશે."

એગ્રિપીનાએ વેધક દૃષ્ટિથી એક વાર એની સામે જોઈ લીધું. કામ થશે એવી એને ખાતરી થઈ ગઈ.

"તોપણ લઈ લે." એ બોલી અને એકદમ ઓરડાની બહાર નીકળી ગઈ.

એ પોતાના ઓરડામાં આવતી હતી તે જ વખતે એક ગુલામ એની પાસે આવીને ઊભો, "સરદાર ઈમિલિયસ લેપિડસ હમણાં જ આપને મળવા ઇચ્છે છે. આપણા જંગલમાં રાહ જુએ છે."

એગ્રિપીના તરત ઓરડામાંથી પાછી વળી.



૧૪

## કોણ જીતશે ?

"આપની સિઝર બનવાની તૈયારી છે?"

"સિઝર? સરદાર લેપિડસ, એ જ હવે મારી આખરી મહત્ત્વાકાંક્ષા છે."

"સિઝર ક્રુસસનું મૃત્યુ થયું છે. ટાઈબેરિયસ હવે રોમ ફરીને આવે તેમ નથી, આવી શકે તેમ પણ નથી. આપને માટે તક છે."

"કેલિગુલા ક્યાં છે? એ શું કરે છે?"

"આપણે સવારે ફરીને પાછાં ફરતાં હતાં ત્યારે મેં એને બજારમાંથી થોડા ઘોડેસવારો સાથે કેપ્રિના દરવાજા તરફ ઘોડા મારી મૂકતો દીઠો. એ કેપ્રિ ગયો, ટાઈબેરિયસ પાસે."

"સારું થયું એ ટાઈબેરિયસ પાસે ગયો. હું સેનેટ પાસે પહોંચું."

"સેનેટ અત્યારે એક બીજા પ્રયત્નમાં છે. ટાઈબેરિયસના ભાઈ મોટા ક્રુસસના દત્તક પુત્ર ક્લૉડિયસની શોધમાં ઘણા સેનેટરો પડ્યા

છે. કલોડિયસ નિર્માલ્ય છે એટલે તેઓ મન-ફાવતી રીતે સત્તાઓ ભોગવી શકે, આ એમનો ઉદ્દેશ છે. પણ હું બીજો માર્ગ કહેવા આવ્યો છું."

"જે માર્ગ હશે તે હું લઈ શકીશ."

"એહિનોબાર્બસ ?"

"એની ચિંતા નથી. એ પહોંચી ગયા..." એગ્રિપીનાએ આકાશ તરફ આંગળી ચીંધી અધૂરું વાક્ય સમજાવી દીધું.

"રોમ તરફ જર્મનો ધસ્યા આવે છે. એમનો આપણે સામનો કરવો જોઈએ. પ્રજાને આપણે એ કામથી આપણા તરફ ખેંચી શકીશું. પ્રજાનું બળ આપણી પાછળ હશે તો સૅનેટ આપણને બહુ વખત માટે ઉવેખી નહિ શકે."

"પેલાસને સાથે લઈએ. હું ધારું છું કે એ રક્ષકદળનો અધિપતિ છે." એગ્રિપીના બોલી.

"એ સાથ આપશે ? નહિ તો મારું પોતાનું અંગત નાનું એવું લશ્કર છે. પ્રજામાંથી સૈનિકો લેશું. છતાં રક્ષકદળ જેવું સુવ્યવસ્થિત બળ મળે તો ઘણાં સફળ થઈ શકીએ.'

"પેલાસ આપણી સાથે થશે જ."

"તો આપે જ એની પાસે જવું જોઈએ, અને જલદી જવું જોઈએ. વિશેષ ચર્ચા પછી કરશું. હું ચૌટામાં જાઉં છું."

લેપિડસ છલાંગ મારી એકદમ પોતાના ઘોડા પર બેસી ગયો. એગ્રિપીના ઉતાવળે પગલે મહેલમાં આવી. એસીરોનિયા સામે આવી. "વ્યવસ્થા બરાબર કરી નાખી છે." પહેલી ક્ષણે એગ્રિપીના સમજી નહિ. પછી યાદ આવ્યું કે ડોમિટસના શબની વ્યવસ્થા એણે એને સોંપી હતી. એણે એસીરોનિયાને કહ્યું,

"મારા ઓરડામાં–"

એસીરોનિયા એની સાથે એના ઓરડામાં ગઈ. એગ્રિપીનાએ ઝડપથી એક નાની ચિઠ્ઠી લખીને એને આપી.

"પેલાસ, રક્ષકદળના નેતાને ઓળખે છે ને ?"

એસીરોનિયાએ હકારમાં માથું હલાવ્યું.

"આ ચિઠ્ઠી એમને આપી આવ."

એસીરોનિયા ગઈ. એગ્રિપીનાએ ડિયાનાની મૂર્તિને પોતાની આંખો સામે પ્રગટ કરી. અત્યારે પોતે ડિયાનાનું સ્વરૂપ હોય એમ એને લાગ્યું. એને થતું હતું, સિઝરપદ તો એને આ કલ્પના આગળ તુચ્છ છે, ત્યાં તો પેલાસ આવી ગયો.

"મારા ખ્યાલમાં આ હતું જ, પરંતુ આપની ઇચ્છા શી હશે તે જાણતો નહોતો એટલે આવ્યો નહોતો. હું અને આપ નાનાં હતાં તે દિવસથી જ આપના પ્રત્યે મને પ્રેમ છે. હું અને મારું આખું રક્ષકદળ આપના હુકમમાં છીએ." પેલાસે કહ્યું.

"મને આનંદ થાય છે."

પેલાસ પોતાની તૈયારી માટે ગયો. એગ્રિપીના પોતાની તૈયારી કરવા લાગી. ત્યાં એસીરોનિયા નાના બાળકને લઈને આવી :

"આને લેશો થોડી વાર ? આપના પ્રેમ વિના ફિક્કો દેખાય છે." એ બોલી.

એગ્રિપીનાએ બાળક સામું જોયું. યુદ્ધમાં કોને ખબર છે પોતાનું શું થશે ? એ સહેજ અસ્થિર બની, પણ તરત ભાનમાં આવી. "હમણાં નહિ." એ બોલી.

બીજા દિવસનું સવાર પડતાં તો શહેરમાં મોટી હિલચાલ મચી ગઈ. રથનાં પૈડાં શેરીઓના પથ્થર સાથે ઊછળી ઊછળીને ભાંગી પડશે એટલા જોરથી રથને હાંકતો લેપિડસ શેરીએ શેરીએ ફર્યો. એના બુલંદ અવાજે દોડી દોડીને સ્ત્રી–પુરુષો ઘરની બારીઓએ આવી ઊભાં.

"રોમના ધણીપદનો દાવો કરતા રોમને નધણિયાતું મૂકી જનારા લોક રોમના દુશ્મનો છે, રોમન નાગરિકો કરતાં તેમને પોતાના અંગત લાભોની કિંમત વધારે છે. પ્રજાએ એમની ગેરહાજરીમાં બતાવી દેવું જોઈએ કે એમના વિના પ્રજા ચલાવી શકશે. જે રીતે જર્મનીકસે સિઝરના પીઠબળ વિના પોતાના લશ્કરને જંગલીઓ વચ્ચે ઘુમાવ્યું અને જંગલીઓને જેર કર્યા, તેમ આ વખતે પણ સિઝર કે સેનેટની મદદની રાહ જોયા વિના પ્રજા પોતે પોતાનું રક્ષણ કરશે. અમે પ્રજાના હુકમની રાહ જોઈએ છીએ. અમારી પાછળ ચાલી પ્રજા અમને રોમનું રક્ષણ કરી સેવા કરવાની તક આપશે?"

"જરૂર. અમે તમારી પાછળ છીએ. સરદાર લેપિડસનો જય!"

અને આ પછી સૂચનાઓ અપાઈ અને તે અનુસાર સવાર ઊગતાં તો ચૌટામાં જુવાનોની ફોજે ખડી થઈ ગઈ. સૌ પોતાનાં ભાલાં અને તીરકામઠાં લાવ્યા હતા. એમની મોખરે લેપિડસ અને એગ્રિપીના હતાં, લેપિડસની પાછળ પેલાસનું રક્ષકદળ હતું.

જર્મનોને સમાચાર પહોંચ્યા હતા કે સિઝર ટ્રેસસ માંદગીના બિછાનામાં છે, ટાઈબેરિયસ કેપ્રિમાં જીવનના છેલ્લા દિવસો ચિત્તની શાંતિમાં ગાળે છે, રાજસભામાં સભ્યો વચ્ચે મહત્ત્વાકાંક્ષાઓની અથડામણી જાગી છે, સૈન્યમાં ફાટફૂટ છે, પ્રજામાં અવ્યવસ્થા ને આળસ છે. આ સમાચારોથી જોશમાં આવીને જર્મનોનાં નાનાં મોટાં ટોળાં એકઠાં થઈને રોમ તરફ કૂચ કરી આવ્યાં. ચોમાસાના પૂર પેઠે તેઓ ધસી આવતા હતા, તેમને કલ્પના પણ નહોતી કે છેક રોમના દરવાજા સુધી કે રોમની શેરીઓમાં પણ એમનો સંગઠિત સામનો કરનાર કોઈ સામે આવે. બેફામ રીતે તેઓ આગળ વધતા હતા.

પણ એક વહેલી સવારે તેમના કાન ગાજતી ખીણુથી ચમકી ઊઠ્યા. ટેકરીઓ પર ચડીને જોતાં તેમની આંખો આશ્ચર્યથી ડઘાઈ ગઈ. સામે જાણે એક સાગર ચાલ્યો આવતો હતો. "રોમનો!" એમનાં મોંમાંથી ઉદ્ગાર નીકળી આવ્યો.

"રોમનો! ઓહ! એમનાં ટોપ અને બખ્તર, એમનાં ભાલાં ને તીર! ધસો – ધસો!" જર્મન આગેવાનોએ ગર્જના કરી. જર્મનો વધુ જોશ સાથે આગળ વધ્યા.

સામે જોશભર્યું વિશાળ રોમન નગરસૈન્ય ધસ્યું આવતું હતું. સામુદ્રિક લડાઈઓમાં લડવાની નાગરિકોને ટેવ નહોતી, તેઓ જર્મનોના ધસારાને આશંકાથી જોતા હતા, પણ ત્યાં તો એમણે ગર્જના સાંભળી. "બરાબર સામનો કરો, નાસશો નહિ, વ્યવસ્થા તોડશો નહિ!" અને સૌએ એક ઘોડાને આગળ દોડતો જોયો. એ ઘોડા પર એક સ્ત્રી હતી—એગ્રિપીના હતી. 'રાજકુમારી એગ્રિપીનાનો જય!' પોકાર ઊઠ્યો, પોકારની સાથે પાછળ બીજાં ઘોડાં દોડ્યાં. પેલાસનું રક્ષકદળ વ્યૂહને સાચવતું, જોશબંધ આગળ ધસ્યું. લેપિડસે નગરસૈન્યને પાછળ ન પડી જવા હાકલ કરી. નગરસૈન્ય પણ હિંમતમાં આવી ગયું, તે પણ આગળ ધપ્યુ.

જર્મનોએ આની આશા જ રાખી નહોતી. તેમની અંદર વાત ફેલાઈ કે રોમનોમાં કોઈ દેવી જાગી છે. એ દેવીએ આખી પ્રજામાં પ્રવેશ કર્યો છે. દેવી અને તેનું લશ્કર આપણા રાઈ રાઈ જેવડા ટુકડા કરી નાખશે. એ આપણાં જંગલ સળગાવી દેશે. એ આપણી ગુફાઓ ઊથલાવી નાખશે. એ આપણાં ઝૂંપડાંઓને પવનમાં ઉડાડી દેશે. એ આપણી નદીઓને સૂકવી નાખશે. આપણાં હરણો અને કુક્કરોને એ દરિયામાં ડુબાડી દેશે અને આપણે ભૂખે મરી જશું. ડરથી થથરીને તેઓ સ્તબ્ધ થઈ ઊભા. અને એગ્રિપીનાનો ઘોડો અને તેની પાછળ પેલાસ અને પેલાસનું રક્ષકદળ એમની હરોળો વચ્ચે ઘૂસી ગયું. અનેરી ઝડપથી એગ્રિપીનાની તલવાર જોશ સાથે એની સામે આવતાં હથિયારો પર પછડાતી હતી. સામેવાળાનાં હથિયારોના ટુકડા કરતી, કોઈનાં કાંડાં કાપતી, કોઈનાં માથાં લઈ લેતી, કોઈને ઘોડાને ઠેબે ઉડાડતી તે દુશ્મનોની વચ્ચે ઊભેલા જર્મન સરદાર પાસે જઈ પહોંચી. એગ્રિપીનાની મૂર્તિ જોઈને એ ચમક્યો. આવો

ખુન્નસભર્યો ચહેરો એણે કોઈનો નહોતો જોયો. એનો હાથ પણ ઊંચો ન થઈ શક્યો. એના પર પણ એક ક્ષણના યે વિલંબ વિના એગ્રિપીનાની તલવાર પડી ચૂકી. સરદાર જમીન પર પડ્યો, ત્યાં તો રોમન સૈનિકો એની પાસે દૂકી આવ્યા. જર્મનોને નાસવા સિવાય કોઈ માર્ગ રહ્યો નહિ. તેઓ નાઠા, નાસતાં નાસતાં તેમની વ્યવસ્થા તૂટી, એ અવ્યવસ્થામાં જ ઘણા જર્મનોનાં મુડદાં ઢળી પડ્યાં.

જ્યારે સાંજ પડી ત્યારે આખી ખોણમાં સુનકાર છવાઈ ગયો હતો. સવારે અહીં ભયંકર કતલ ચાલી હતી તેની નિશાની રૂપ રહ્યાં હતાં કેવળ મુડદાં!

રોમનો રોમમાં પાછા ફર્યા.

નગરમાં ઉત્સાહનો પાર નહોતો. ચૌટાંઓમાં એગ્રિપીનાની બહાદુરીનાં ગીત ગવાવા લાગ્યાં. સૌએ કહ્યું, "રોમન સામ્રાજ્યનું સિઝરપદ રાજકુમારી એગ્રિપીનાને જ મળવું જોઈએ, એ જર્મનીકસનું જ સંતાન છે. આપણે સેનેટને વિનતિ કરશું. સેનેટે આપણી વિનતિને માન્ય રાખવી જ પડશે.

પણ આ જ સમયે સેનેટ સિઝર માટે એક બીજો જ વિચાર ચલાવી રહી હતી. ક્લોડિયસ સિઝર બને તેવી મોટા ભાગના સભ્યોની ઇચ્છા પર વિચાર ચાલતો હતો. 'ઓગસ્ટસ પણ એક સિઝર હતો પણ આજે તો એ રોમનો એક દેવ હતો, એની આજ્ઞા હતી કે ટાઈબેરિયસ પછી જર્મનીકસ ગાદીએ આવે, જર્મનીકસનું સંતાન ગાદી પર આવે એ અર્થનો વિપર્યાસ છે. જર્મનીકસ જીવતા હોત તો એમનો અધિકાર જરૂર માન્ય થાત, પણ જર્મનીકસ અને જર્મનીકસનાં સંતાનને એક માનવાં યોગ્ય નથી. બંનેની લોકપ્રિયતા અને શક્તિમાં બહુ ફેર છે. રાજવંશવૃક્ષની શાખા ક્લોડિયસથી જ અભેદ રહે છે. ક્લોડિયસ સિવાય બીજા કોઈને સિઝર થવાનું આમંત્રણ આપવું એ રાજવંશવૃક્ષનો દ્રોહ છે."

આ મતનો જવાબ બહુ મુશ્કેલીથી આપી શકાતો હતો, પણ જેઓ કેઈયસના પક્ષકાર હતા તેમની દલીલ હતી કે ક્લોડિયસ સિઝર બનવાને બિલકુલ નાલાયક છે, એની પોતાની પણ ઇચ્છા નથી. સિઝર બનવામાંથી બચવા માટે તો એ ક્યાંક સંતાઈ ગયેલ છે કે જડતા પણ નથી.

એગ્રિપીનાના પક્ષકારોમાં કોઈ નહોતું, પણ જર્મનો સામેના યુદ્ધમાં એગ્રિપીનાએ બતાવેલી બહાદુરીથી સૌ ચમક્યા. એની પાછળ પ્રજાનો અવાજ પણ સંભળાયો. સૌને લાગ્યું કે એગ્રિપીનાનો વિચાર કરવો પડશે.

આ ત્રણ હક્કદારો ઉપરાંત બીજા પણ ચાર પાંચ જણ હતા કે જેઓ એક યા બીજી રીતે સિઝરપદ માટે પોતાનો હક્ક રજૂ કરતા હતા, પણ સેનેટ એમનો તો વિચાર જ કરતી ન હતી. સૌ સામે આ ત્રણ જ વ્યક્તિઓ હતી, પણ ત્રણમાંથી એકની જ પસંદગી કરવાની હતી. કોની પસંદગી કરવી? કોને જિતાડવું? કોણ જીતશે? સેનેટ પોતે પણ આ પ્રશ્નનો ઉત્તર આપી શકે તેમ નહોતી.



૧૪

## સિઝર કેઈયસનો જય!

ત્રણ દિવસ અવ્યવસ્થા અને અંધાધૂંધી ચાલ્યાં. કલૉડિયસ જડતો નહોતો, એગ્રિપીનાનો પક્ષ બનતો જતો હતો અને તેનું જોર પણ જામતું હતું. સૌને લાગી ગયું હતું કે જો કેઈયસ આજકાલમાં નહિ આવી જાય તો સૅનેટે એગ્રિપીનાને સિઝર તરીકે જાહેર કર્યા વિના ચાલે તેમ નથી. સૅનેટ ઉપર ઈરાદાપૂર્વક અવ્યવસ્થા ચલાવવાના આક્ષેપો આવતા હતા અને આ આક્ષેપો સૅનેટના સભ્યો માટે જાનના જોખમ જેવા હતા. આંતરિક બળવાનો તો પૂરો ભય હતો.

આજે સૅનેટ છેલ્લો નિર્ણય કરી લેવા મળી હતી. સૌનાં મનમાં હતું કે એગ્રિપીના જ સિઝર તરીકે જાહેર થશે. મોટા ભાગના સભ્યોનાં દિલમાં તો કેઈયસનું જ નામ રમતું હતું, કારણકે તે પુરુષ હતો અને પુરુષ જ સિઝર હોય એ રોમન પ્રજાના માનસને અનુકૂળ હતું, પણ કેઈયસના તો કંઈ સમાચાર જ નહોતા.

પણ એ જ વખતે ચંદ્રમહેલના દરવાજે બૂમ ઊઠી, "કેઈયસ જર્મનીકસનો જય !"

આખરી પળે કેઈયસ રોમ આવી પહોંચ્યો. એના જોડીદારો સૅનેટના મકાન પર જ પ્રથમ ધસ્યા. એમણે બજારમાં આવતાં જ સાંભળી લીધું હતું કે સૅનેટ સિઝરપદ માટે વ્યક્તિની જાહેરાત અત્યારે કરવાની છે અને એ વ્યક્તિ એગ્રિપીના જ હશે, એટલે તેમણે બહારથી જ બૂમ મારી, "નિર્ણયને મોકૂફ રાખો. કેઈયસને પોતાની દલીલો રજૂ કરવા દો." સૅનેટના સભ્યો એ સાંભળીને હર્ષથી ઊભા થઈ ગયા.

થોડી જ ક્ષણોમાં કેઈયસ પણ આવી ગયો. એણે સૅનેટને નમન કરીને માન આપ્યું, પછી હળવે હળવે કેપ્રિના બનાવો કહ્યા. તે કેપ્રિ પહોંચ્યો એ જ દિવસે ટાઈબેરિયસ પણ મૃત્યુ પામ્યા, પણ તેઓ એને પોતાને સિઝરપદ ધારણ કરવાની લેખિત આજ્ઞા આપતા ગયા છે. ટાઈબેરિયસના મૃત્યુની અંતિમ ક્રિયામાં એમને આટલો સમય લાગી ગયો.

મૃત સિઝરના શબના માનને ખાતર પોતાના અંગત સ્વાર્થને આટલી હદે ભૂલી જનાર કેઈયસ પ્રત્યે સૌને માન થયું. કેઈયસને મૃત સિઝર પાસેથી જ સિઝરનું પદ મળ્યું એ વાત એને સિઝર બનાવવાની તરફેણમાં વધુ જાય છે. એગ્રિપીનાએ રોમને દુશ્મનોના હાથમાંથી બચાવ્યું એ એની મહાનુભાવિતા છે, એનો બદલો એને જરૂર મળશે, પણ એ બનાવ કેઈયસનો સિઝરપદ માટેનો અધિકાર નથી ઝૂંટવી શકતો. કેઈયસ પણ રોમને એટલો જ ચાહે છે, એ પણ એવો જ બહાદુર છે.

સૅનેટના આ નિર્ણયથી એગ્રિપીના એકદમ ઊભી થઈ ગઈ. "આ નિર્ણય કરતાં પહેલાં સૅનેટ ફરી વિચાર કરે. હું એક સ્ત્રી છું

એ જ બાબત જો કેઈયસ કરતાં મારો અધિકાર ઓછો ગણતી હોય તો સૅનેટ આવનારા ભયથી ચેતે, કારણકે પછી સ્ત્રીએ પોતાની વરિષ્ટતા સાબિત કરવા પુરુષ સાથે લડવું પડશે. સ્ત્રી–પુરુષના ભેદને દૂર કરી સૅનેટ તટસ્થ રીતે ફરી વિચાર કરે.”

સભ્યોમાં આ ધમકીથી હોહા મચી. આખરે પ્રમુખે ઊભા થઈને શાંતિ માટેનું સૂચન કર્યું ત્યારે જ હોહા ગણગણાટમાં ફેરવાઈને થોડી ક્ષણોમાં શાંતિ બની ગઈ. પ્રમુખે કહ્યું: “રાજકુમારી એગ્રિપીના ખોટી રીતે પોતાનો હક્ક આગળ કરે છે એ સમજાવવું, આપ વિદ્વાનોની બુદ્ધિનું અપમાન સમજી હું આ પ્રશ્ન પર પ્રવચન ન કરતાં કેઈયસને સિઝર બનાવવાની તરફેણમાં મારો હાથ ઊંચો કરું છું. મારા જ વિચારના હોય તેઓ પણ પોતાના હાથ ઊંચા કરે.”

પ્રમુખનાં આ વચનોની પાછળ, એનો હાથ ઊંચો થતાં જ, પોણા ભાગની સભાના સભ્યોના હાથ ઊંચા થયા, અને એ સાથે જ ઘોષ થયો, “સિઝર કેઈયસનો જય!”

નગરમાં અને સામ્રાજ્યમાં કેઈયસની સિઝર તરીકેની પહેલી આજ્ઞા ફરી વળી અને નગરજનો ચમકયા. એગ્રિપીના માટે તેમણે રાખેલી આશા ખોટી પડતાં તેઓ હતાશ થયા. “ખેર, સૅનેટમાં બેસનારા આપણા કરતાં વધુ બુદ્ધિશાળી છે. કેઈયસ પણ કંઈ ખરાબ તો નથી. ચાલો ભાઈ, આપણે આપણું કામ કરીએ. અમે તો કહેતા હતા કે જેનું જે કામ તે જ તે કરે. આજનો કાળ એવો નથી કે પ્રજા રાજ્યના નિર્ણયોમાં વચ્ચે આવે.” પ્રજાએ અભિપ્રાય ઉચ્ચાર્યો.

સૅનેટના આ અભિપ્રાયથી અને પ્રજાની આ ઉદાસીનતાથી એગ્રિપીના તો સડક જ થઈ ગઈ. લેપિડસે કહ્યું, “આમાં વિસ્મય થવા જેવું કશું નથી. સૅનેટમાં આપણો પક્ષ જ કયાં છે? હવે આપણે

સૅનેટમાં પગ ઘાલ્યો છે તો થોડા વખતે પણ કંઈક કરીશું. બાકી, પ્રજાનું તો ભલું પૂછવું. ઑગસ્ટસ પહેલાં જે પ્રજા હતી તે આજે છે જ ક્યાં? એની ઉદાસીનતા ઉપર અફસોસ કરવો નકામો છે."

એ જ સમયે દૂરથી અવાજ આવ્યો. 'સિઝર કૅઈયસનો જય, સિઝર ઘણું જીવો!'

ઍગ્રિપીનાએ અવાજ તરફથી મોં ફેરવી લીધું.



૧૫

## વચનની અસર

એગ્રિપીના મહેલમાં આવીને પોતાના ઓરડામાં પલંગ પર જ એકદમ પડી. એનાં અંગો જાણે ખેંચાતાં હતાં. લીલી બદામની ફાડ જેવી એની આંખો છત પર ખોડાઈ રહી. એનું આખું અંગ સળગતું હતું.

એ વખતે બારણું ખખડ્યું, "હું એસીરોનિયા, બાળકને લાવી છું."

એગ્રિપીનાના વિચારો એકદમ બદલાયા. "લાવ." એ હળવેથી બોલી. એસીરોનિયા અંદર આવી. એગ્રિપીનાએ બાળકને પોતાની છાતીએ દાબી દીધું. બાળક હસી ઊઠ્યું. એણે એના હાથમાં ઊછળવા માંડ્યું. "આમ જ ઊછળજે ને હરીફની છાતી પર પાટુ મારી આગળ વધતો રહેજે, પરવા ન કરજે એ જોવાની કે સામે હરીફ કોણ છે. તારી મા હોય તો એને પણ–" એ હસી પડી ને પછી બોલી,

"હું જ તને સિઝર બનાવીશ. હું સિઝર બનીશ અને પછી મારી પાછળ તને સિઝર બનાવી જઈશ."

"એસીરોનિયા, આજે જલદી જમીને આને મારે બહાર લઈ જવો છે. આને હવે જંગલની હવા ખવડાવવાની શરૂઆત કરવી જોઈએ."

ભોજન પૂરું થયું. એગ્રિપીના તૈયાર થઈ. બાળકને પણ એણે તૈયાર કર્યું. એસીરોનિયાએ સાથે આવવાની તૈયારી બતાવી પણ એગ્રિપીનાએ એકલાં જ જવાનું પસંદ કર્યું.

ઘોડા પર ચડી એ પોતાની પ્રિય પૂર્વની પહાડીઓ તરફ વળી. સૂરજ વિદાયનું કુંકુમ છાંટતો પશ્ચિમમાં સમુદ્રમાં ઊતરતો હતો. શહેરનાં મકાનોની અગાશીઓ હસતે મોંએ એને વિદાય આપતી હતી. અહીં પૂર્વની પહાડીઓ એનો શોક પાળતી કાળાં કપડાં જેવા અંધકારને ઓઢતી હતી. એગ્રિપીનાને આવું અંધારું બરાબર યાદ હતું. આવા ભયાનક સ્થળે ઘોડાને દોડાવવો, ઊંડા ઝરણામાં શરીરનો ઘા કરવો, તરવું, માંછલાં પકડવાં, મગર સાથે લડવું—એ બધું એને ગઈ કાલનું લાગ્યું. એ બધું હવે આ બાળકમાં ઉતારવાનો એને મનસૂબો જાગ્યો. ઘોડાના દોડવાના જોશે અને વાયુના ઝપાટાએ નાના બાળકમાં પણ તાજા લોહીનો સંચાર કરી દીધો. પક્ષીઓના કલરવે અને ઝરણાના કલકલ નાદે, લીલી લીલી વનશ્રીના મદે અને હિંસ્ર પશુઓના ગર્જને બાળક ઉત્સાહમાં આવી ગયું. એ આનંદમાં આવીને તાળીઓ પાડતું 'હો–હો' કરવા લાગ્યું.

"વાહ, સરસ પડકાર!" એગ્રિપીના બોલી.

અચાનક એગ્રિપીનાએ એક ચમકારો જોયો ને એણે બાળકના મોંએ હાથ મૂકી દીધો. એણે આસ્તેથી કહ્યું, "સીસ!" બાળક ચૂપ થઈ જઈને પ્રશ્નાર્થભાવે એની સામે જોઈ રહ્યું. ઘોડા પરથી ઊતરી ચમકારો દેખાયો હતો તે દિશા તરફ એગ્રિપીના આગળ વધી.

ઝાડોની ઘટા વચ્ચે થોડી ખુલ્લી જગ્યા હતી ત્યાં તે આવી. જોતાં જ એ ચમકી. ક્રેઈયસ અને લેપિડસ સામસામી તલવાર ભિડાવીને ઊભા હતા. ત્રીજી વ્યક્તિને આવેલી જોઈ તેમની તલવારો નીચી થઈ ગઈ. આવનાર એગ્રિપીના છે એ જાણીને બંને આશ્ચર્યમાં પડ્યા. ક્રેઈયસ બોલ્યો:

"આવા દગાની શી જરૂર હતી, લેપિડસ? મેં તો કહ્યું હતું કે હું કશા પણ વિરોધ કે સામના વિના તમારી તલવાર નીચે મારી ગરદન મૂકી દેવાને તૈયાર છું, છતાં તમે તમારી જોડીદારને શા માટે બોલાવી?"

"હું કોઈની બોલાવેલી આવી નથી, મારું તો આ ફરવાનું સ્થાન છે. દૂરથી તમારી તલવારનો ચમકાર જોઈને હું આ તરફ આવી. તમે બંને કોઈ ફેંસલો કરતા હતા? મારા આવવાથી તમારા એ કામને અડચણ ન આવવી જોઈએ. હું દૂર જ ઊભી રહીશ. કરો તમે તમારું કામ."

"મારે તો કંઈ ફેંસલો કરવાનો જ નથી, હું તો આપણા પૂર્વજોની આજ્ઞા પ્રમાણે ચાલું છું. તમારે મારું વર્તન માન્ય ન હોય તો તમે મારા પર ભલે ગુસ્સો કરો. તમારા ગુસ્સાનો વિરોધ કરીને એ ગુસ્સાને વધારવા કરતાં ચુપચાપ એને સહન કરવો એ હું આપણા સૌને માટે વધુ ઈષ્ટ સમજું છું. મારી તલવાર એકવાર મેં ડરીને ઊંચી કરી લીધી. સારું થયું કે તમે આવ્યાં ને મને મારા કૃત્યનું ભાન થયું. હું હવે તલવાર ઉપાડવાનો જ નથી."

આમ કહીને ક્રેઈયસે તલવારનો દૂર ઘા કરી દીધો.

એ જ વખતે બીજાં ઘોડાંઓના ડાબલા સંભળાયા અને ત્રણેએ અવાજની દિશામાં જોયું. "વાહ ચાલાકી!" લેપિડસે ક્રેઈયસ પ્રત્યે કહ્યું.

"મારી કે તમારી ?" કેઈયસ બોલ્યો.

"હમણાં જ ખબર પડશે." લેપિડસે કહ્યું.

"હા જ તો. કંઈ દૂર નથી જ." કેઈયસ બોલ્યો.

થોડી જ વારમાં શેરિયા અને તેની પાછળ બે ત્રણ બીજા શસ્ત્રસજ્જ સૈનિકો ઘટામાં પ્રવેશ્યા.

"દૂર નહોતા એની આપને બરાબર ખબર પડી હતી. બોલો, કોણ દગાખોર છે ? આપણી બે વચ્ચે જ પતાવટ થવાની વાત હતી ત્યાં આમની શી જરૂર હતી જે આપે એમને બોલાવ્યા ?" લેપિડસ રોષથી બોલ્યો.

"મેં એમને જરા પણ જાણ થવા દીધી ન હતી." કેઈયસ બોલ્યો. "એમને જ પૂછો કે તેઓ કેમ આવ્યા ?"

"અમારા સિઝરની અમે રાતદિવસ ચિંતા રાખીએ છીએ. અમને ખબર પડી જ જાય. ખબર પડયા પછી અમે સૂઈ રહી ન શકીએ." શેરિયા બોલ્યો.

"ઠીક છે બનાવટ; ચાલો એગ્રિપીના, બધી યોજના આ દેખાતા સજ્જનના વિશ્વાસે રહેવાથી તૂટી પડી. સમજાઇ ગઈ એમની માણસાઈ તરીકેની લાયકાત." લેપિડસ બોલ્યો.

"આપ મને અન્યાય કરો છો." કેઈયસ બોલ્યો.

લેપિડસ હસ્યો, "આપનો ભૂતકાળ મારે બદલે આપને જવાબ આપશે." બોલીને લેપિડસે તલવારને કમરપટામાં ભરાવી અને ચાલવા માંડયું.

શહેરમાં તેઓ પાછાં વળ્યાં ત્યારે શેરીઓમાં દીવા થઈ ગયા હતા.

શેરિયા કેઈયસ પ્રત્યે બોલ્યો : "જગતમાં તમે ગમે તેવું સારું વર્તન રાખશો છતાં જગત તેનો અર્થ પોતાના વર્તન પરથી જ કાઢશે. એટલે આપણી સફળતા અને આપણાં કાર્યોની સચ્ચાઈ જગતની રીતે ચાલવાથી જ સુયોગ્ય અર્થમાં પ્રગટ થશે."

કેઈયસે આનો જવાબ ન આપ્યો. પણ એનું મન શેરિયાની વાતમાં સત્યાંશ શોધવા લાગી ગયું. વાતાવરણનો ઘસડાતો ઘસડાતો કેઈયસ ટાઈબેરિયસની અંતિમ શિક્ષાને ભૂલવા લાગ્યો.

શેરિયાનાં વચનો કંઈ વ્યર્થ ન ગયાં. કેઈયસની બુદ્ધિ અને હૃદય એની ઉપર વધુને વધુ વિચાર કરવા લાગ્યાં.

*

કેઈયસનું ચરિત્ર ખરેખર અજાયબી પમાડે તેવું છે. એના જેવો નિર્ભય, સાફદિલ અને સ્પષ્ટ અને વેધક વિચારસરણીનો બાદશાહ બીજો કોઈ હતો કે નહિ તે તપાસતાં મુશ્કેલી પડે. એ અંગરક્ષકો રાખતો નહિ, ગુલામો સાથે એ ભળી જતો, સામાન્ય પ્રજામાં એ આડંબર વિના ફરતો. રાજમહેલના જે ઓરડામાં ટાઈબેરિયસ અને ટ્રુસસે અનેકનાં ખૂનોના ફુવારા ઉડાડયા હતા, અનેકના આર્તનાદોથી ઓરડાને કંપાયમાન કર્યો હતો તે જ ઓરડામાં એ ગુલામોને લઈને બેસતો અને એમને દુનિયાની ભલાઈનું, પુસ્તકોના સંસર્ગનું અને ઉમદા વિચારોનું શિક્ષણ આપતો. પણ આ જ સદ્ચારિત્ર્યવાન કેઈયસ બીજી બાજુ એગ્રિપીના અને લેપિડસ સામે મનમાં ઘૃણા કેળવતો હતો. ખુલ્લી રીતે એ એમને કંઈ કરવાની હિંમત ન બતાવી શકતો, બીજા પાસે એમનું ખૂન કરાવવાની એને ઇચ્છા ન થતી, એમના પર ગમે તે તહોમત લગાવી તેમને ન્યાયકચેરીમાં ઊભાં કરવાનું પણ એને ગમતું નહિ. એ લાગ શોધતો હતો કે કોઈ વખત એકાંતની વેળાએ એમની તલવારોથી પોતાની તલવાર ભેટાડીને એમનો નાશ કરવાનો. જ્યારે કોઈ રીતે એવો લાગ એ ન શોધી શક્યો ત્યારે એણે જર્મની જીતવા જવાની વાત સેનેટ પાસે મૂકી. સેનેટે એની વાતને વધાવી લીધી. એગ્રિપીના અને લેપિડસને એણે સાથે લેવરાવ્યાં. પ્રજાએ બહુમાન સાથે એમને વિદાય કર્યાં.

અને કેઈયસ પાછો આવ્યો ત્યારે ?

ત્યારે સાથે લેપિડસ નહોતો, એના બદલામાં લેપિડસની રાખ એગ્રિપીનાના હાથમાં હતી. એગ્રિપીનાએ દાંત ભીંસીને મુઠ્ઠીને સજ્જડ કરીને રાખને દાબી રાખી હતી. કેઈયસ એની બાજુમાં જ ચાલતો હતો. એના હોઠ પર સ્મિત હતું.

"આ રાખને તો હું મારા હૃદયમાં સાચવી રાખીશ. એ અંગારા બનીને ત્યાં રહેશે. એક દિવસ એ અંગારાથી તારું સિંહાસન બાળીને તેની હું રાખ બનાવીશ." એગ્રિપીના બોલી. કેઈયસ હસ્યો.

લોકોએ વાત જાણી કે લેપિડસનું ખૂન એગ્રિપીનાએ કર્યું. તેઓ મોંમાં આંગળાં નાખી ગયા. "ખરી ડાકણ! ડાકણ ન હોય તો જર્મનોને તે દિવસે એટલી સહેલાઈથી કંઈ ભગાડી શકે? કેલિગુલા જબરો! સગી બેનને પણ સજા કરતાં ન અચકાય તેવો ન્યાયી." તેઓ બોલ્યા ને પછી કેઈયસના નામનો જયઘોષ કર્યો. "આપણા કેલિગુલાનો જય!"

એગ્રિપીનાને માથે જાણે વજ્ર પડયું.



૧૬

## આશાનું ટમટમિયું

સાંજ ઊતરતી હતી તે વખતે એક નાનું વહાણ આજના ઇટલીના પશ્ચિમ સમુદ્ર પર આવેલા રોમન સામ્રાજ્યના એક નાના બંદરેથી ઊપડવાની રાહ જોતું ઊભું હતું.

ત્યાં તો એક અવાજ ગાજ્યો. ચાબુકના બે ચાર ફડાકા બોલ્યા. "ચલાવો, નાપાક્રો! ખોલો સઢ, મારો હલેસાં!" ને ફરીને ચાબુકના સમ્મ અવાજથી હવા ચિરાઈ. ઉઘાડાં શરીરવાળા, શરીર પર જામેલા વાળના ગુચ્છાવાળા, બહાવરી આંખો અને ધ્રૂજતાં અંગોવાળા ગુલામો ચાબુકની સમસમાટીએ ચમકીને ઉભડક પગે બેઠા હતા ત્યાંથી ઝપ સરખા ઊભા થઈ ગયા. એક જણ સઢના થંભ પાસે દોડ્યો, બીજા બે એક જણાએ હલેસાં પકડ્યાં, ત્રીજો કિનારે બાંધેલ વહાણનું દોરડું છોડવા પાણીમાં કૂદ્યો.

સિઝર કેઈવિસની લાલ આંખો તો હુકમ આપીને તરત ઊંચે

આસમાન તરફ વળી ગઈ હતી, થોડી ક્ષણો વીતતાં એના હોઠ એકાએક સખત બની ગયા. એણે પાછળ જોયું. પાછળ એગ્રિપીના ઊભી હતી.

"પોન્ટિયાના ટાપુમાં જિંદગીભર સડીને તારી મહત્ત્વાકાંક્ષા પૂરી કરજે."

પણ એગ્રિપીનાએ એના શબ્દોને સાંભળ્યા નહિ. એની હમેશાની ઊભવાની રીત મુજબ એ ડાબો પગ સહેજ આગળ કરીને ટટાર છાતીએ અને ફુલાવેલી ગરદને જ ઊભી હતી. કંઈક ઊંડા વિચારમાં એ કિનારા સામે જોઈ રહી.

"એ કિનારાની મમતા છોડી દો રાજકુમારી !" કેમ્પિયસ બોલ્યો, પણ એગ્રિપીનાએ એ પણ ન સાંભળ્યું. આંખો આડે આવી, જોવામાં વિઘ્ન નાખતા પોતાના માથાના સોનેરી વાળને હળવેથી દૂર કરતી એની લીલી ઝાંયવાળી આંખો સામે જ મંડાઈ રહી છે.

કિનારો નિર્જન હતો. માત્ર એક નાનું હોડકું હતું. હોડકું કાંઠાથી દૂર ચાલ્યું ન જાય તેનું ધ્યાન રાખતા ચારેક માછીમારના નાના છોકરા માછલાં પકડતા હતા. અવાજ ન થાય તેમ હળવેથી તેઓ દોરીને પાણીમાં નાખતા હતા. અંધારું બહુ થયું અને ચંદ્ર ઊગ્યો નહિ એટલે તેમણે એક નાનું ટમટમિયું સળગાવ્યું.

આ ચાર છોકરાઓમાં એક તો છેક નાનો ત્રણચાર વર્ષનો ઉમરનો જ હતો. સૌ એના પર હુકમ ચલાવતા હતા ને એને મારતા હતા. એ બિચારો પાણીમાં રહી હોડીને પકડી રાખતો હતો, વચ્ચે વચ્ચે પકડાયેલાં માછલાંઓને દોડીને જમીન પર રેતીમાં દાટી આવતો હતો. દીવાને પણ સાચવતો હતો અને કોઈ કામમાં ભૂલ થતાં માર પણ ખાતો હતો.

એગ્રિપીના એને જોઈ રહી. વહાણુમાં ચડતાં એ એની પાસેથી ચાલતાં ધ્યાનમગ્નતામાં ભાન ન રહેતાં એની જોડે અથડાઈ પડી હતી. બિચારો નાનકડો દૂર્બળ છોકરો એના ધક્કાથી પડી ગયો હતો. ધ્યાન જતાં એગ્રિપીનાએ એને બેઠો કર્યો હતો અને પૂછ્યું હતું, "તારું નામ?" એ ગરીબના છોકરાને પોતાના નામની શી ખબર હોય? નામનો અર્થ પણ એ જાણતો નહિ હોય. એને સૌ 'એય હરામી' કે એવા જ કોઈ સંબોધને બોલાવતું હશે. એ આશ્ચર્યથી એગ્રિપીનાની સામે જોઈ રહ્યો અને પછી એણે સામો પ્રશ્ન પૂછ્યો, "તારું નામ?"

"એગ્રિપીના" એગ્રિપીનાએ હસીને જવાબ આપ્યો.

એગ્રિપીનાને એ છોકરા પ્રત્યે ખૂબ લાગણી થઈ આવી હતી.

'એ છોકરો નિરાધાર હશે. મારું બાળક પણ નિરાધાર! એના બાપને તો એની માએ જ મારી નાખ્યો, ને હવે મા પણ ચાલતી થાય છે!' એને વિચાર આવ્યો, એ ભાન ભૂલી ગઈ. એણે વાંસો ફેરવ્યો. "કેઈયસ!" એ બોલી.

"હુકમ, રાજકુમારી!" કેઈયસ ખડખડ હસ્યો. એગ્રિપીનાએ એના હસવા સામે ન જોયું, એણે પોતાનું કહેવું ચાલું રાખ્યું, "હું ધારું છું કે તું વેર મારી પ્રત્યે જ રાખતો હોઈશ, મારા બાળક પ્રત્યે તો નહિ જ?"

"કેમ પૂછવું પડે છે?" કેઈયસ બોલ્યો. એગ્રિપીના ચૂપ રહી એની સામે જોઈ રહી.

"જો એગ્રિપીના, તને સમાચાર આપું, તને હર વખત આવા સમાચાર મોકલતો રહીશ. એહિનોબાર્બસની મિલકત જપ્ત કરી છે. તારા બાળકને એની કાકી પાસે રાખ્યું છે. આથી તારા બાળકને તકલીફ પડતી હશે પણ એને તકલીફ આપવાનું કારણ એના પ્રત્યે વેરવૃત્તિ રાખવાનું નથી."

એગ્રિપીના સાંભળીને કંપી ગઈ. એની દેરાણી ડોમિટા લેપિડાને ક્રૂરતાના અવતાર તરીકે એ જાણતી હતી.

"રાક્ષસ!" ચીસ પાડીને એ કેઈયસ પર કૂદી. એની પાસેથી હથિયારો લઈ લેવામાં આવ્યાં હતાં. કેઈયસને પોતાના બળમાં પણ વિશ્વાસ હતો એટલે તે નિશ્ચિંત ઊભો હતો. એકાએકના આ હુમલાથી એ ધક્કો ખાઈને પાછળ પડી ગયો. એગ્રિપીનાએ એની છાતી પર પગ દાબ્યો અને કેઈયસને કમ્મરે લટકતી તલવાર લેવા નીચી નમી; પણ ત્યાં તો કેઈયસે સૂતાં સૂતાં પોતાના અંગને આંચકો મારી ઉછાળ્યું. એગ્રિપીના દૂર પડી ગઈ.

"તે દિવસે અગાશી પર રમ્યાં હતાં તેવી આ રમત નથી, બેન! તે દિવસે કેઈયસ તારો મોટો ભાઈ હતો, આજે એ સિઝર છે. કેઈયસની જાતમાં પણ આજે ફેર પડી ગયો છે. ગુલામો! લઈ જાઓ આને ઓરડીમાં, બહારથી ભોગળ લગાવી દો."

"ખબરદાર!" એગ્રિપીનાએ ત્રાડ નાખી. ગુલામો દૂર થઈ ગયા. એગ્રિપીના વાંસો ફરી ચાલતી થઈ. ઓરડીમાં આવી બિછાના પર એ સૂતી. સૂતાં જ એણે આંખો મીંચી દીધી. એણે અવાજ સાંભળ્યો ઓરડી બંધ થવાનો, ભોગળ લાગવાનો અને વહાણને ચાલતું કરતાં હલેસાંઓનો, પણ એ જરા પણ હસી નહિ. એ ઓરડીમાં પુરાઈ ગઈ. આ જ સ્થિતિમાં એ પોન્ટિયા પહોંચશે કે જ્યાં એની ખબર લેનાર કોઈ નહિ હોય, જ્યાં એની પાસે પ્રવૃત્તિનો અવકાશ નહિ હોય, જે નિષ્ક્રિયતા અને શુષ્કતાનું નરક હશે. એને પોન્ટિયામાંના જીવનની ભયંકર કલ્પના આવી, પણ અત્યારે તો શાંત જ રહેવું યોગ્ય હતું.

આખી રાત એ જાગતી સૂઈ રહી. વારેવારે ડિયાનાની, લેપિડસની, પોતાના બાળકની અને અનેક પ્રસંગોની છબીઓ એની સામે આવી. એની પાસે જ એક રૂમાલ હતો જેમાં એણે ડિયાનાની મૂર્તિ

રેશમના દોરાથી ભરી હતી. એની આંગળી પર વીંટી હતી જેમાંથી એણે એલ્બિનોબાર્બસનું નામ કાઢી નાખીને ડિયાનાનું નામ એમાં કોતરાવ્યું હતું. એ રૂમાલના ભરતને અને વીંટી પરના એ નામને એ જોતી જ રહી.

સવારે ઓરડીની અંદર જ બારીમાંથી ફેંકીને એને પાણી અને ખાવાનું આપવામાં આવ્યું. આખો દિવસ એણે એની સામે જોયું પણ નહિ. સાંજે પણ ખાવાનું ફેંકવામાં આવ્યું, એ પણ એણે ખાધું નહિ. મોડી રાત્રે એને વિચાર આવ્યો. "ન ખાવાથી શો ફાયદો? ડિયાનાને ય રોજ પશ્ચિમના દરિયામાં ડૂબી જવાનું આવે છે, પણ ફરીને નવીન તેજે એ રોજ પૂર્વમાં આવે છે. મારો તો આ પહેલો જ પરાજય છે. હું પણ શા માટે નિરાશ થાઉં? ડિયાના દરિયામાં ડૂબીને પણ કલાકોની મથામણો કરી પહાડ અને જંગલની ઘટાઓને કુદાવીને જેમ ઉપર આવે જ છે તેમ હું પણ ઉપર આવવા મથીશ."

અને એણે બે ય ટંકનું ખાવાનું એકી વખતે પૂરું કરી નાખ્યું.



## ૧૭

## કેઈયસનો વિનિપાત

**બેનને** પોન્ટિયાના ટાપુમાં મૂકી આવીને કેઈયસ રોમ પાછો ફર્યો. આવીને એણે પહેલાં જ એગ્રિપીનાના બાળકને યાદ કર્યો. ભવિષ્યના ઇતિહાસમાં જેણે નીરો એવા પોતાના નામ માત્રથી ભલભલા સરદારોને ધ્રૂજતા રાખ્યા, જેની બિહામણી આકૃતિ અને ક્રૂરતા યાદ આવતાં વાત કરનારની વાચા થંભી જતી, તે નાનકડા એહિનોબાર્બસને નામે ઓળખાતા એગ્રિપીનાના બાળકનો કાન ખચકાવતી, ધબ્બા મારતી એની કાકી ડોમિટા લેપિડા એને કેઈયસ પાસે લાવી. કેઈયસને જોતાં જ નીરો * તેને બાઝી પડયો. એણે મામાને કદી જોયા નહોતા, કેઈયસ એ કોણ છે એ એ જાણતો નહોતો પણ ડોમિટા સ્ત્રી હતી તેના કરતાં કેઈયસ પુરુષ કોઈ જુદું પ્રાણી લાગવાથી તેને તેનો આશરો લેવા દોડી જવાનું મન થયું. પણ કેઈયસે

* નાનકડા એહિનોબાર્બસનું ‘નીરો’ નામ તો ઈ. સ. ૫૪માં એ ગાદીએ આવ્યો ત્યારે જ પડયું હતું.

તો એને એકદમ દૂર હડસેલી મૂક્યો. "હટ, બદમાસ માના બેટા!" નીરો ધક્કો ખાઈને નીચે પડી ગયો. રોતો રોતો તે બેઠો થવા લાગ્યો. ડોમિટા પ્રત્યે કેઈયસ ખડખડાટ હસ્યો. "માએ પોતાની શક્તિનો થોડો અંશ પણ દીકરાને ન આપ્યો." પછી જરા અટકીને ડોમિટા પ્રત્યે બોલ્યો, "જો જો હાં, તમે કદી ભૂલ કરી મહત્ત્વાકાંક્ષા મનમાં બાંધી બેસતાં નહિ, અને એમ કરવું હોય તો સદાય એકલાં રહેજો. તમારે પનારે કાઈને રાખશો નહિ."

ડોમિટા હસી. એણે કહ્યું "સિઝરની શિખામણ માટે સિઝરનો આભાર માનું છું."

કેઈયસ હસીને બોલ્યો. "મારું શિક્ષણ તો અણુઘડ ગુલામોને પણ બાહોશ બનાવી દે છે તો તમારા જેવી બુદ્ધિમાન સ્ત્રીની તો શી વાત કરવી?" પછી સ્વર બદલીને બોલ્યો, "મહેલમાં તમે નથી આવતાં, ખરું? આવતાં હો તો?"

ડોમિટાએ જોયું કે સિઝરની આંખો એના દેહને ત્રાંસી નજરે જોઈ રહેલ છે. એના તરફ એ રીતે જોનારા લોકો બહુ હતા. એના ભડભડતા રૂપનાં પતંગિયાં ઘણાં હતાં. સિઝરને એમ સહેજે પોતાની પાસે આવવા દે તો એનું માન બહુ ન રહે, એટલે એ જરા ગંભીર થઈને બોલી, "નીરો વિષે કંઈ કરવાનું હતું?"

"હા, પણ છોડોને એ ભિખારીની વાત! તમને મારે થોડું બીજું પૂછવું છે." કેઈયસ બોલ્યો.

"શું?"

"એ કે – હાં, ખાસ તો કંઈ નહિ. બેસશો જરા?"

ડોમિટાએ સ્મિત કર્યું. "મારા જેવી એક સામાન્ય સ્ત્રીને આપ બહુ માન આપો છો!"

"આપ સામાન્ય? આપના પહેલાં લગ્ન અને આપનાં બીજાં

લગ્ન–આપનાં બંને લગ્નો રોમન સામ્રાજ્યના ધનવાનોમાં અગ્રણીપદો ધરાવતા ઉમરાવો સાથે જ થયાં છે. ક્રિસપસ પેસિનસ પાસે જેટલું ધન છે એટલું તો સિઝરના ખજાનામાં પણ નથી, અને આપની પાસે પણ ક્યાં નથી? અને આપની પ્રતિભા, આપનું રૂપ-લાવણ્ય–"

"સિઝર શો હુકમ કરે છે?" ડોમિટા સિઝરના બધા રસને ઢળી જતો અટકાવીને બોલી.

"આપ બેસોને!" કેઈયસ બોલ્યો.

"નીરોના શિક્ષક બેઠા છે. નીરોનું કામ ન હોય તો એને એમની પાસે મૂકી આવું."

"એ તો કોઈ પણ ગુલામ મૂકી આવશે. આપે એ માટે તકલીફ લેવાની જરૂર નથી."

"જરા નિરાંત લાવીને બેસું, આપણે નિરાંત લઈને બેસીએ તો વધુ ઠીક, નહિ?" ડોમિટા છટકવા જ માગતી હતી.

કેઈયસને આ વિષયમાં વધુ બોલતાં આવડતું નહોતું, એણે માત્ર આંખથી દયામણા ભાવો જ પ્રગટ કર્યા. ડોમિટા હસીને નમીને ચાલતી થઈ, અને સાથે નીરોને ધબ્બો મારી, "આગળ ચાલ" કહીને લેતી ગઈ.

કેઈયસ એની પાછળ જોઈ રહ્યો.

કેઈયસની સ્વસ્થતા ઊડી ગઈ. શેરિયા એની પાસે રાજસભાના કેટલાક હુકમો ઉપર સહી કરવાના પત્રો લાવ્યો પણ એણે એ દૂર મૂકી દીધા. "થશે નિરાંતે" એ બોલ્યો. શેરિયા આ શિથિલતાનું કારણ સમજ્યો નહિ, કારણકે સિઝર આમ કદી ન કરતો. એ ચાલ્યો ગયો.

કેઈયસે થોડી વાર પલંગમાં પડખાં ઘસ્યાં, પછી ઊઠયો. બહાર નીકળ્યો. કોઈને બોલાવવાની જરૂર જણાઈ. કોને બોલાવવો? એ

વિચારતો હતો. એ વખતે એનો ચહેરો એવો થઈ ગયો હતો કે 'સિઝર તો આપણને બહુ પ્રેમ કરે છે, સિઝર આપણને ડરાવતા નથી' એમ માનનાર એક ગુલામ બાજુમાં ઊભો હતો તે એ જોઈને ડરથી ભીંતસરસો થઈ ગયો. કેઈયસે એને જોયો, એણે એને કાનની બૂટ પકડી નજીક લીધો. જોરથી એના ગાલ પર એક થપ્પડ લગાવી દીધી ને બોલ્યો, "કેસિયસ શેરિયાને બોલાવી લાવ."

ગુલામ પગનાં ઘૂંટણ વળી જાય તેવી રીતે મુઠ્ઠીઓ વાળીને જોરથી દોડ્યો.

ગુલામ શેરિયાને બોલાવવા ગયો પણ શેરિયા આવે એટલી વાર કેઈયસ એની રાહ જોઈ શકે તેમ નહોતો. એણે આંટા મારવા માંડ્યા.

આંટા મારતાં મારતાં એ ગુલામોના આવાસ તરફ નીકળી ગયો. એ તરફના એક ઓરડામાંથી એણે કંઈક અવાજ સાંભળ્યો, એ અવાજની બાજુએ ગયો.

બારણું બંધ હતું. કેઈયસ થોડી વાર બહાર ઊભો રહ્યો. અંદર કોઈ કોઈને કહેતું હતું, "જો, હવે ભૂલ પડશે તો બે હાથ વચ્ચે તારું માથું પકડીને ભીંત સાથે અફાળીશ. ચલાવ, નાચો! હાં, બરાબર, જો ભૂલ પડી ફરીને." સોટીનો ચમ્મ અવાજ થયો.

કેઈયસને થયું, 'કંઈક સરસ ચાલે છે.' એણે બારણું ઠોક્યું, બારણું ઊઘડ્યું. એક સ્ત્રી હાથમાં સોટી લઈને ઊભી હતી, એ ગુલામ નહોતી. બીજો એક પુરુષ હતો, તે પણ ગુલામ નહોતો લાગતો. એ એક છોકરાનો હાથ પકડીને ઊભો હતો. એ નીરો હતો. એને છોકરીનો પહેરવેશ પહેરાવવામાં આવ્યો હતો. સિઝરને જોઈને તેઓ સ્તબ્ધ થઈ ગયાં.

કેઈયસ પણ બારણામાં થંભી ગયો. એ એકીટશે પેલી સ્ત્રીના

રૂપને નીરખી રહ્યો. ડોમિટાને એ ભૂલી ગયો, પણ એને તુરત પોતાની સ્થિતિનું ભાન થઈ આવ્યું, સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતાં એણે પૂછ્યું, "શું કરો છો?"

"અમને આ છોકરાનાં શિક્ષકો તરીકે રાખવામાં આવ્યાં છે." પેલી સ્ત્રી નીચી નમીને બોલી.

"નામ?"

"મારું નામ કેસોનિયા. મને નાચ શીખવવા માટે રોકવામાં આવેલ છે. આમનો બહારનો ધંધો તો હજામનો છે, પણ એ પણ આના શિક્ષક છે." પેલી સ્ત્રીએ પોતાની અને પોતાની સાથેના પુરુષની ઓળખાણ આપી.

"ડોમિટાએ તમને આ છોકરો સોંપેલ છે?"

"જી હા." કેસોનિયા બોલી.

"આ સિવાય તમારો બીજો કંઈ ધંધો છે?" કેઈયસે કેસોનિયાને પૂછ્યું.

"મારો ધંધો?" કેસોનિયાએ સ્મિત કર્યું. કેઈયસે પેલા હજામને સંબોધીને કહ્યું, "એય, આ છોકરાને લઈને બહાર જાઓ. જાઓ, ઘોડારમાં પુષ્કળ જગ્યા મળશે."

હજામ નીરોનું બાવડું પકડીને એકદમ ચાલતો થયો.

કેઈયસ કેસોનિયાની નજીક આવ્યો. કેસોનિયા સમજી ગઈ. એણે બારણાને અંદરથી ભોગળ લગાવી દીધી. કેઈયસ હસ્યો, "સિઝરને આવી ગુપ્તતાની જરૂર નથી." કેસોનિયા હસીને જવાબમાં બોલી, "પણ મારે તો જરૂર હોય છે. હું મામૂલી સ્ત્રી, સિઝરનો મારા પ્રત્યેનો આ પક્ષપાત છે, એ પક્ષપાત મને બીજાની ઈર્ષાનો ભોગ બનાવે."

કેઈયસ સ્મિત કરતો આગળ આવ્યો, "સિઝરનો જેની પ્રત્યે પક્ષપાત થયો તેની ઈર્ષા કરનારાં જાનનું જોખમ ખેડતાં હોય છે."

સિઝર પોતાને – અપાત્રને – બહુ માન આપી દે છે એવો નમ્રતાનો ભાવ બતાવવા કેસોનિયા નીચું જોઈ ગઈ. કેઈયસે એનો હાથ પકડી લીધો.

"આ ગુલામોનો આવાસ છે. જો સિઝરની કૃપા હોય તો આપણે સિઝરનિવાસમાં જઈએ." કેસોનિયા બોલી.

"વાહ! એ વધુ સરસ!" કેઈયસ બોલ્યો, અને કેસોનિયાએ આગળ આવીને બારણાં ખોલી નાખ્યાં. કેઈયસ આગળ ચાલ્યો, કેસોનિયા પાછળ ચાલી.

બંને સિઝરના ઓરડા આગળ આવ્યાં, એ જ વખતે સિઝરનો તેડાવ્યો શેરિયા આવી પહોંચ્યો. શેરિયાએ પાછળથી કેસોનિયાને જોઈ. એ ચમક્યો. એ ઊભો રહી ગયો. સિઝર અને કેસોનિયા સિઝરના ઓરડામાં ગયાં. તેઓ ક્યારે ઓરડો ખોલે છે એ જોવા એક ખૂણામાં એ ઊભો રહ્યો. માથું ગરદનથી લટકાવીને નીચું જોઈ દોડતાં દોડતાં હરફર કરતાં ગુલામોની એની તરફ નજર પડી શકી નહિ. ખૂબ વાર ત્યાં ઊભો રહી બારણું ન જ ખૂલતાં નિરાશ થઈને એ ચાલ્યો ગયો. એને કેઈયસના વર્તનનું આશ્ચર્ય તો થયું, સાથે સાથે મનમાં કેઈયસ પ્રત્યે વેર પણ જાગ્યું કારણકે કેસોનિયા એની પ્રેમિકા હતી, આજે એને સિઝર મળ્યા પછી એ પોતાના સામું પણ શા માટે જુએ?

એણે મનમાં ઘાટ વિચારવા માંડ્યો. એના મગજમાં એગ્રિપીના આવી, 'પણ થવું હોય તે થાય, એક વાર કેઈયસને તો નીચે પછાડવો જ.' એણે નિર્ણય કર્યો.



૧૮

## બાજી એની મેળે ગોઠવાય છે

એગ્રિપીના ઊંડા વિચારમાં બેઠી હતી. ભૂતકાળ ઉપર નજર ફેરવી વર્તમાનને ઠેકી એ ભવિષ્યકાળના બનાવોમાં કૂદી પડી હતી. એના મગજમાં યોજનાઓની ભીડાભીડ થઈ પડી હતી. રોમથી કોઈ આવે, અહીંથી કોઈ જાય, પોતે નાસી જાય ને રોમમાં શક્તિશાળી-ઓને મળે, એમની સાથે ગોઠવણો કરવી, કેઈયસનું ખૂન કર્યા સિવાય ફાવશે નહિ, કેઈયસનો એકપ્રાણ શેરિયા હાથમાં આવી જાય તો કામ ઘણું સરળ થઈ જાય. કેવી રીતે શેરિયાને જાળમાં ફસાવવો ?

એ હમેશાં પોતાનું વિરામાસન અરીસાની સામે જ ગોઠવતી. આજે પણ એમ જ હતું. એની નજર અરીસામાં ગઈ. એ હસી. એનાથી ચડી જાય એવી રૂપવાન નારી આખા રોમન સામ્રાજ્યમાં કોઈ શોધી નહિ જડે. સાપના ફુંફાડા જેવા એના રૂપની ફૂંક કોઈને અડવાનું બાકી ન રાખે. રોમમાં ધનવાનોનો ક્યાં તોટો છે ?

ક્રિસપસ પેસિનસ, ગાલ્બા, મોન્ટેનસ, પોર્સિયસ લેટિયો, આર્ગ્યુસિયસ સિલો, એરેલિયસ, ક્રિસ્ટીનો, ટિટસ-બધા ધનવાનો છે, રાજસભ્યો છે, યોદ્ધાઓ છે અને દૂર કે નજીકના દાવે રાજવંશીઓ પણ છે. કલાના શોખીનો છે, સૌંદર્યના પ્રશંસકો છે. એનું એક જ સ્મિત એમાંના કોઈને પણ જીતી લેવાને બસ છે. કેઈયસ બીચારો શી વિસાતમાં છે? એની એ જ મોટી ભૂલ કે એણે આવા રાજસભ્યોને સાધ્યા નહિ ને કેવળ પોતાના બળ ઉપર જ મુસ્તાક રહી. પોતાનું બળ તો હમેશાં છે જ, પણ શરૂઆતમાં એક બળ કામ નથી કરતું, એને બીજાઓની પણ મદદ જોઈએ છે.

એ વિચાર કરતી હતી ત્યાં સીડી પર કોઈનાં ધીર પગલાં સંભળાયાં. એને પ્રશ્ન થયો, "કોણ હશે?"

બારણે ઊભેલા ગુલામે થોડીવાર પછી એનું બારણું ખોલી એને સમાચાર આપ્યા, "રાજમંત્રી કેસિયસ શેરિયા પધારે છે."

એગ્રિપીના મનમાં આશ્ચર્ય પામી, હર્ષિત થઈ, શેરિયાને માન આપવા એ બારણા સુધી સામે આવી, શેરિયા દેખાયો એટલે એણે હાથ ઝુલાવી અભિનયથી કહ્યું, "પધારો."

શેરિયાએ નજીક આવી નમન કર્યું, એના હાથને ચુંબન લીધું. એગ્રિપીના એને ઓરડામાં દોરી લાવી. શેરિયા એની પાછળના ગુલામોને બહાર રહેવાનો હુકમ કરી અંદર આવ્યો. એગ્રિપીનાએ બારણું બંધ કર્યું.

"આપણે હજી અંદરના ઓરડામાં જઈએ." શેરિયા બોલ્યો.

"ભલે, અંદર જઈએ." એગ્રિપીના આગળ ચાલીને એને અંદર લઈ ગઈ.

"બહુ તકલીફ લીધી." એગ્રિપીના હસીને બોલી.

"આને તકલીફ નહિ કહું. જર્મનીકસનાં પુત્રીને થયેલ અન્યાય-

નું ભાન થયું, એ અન્યાય મારે હાથે વિશેષ થયો, એનું પ્રાયશ્ચિત્ત કરવા આવ્યો છું." શેરિયા દ્રવતા સ્વરે બોલ્યો.

"આપે તો કદાચ સિઝરની ઇચ્છા જોઈ તેને ખાતર જ જે કર્યું તે કર્યું હશે. આપ એક રીતે તો નિરુપાય ગણાઓ." એગ્રિપીના બોલી.

"ગમે તેમ પણ મને મારા કૃત્યની શરમ આવે છે. મને હુકમ કરો, આપની કોઈ પણ સેવા કરવાને હું તૈયાર છું."

શેરિયા બોલે છે તે એગ્રિપીનાની કોઈ યોજના જાણી લેવાને કે ખરેખર, એની એગ્રિપીનાને તુરત સમજ ન પડી. એણે વાત લંબાવીને શેરિયાના અહીં આવવાના કારણને જાણી લેવા બીજા જ પ્રશ્નો શરૂ કર્યા :

"મારા પુત્રના સમાચાર જાણવા હું પ્રથમ આતુર છું."

"આપના પુત્રને સિઝર જે રીતે રાખે છે તે જોઈને જ તો મને સિઝર પ્રત્યે અણગમો થયો. એમને જે કાંઈ વેર હતું તે આપની સાથે હતું, જે કંઈ એમણે કરવાનું હતું તે આપની સાથે કરવાનું હતું, આપને તે ગમે તેટલી રિબામણી આપે, આપનું મૃત્યુ નિપજાવવા સુધી પણ તે જાય તો તેમાં કદાચ બહુ વિરોધ જેવું ન લાગે, પણ એક નિર્દોષ, અબોધ, નાના બાળકને માથે એ આવું કેમ કરે છે? એક નાચનારી અને એક હજામ એવાં તો રાજકુમારી એગ્રિપીનાના પુત્ર અને સરદાર અહિનોબાર્બસના વંશજને માટે શિક્ષકો! *નાનકડા એહિનોબાર્બસની કાકી ડોમિટા લેપિડા તો ડાકણી છે.* એ નીરોને પૂરતું ખાવા પણ ન આપે, માર પણ પુષ્કળ મારે. નાનું બાળક શેરીઓમાં આથડે, ભિખારીનાં છોકરાં સાથે રમે, છોકરીનાં કપડાં પહેરી ખેલ કરવા ઊતરે ને નાચે! કોઈ પણ પથ્થરહૃદયને પણ એ દૃશ્ય પિગળાવી નાખે, પણ કેઈયસ તો પથ્થરથી યે શુષ્ક વસ્તુ છે. કેઈયસ હવે પહેલાંનો કેઈયસ જરા પણ નથી."

નીરોની દશાનું વર્ણન સાંભળતાં શબ્દે શબ્દે એગ્રિપીનાને કંપારી છૂટતી હતી, એના મગજમાં સબાકા બોલતા હતા.

શેરિયા આગળ બોલ્યો, "અને એનું કારણ છે કેસોનિયા નામની એક બદચાલ સ્ત્રી. અત્યાર સુધી એ એક મામૂલી નાચનારી હતી, આપના બાળકની એ એક શિક્ષિકા હતી. હવે એ બની ગઈ છે સિઝરની રાણી. આ બનાવે આખી સેનેટને ઉશ્કેરી મૂકેલ છે, મને પણ અણગમો આવ્યો. એક વાર એક વ્યક્તિનું એક કૃત્ય ઘૃણાસ્પદ જણાયું એટલે ભૂતકાળનાં એનાં કૃત્યોને તોળવાની મતિ સૂઝે છે, એ રીતે સિઝરના આપના પ્રત્યેના વર્તનનું મારા મનમાં પૃથક્કરણ થયું. લેપિડસનું ખૂન સિઝરે પોતે કર્યું છે એ વાત હજી સુધી તો અપ્રગટ છે પણ હવે એ પ્રગટ થવી જોઈએ. પણ એ પહેલાં મારે આપનું વલણ સમજી લેવું જોઈએ."

શેરિયા વાત કરતો હતો ત્યારે એગ્રિપીના ત્રાંસી નજરે એના સામું જ જોતી હતી. એને લાગ્યું કે શેરિયા ભલે એની દયા આવવાથી નહિ પણ કોઈ પણ કારણે કેઈયસનો શત્રુ બન્યો છે. પણ એણે તરતાતરત એનો લાભ લેવો યથાર્થ ન માન્યો. એણે કહ્યું, "આપની વાત હું બરાબર સમજી છું. આપની ચિંતા માટે હું આપની આભારી છું. જેણે મારું જીવન બગાડયું તેના પ્રત્યેનું મારું વલણ કેવું હોય તે તો કોઈ પણ માણસ સમજી શકશે. એક વખત આપનો જે પરમ મિત્ર હતો, તે વિમાર્ગે જાય છે એ જોઈ એને એ માર્ગેથી પાછો વાળવા આપ એના શત્રુ પણ થઈ શકો છો એ જાણીને આપની સત્યનિષ્ઠા પ્રત્યે માન ઊપજે એવું છે. એ બુદ્ધિ આપને અનુકૂળ અને યોગ્ય નિર્ણયો અને કાર્યો પણ કરાવશે."

"*પણ હું તો મારે હાથે આપને થયેલા અન્યાયનો પણ* બદલો વાળવાની ઇચ્છા રાખું છું."

"આપની શુભ ઇચ્છા એ જ એનો બદલો થયો. છતાં આપને

સંતોષવા ખાતર કહું કે જો આપનાથી બને તો મારા પુત્રની યોગ્ય સંભાળ લેવરાવશો."

"એ તો થશે જ, વિશેષ કંઈ ?"

"આપને હમણાં તકલીફમાં મૂકવાની ઇચ્છા નથી." એગ્રિપીના બોલી.

"જેવી આપની ઇચ્છા. આશા રાખું કે મને મારા કાર્યમાં જોઈતો સહકાર આપના તરફથી અહીંથી પણ મળશે !"

"જરૂર." એગ્રિપીના બોલી.

શેરિયા ઊઠ્યો, એગ્રિપીના પણ ઊઠી. શેરિયા ગયો. એગ્રિપીના પાછી પોતાના આસન પર આવીને બેઠી.

શેરિયા કેઇયસની વિરુદ્ધ શા માટે થાય? એને વિચાર આવ્યો. શેરિયા દુષ્કૃત્યોથી દાઝતો હોય એ તો માનવા જેવું નહોતું. કેઇયસને ધીરે ધીરે અહીં સુધી લાવનાર એ જ હતો. અને એનું ચારિત્ર્ય પણ બહુ જાણીતું હતું. એ બીજાના ગમે તેવા ચારિત્ર્યથી પણ સુગાય એમ નહોતું. એને કેસોનિયાનું નામ યાદ આવ્યું. સંભવ છે કે કેસોનિયા શેરિયાની પ્રિયતમા હોય અને તે કેઇયસની થઈ જતાં તે કેઇયસ પ્રત્યે ઉશ્કેરાયો હોય. એને લાગ્યું કે બાજી એની મેળે ગોઠવાય છે.



૧૯

# નવીન માર્ગનો પ્રવાસી

જે રસ્તે જવાને માણસ ટેવાયેલો નથી હોતો તે રસ્તે પગ માંડતાં તે ખૂબ ડરે છે, પણ એક વાર જો પગ મંડાઈ ગયો તો પછી તે એવો સડસડાટ ત્યાંથી દોડી જાય છે કે ત્યાંથી રોજના ચાલનારાઓને પણ તે કયાં ય પાછળ મૂકી દે છે. કેઈયસના હૃદયમાં એગ્રિપીના પ્રત્યે દ્વેષ વસ્યો, એ દ્વેષને ડરતાં ડરતાં માર્ગ આપવાને બદલે છુટ્ટો મૂકી દીધો હોત તો કદાચ પરિણામ આટલી હદે ન આવત, પણ ડરતાં ડરતાં માર્ગ પામેલો દ્વેષ તો છાનોમાનો દોડીને કેટલી યે ગંદી અને ગોબરાળી શેરીઓમાં ફરી વળ્યો. એમ કેઈયસે ટાઈબેરિયસને પણ કાળાં કૃત્યોમાં પાછળ મૂકી દીધો.

એગ્રિપીના પ્રત્યેના રોષના ઉત્તાપને ઠારવા એણે રસ્તાની અસંયમી સ્ત્રી કેસોનિયાને પોતાના મહેલમાં દાખલ કરી—એને રાણી બનાવી દીધી. એની સાથેના ભોગો ભોગવવાની લિજ્જતને ઘેરી

બનાવનાર મદિરાની પ્યાલીઓ સાથે એણે દોસ્તી કરી. પડખામાં કેસોનિયા હોય, હાથમાં પ્યાલી હોય ત્યારે નિષ્ક્રિય તો શી રીતે બેસાય ? એટલે, જેને પ્રથમ એ જગતની ઘાતકીમાં ઘાતકી પ્રથા માનતો તે મલ્લયુદ્ધો એણે પોતાની સામે કરાવવા માંડયાં. કોઈ કોઈ વાર પોતે સિઝર છે એ ભૂલી એને પોતાને પણ કુસ્તીઓમાં ઊતરવાનું મન થઈ જતું. અને ઇચ્છા થતી કે ઘણા વખતથી જોઈ જોયું નથી કે એનું ભાલું કેવા જોશથી સામી વ્યક્તિની છાતીમાં ખૂતી જાય છે, એ જોવું જોઈએ. એમાં મજા પણ કોઈ ઓર હશે. રાત્રે એ સ્વપ્નમાં એવું જ જોતો. પોતાના ભાલાથી વીંધાયેલ પ્રતિસ્પર્ધીના હૃદયમાંથી ઊંચા ચડતા લોહીના ફુવારાની ઊંચાઈને માપીને એ હર્ષ પામતો.

એકવાર રૂપસુંદરીઓના સમૂહ સાથે તે મિજલસ ગોઠવીને બેઠો હતો. પ્યાલીઓ ઊડતી હતી. સિઝરની ખુશામતો થતી હતી. કેઈયસ ખડખડાટ હસતો હતો. ઈનામો ફેંકતો જતો હતો. એની એક બાજુ શેરિયા હતો ને બીજી બાજુ કેસોનિયા. કેસોનિયા તો આનંદમાં ભાગ લેતી હતી પણ શેરિયા કંઈક ગંભીર વિચારતો હતો. એના મગજમાં પોન્ટિયામાં એગ્રિપીનાની એણે લીધેલી મુલાકાત રમતી હતી. અચાનક કંઈ પણ કારણ વિના કેઈયસ મોટેથી હસી પડયો. એ એટલા જોરથી ને વિચિત્ર રીતે હસ્યો કે વિચારમગ્ન શેરિયાનું પણ એ તરફ ધ્યાન ગયું. એણે આશ્ચર્યથી કેઈયસ સામે જોયું.

"હા...હા...હા !" કેઈયસ ફરીથી હસ્યો. પછી બોલ્યો, "એક અફલાતૂન વિચાર આવ્યો, આજ સુધી કદાચ કોઈને નહિ આવ્યો હોય. મને થયું, આટલી બધી સુંદરીઓની કેળ જેવી ગરદન ઉપરથી વગર અટકયે મારી તલવાર ચાલી જતી હોય અને કેળની લૂમો પડતી હોય તેમ માથાં નીચે પડતાં જતાં હોય તો એ દશ્ય કેવું ભવ્ય લાગે !"

સાંભળીને કેસોનિયાના શરીરમાંથી કંપારી છૂટી. એણે કેઈયસને મોંએ પોતાની હથેળી દાબી દીધી. શેરિયા આંખો ફાડીને જોઈ રહ્યો. કેઈયસ કેસોનિયાનો હાથ પકડી પોતાના ગળાને વીંટાળી દેતો બોલ્યો, " તું ગભરાઈ ગઈ, વહાલી! એ તો અમસ્થો જ વિચાર. અને વિચાર ખરેખરો હોય તોપણ તને તે કંઈ હું કરું?"

" ઓહ, શેરિયા, તું તો મારી સામે જ જોઈ રહ્યો છે, કેમ? મારામાં કંઈ નવીન જોવા મળે છે? તારે તો મારા આ મૌલિક વિચારની પ્રશંસા કરવી જોઈએ. દિલગીરી છે કે ક્રેમુટિયસ કોરડસ અહીં હાજર નથી, નહિ તો એ પોતાના રોમન સમવાયતંત્રના ઇતિહાસમાં આ ઉમદા વિચારની નોંધ લેત. પણ એ બીચારાને ટાઈબેરિયસે એવું પુસ્તક લખવા માટે દેહાંતદંડ આપ્યો. બીચારાને એવી શરમભરી રીતે મરવા કરતાં ઉપવાસ કરીને મરવાનું વધુ પસંદ કરવું પડયું. અદાલતનું એનું ભાષણ, હું ત્યારે નાનો હતો છતાં, મને આજે યાદ છે. મારી યાદશક્તિનું આ એક પ્રમાણ છે, ચાલો, હું જ નોંધી લઉં આ હકીકત. જાઓ, ચાલ્યાં જાઓ બધાં, મિજલસ બરખાસ્ત છે." બૂમ મારતો કેઈયસ ઊભો થયો. દારૂના ઘેનમાં એ જરા લથડ્યો. શેરિયા અને કેસોનિયાએ એને બે બાજુથી પકડી લીધો. સૌ ઊઠીને ચાલ્યાં ગયાં. પાછળથી રહેલાં આ ત્રણ પણ એક-મેકને પકડીને ચાલ્યાં.

અચાનક કેઈયસને ભાન આવ્યું. એણે એક બાજુ કેસોનિયાનો હાથ પોતાની કમરે લપેટાયેલો જોયો, બીજી બાજુ શેરિયાનો. એણે ગરદન ફેરવી. એની પાછળ શેરિયા અને કેસોનિયાના હાથ એક-મેકને સ્પર્શી રહેલા હતા. કેઈયસ ઝટકો મારી વાંસો ફરી ગયો અને શેરિયાને ધક્કો મારી કેસોનિયાના સ્પર્શથી એને દૂર કરી દીધો. આ અપમાનથી શેરિયાને અંગે અંગે લાહ્ય ઊઠી. એના હાથમાં લોહી ચમકવા લાગ્યું, પણ એણે સમયસૂચકતા વાપરી હાથને જ્યાંનો ત્યાં સ્થિર રહેવા દીધો. લોહીના તરવરાટને એણે અંદર જ સમાવી રાખ્યો.

છતાં એના મોં પર પરાણે ઊપસી આવેલી રોષની રેખાઓને કેઈયસે જોઈ લીધી. શેરિયાએ તો તરત જ હસી લીધું ને કહ્યું, “ સિઝરથી આજે દારૂ કંઈક વધુ લેવાઈ ગયો.”

કોઈ દુશ્મન મટતો હોય તો મટાડવો એવા ખ્યાલથી કેઈયસ પણ સામો હસ્યો : “ નશામાં એ પણ ધ્યાન નથી રહેતું કે એક પરમ મિત્રનું હું અપમાન કરી નાખું છું. બહુ બૂરી ચીજ દારૂ.”

“ હા, સિઝરે હવે એ ઓછો કરવો જોઈ એ.”

શેરિયાના આ વચનમાં શ્લેષ હતો. પણ કેઈયસ એના કથિતાર્થ સિવાય કશું સમજ્યો નહિ અને હસ્યો, “ ખરી વાત છે. સાચી શિખામણ આપે એ જ મિત્ર.”

ત્રણે જણ ચાલતાં સિઝરના ઓરડા સુધી આવ્યાં. શેરિયાએ કહ્યું, “ સિઝર મને રજા આપશે ? ”

“ જવું છે ? ખુશીથી, જઈ શકો છો. ”

શેરિયા ગયો.

કેઈયસ કેસોનિયાની સાથે ઓરડામાં આવ્યો. કેઈયસ પલંગ પર લાંબો પડ્યો, કેસોનિયા એના માથા આગળ બેઠી.

“ શેરિયા સાથે આજ આપ બરાબર ન વર્ત્યા.” ડરતાં ડરતાં કેસોનિયા બોલી.

“ સિઝરે એવી બાબતનો વિચાર કરવાનો ખરો ?”

“ નાનો સરખો પણ દુશ્મન કંઈક તો બૂરું કરી જ જાય, મને બીક લાગે છે.” કેસોનિયા બોલી.

“ હા...હા...! બીવાનું કંઈ નથી. અને શેરિયા તો મારો જિગરજાન દોસ્ત છે, મારો બાલમિત્ર છે. એના મનમાં મારા વર્તનનો વિચાર બહુ વખત રહી જ શકે નહિ. એને મારા વર્તનમાં અપમાન લાગે જ નહિ. ઘણી વખત મેં જોયું છે કે મને લાગ્યું હોય કે મેં

એનું અપમાન કર્યું પણ પછી જાણવા મળે કે એને એવો ખ્યાલ પણ નહોતો આવ્યો."

કેસોનિયા એ બાબતમાં વધુ કાંઈ ન બોલી, પણ એના મગજમાં વિચારનો ક્રમ ચાલુ જ હતો. એને થયું કે શેરિયા જરૂર સિઝરને કંઈક કરશે. એ ખૂન કરવાનો પ્રયત્ન કરે તો કેઈયસ કરતાં રાજગાદીનો વધુ હક્કદાર કોઈ હશે તો તેનો પક્ષ આડકતરી રીતે રાજસભામાં ઊભો કરાવશે. એનાથી એકદમ પુછાઈ ગયું, "ટાઈબેરિયસના વંશનો કોઈ જીવંત છે?"

"છેક આજે કેમ પ્રશ્ન થયો? છે, પેલો કલોડિયસ, બીકણનો સરદાર, પચાસ વરસનો આધેડ થયો, દારૂ અને સ્ત્રીઓની સોબતથી રખડેલ થઈ ગયો છે, મરવાકાંઠે છે. પણ એ તો દૂરનો સગો. નજીકનો એક છે. ટાઈબેરિયસનો એક પૌત્ર છે, પણ એ છે નાનું રોંગણું!"

"આપને એમનો કોઈનો ડર નથી લાગતો?"

"ડર?" કેઈયસ હસ્યો. "કલોડિયસ તો નરકમાં જવું પસંદ કરે પણ સિઝર ન જ બને. અરે, એની પાસે કોઈ મશ્કરીમાં પણ એને સિઝર બનાવવાની વાત કરે, આટલી ઉમરે પણ નાના છોકરાની પેઠે એ રડવા લાગે છે! અને પેલો નાનો છોકરો—જેમેલસ, ટાઈબેરિયસનો પૌત્ર, બીચારો છેક નાનો છે, છતાં તને બીક લાગતી હોય કે એ મારું સિઝરપદ ઝૂંટવી લેશે, તો આપણે એને કહી દઈએ કે મરી જા. બસ આટલી જ તકલીફ લેવાની છે. જો, એ તો હમણાં જ કરી નાખું. મારી પ્રિયાને ખુશ કરવા હું શું નહિ કરું?" કેઈયસે એક ગુલામને બોલાવ્યો.

"પ્રોટિયસ પીરસને બોલાવો." કેઈયસે હુકમ કર્યો. પ્રોટિયસ જેલખાતાનો વડો હતો. કેદીઓની વ્યવસ્થા—એમને મારી નાખવાની પણ વ્યવસ્થા—એ જ કરતો.

પ્રોટિયસ આવ્યો એટલે કેઈયસે હુકમ કર્યો: "ટાઈબેરિયસના પૌત્ર જેમેલસને પકડીને પૂરો, અને એને કહો કે એ મરી જાય. જુઓ, એને મરી જતાં ન આવડતું હોય તો તમારી છૂરીનો એના ગળા પર પ્રયોગ કરીને એને એ શીખવી દેજો. કામ આજ ને આજ પતવું જોઈએ."

અને જે ઓરડામાં બેસી કેઈયસ ગુલામોને પ્રેમના પાઠો ભણાવતો ત્યાં જ જેમેલસના લોહીથી એના જ હુકમે જમીન ખરડાઈ ગઈ.



૨૦

# મોતની તાલીમ

જૂમેલસના ખૂનના ખબર તો કેઈયસે પોતે જ રાજસભાને આપ્યા. "રાજગાદી માટે કાવતરાં અને અવ્યવસ્થાને અવકાશ જ ન રહે તે માટેના મારા આ કૃત્યને આપ સૌ ટેકો આપશો એવી આશા છે."

પણ રાજસભા તો આ સાંભળીને સડક થઈ ગઈ. કોઈ સિઝરે આટલી નફટાઈ બતાવી નહોતી. ધીમો ધીમો ગણગણાટ ચાલ્યો. ગણગણાટમાંથી મોટો શોર ઊઠ્યો.

કેઈયસે એકદમ ત્રાડ નાખી: "શાંતિ! શાનો છે આ શોર?"

"રાજસભા સિઝરના આ કૃત્યને સાંખી નહિ શકે." એક સભ્યે ઊભા થઈને સામી ત્રાડ મારી.

"અમે નહિ સાંખીએ!" બીજો સભ્ય બોલ્યો.

"કોનાં છે સિઝરના અવાજની સરસાઈ કરનાર આ ગળાં? આપ? આપ? આપ? એક, બે, ત્રણ, ચાર, દસ; બસ?"

આ બોલતાં ફેર્ડયસની ઊંચી પાતળી કાયા વધુ ઊંચી થઈ. એણે હુકમ કર્યો, "કેદ કરો આ રાજદ્રોહીઓને! તેઓએ જાણવું જોઈએ કે જેમેલસનું ખૂન નહોતું થયું. એ તો એને મોતની તાલીમ અપાઈ હતી. આમને પણ એ જ તાલીમ આપો. એ લોકો ચીસો પાડે તો એમનાં જ લોહીવાળાં કપડાંનો એમને મોંએ ડૂચો મારજો."

સભામાં સન્નાટો ફેલાઈ ગયો.

દસે રાજસભ્યોને રાજસભા બહાર ઊભેલા લશ્કરે કેદ કરી લીધા. ફેર્ડગસે હુકમ કર્યો: "રાજસભા આજે બરખાસ્ત છે." અને પછી તે રાજ્યાસન પાછળના દરવાજામાંથી ઝડપથી નીકળીને મહેલના માર્ગે ચડી ગયો.

મહેલમાં પોતાના ઓરડામાં આવીને એ પલંગ પર પડ્યો ને બબડ્યો: 'એવકૂફો!'

પછી એણે બૂમ મારી, "ક્સેોનિયાને ખબર આપો કે હું અહીં છું."

બહાર ઊભેલા ગુલામોમાંથી એકે દોટ મૂકી. કેસોનિયા આવી એટલે એ ખડખડાટ હસી પડ્યો. બોલ્યો, "ભારે મજા આવી આજે, બેવકૂફો બરાબર સમજી જશે."

કેસોનિયા કંઈ સમજી નહિ તોપણ એણે કંઈ પૂછ્યું નહિ. "આજે તને ચેન પડતું હોય તેમ નથી લાગતું. જો કે આજનો બનાવ તો ખુશાલી ઊજવવા જેવો છે. તમામ રાજદ્રોહીઓનું નિકંદન કાઢી નાખ્યું. જબરું કાવતરું હતું. અરે, આટલા સમાચાર આપ્યા છતાં તું આનંદ નથી પામતી? જા જા, અત્યારે તારે એકાંતની જરૂર છે. જા, હું તો એકલો પડી રહીશ. પણ જો, ભોજનમાં તો તારે મને સાથ આપવો જ પડશે, હોં!"

કેસોનિયા ચુપચાપ ચાલી ગઈ.

રાત્રે ભોજન લેવાતું હતું તે વખતે એક ગુલામે આવીને કહ્યું, "માનવંત નાર્સિસસ સિઝરને એકદમ મળવા ઇચ્છે છે."

"નાર્સિસસને ઓળખો છો ને?" કેઇયસે કેસોનિયાને પૂછ્યું.

"નાર્સિસસને રોમમાં કોણ ન ઓળખતું હોય? સિઝર ટાઇબેરિયસ અને ક્રુસસના રાજમંત્રી તરીકે જ નહિ પણ એક ઉમદા નાગરિક તરીકે પણ એમને સૌ માન આપે છે."

"મહા મુત્સદ્દી રાજકારણી છે." કેઇયસ બોલ્યો.

વૃદ્ધ નાર્સિસસ ઓરડામાં દાખલ થયા એટલે કેઇયસ એમને લેવા એમની સામે ગયો.

"પધારો, કંઈ એકાએક તકલીફ લીધી?"

"રાજકારણમાંથી નિવૃત્તિ લીધાં છતાં, સિઝરને માથે કાંઈ આફત આવવાની છે એવા સમાચાર જાણ્યા પછી, મારાથી એક ક્ષણ પણ ન બેસી રહેવાય." નાર્સિસસ બોલ્યો.

"મારે માથે આફત? હા...હા...હા. પણ આપ બોલો, શી આફત વિષે આપે જાણ્યું છે?"

"મેં જાણ્યું છે કે કેસિયસ શેરિયા કેટલાક રાજસભ્યોની સાથે મળીને આપના ખૂનનું કાવતરું ગોઠવી રહેલ છે." નાર્સિસસે કહ્યું.

"આપે જાણ્યું એ બરાબર જાણ્યું હતું, પણ એનો તો ફેંસલો થઈ ગયો. કાવતરાખોરો જલ્લાદની ઓરડીમાં પહોંચી ગયા."

"મને શંકા છે કે તેઓ સાચા કાવતરાખોરો હતા. ગમે તે હો, પણ કેસિયસ શેરિયા તો હજી બહાર જ છે."

"કેસિયસ શેરિયા! કેસિયસ શેરિયાનું નામ આપે બરાબર ન જાણ્યું. કેસિયસ શેરિયા એવું કદી કરે જ નહિ. હાં, યાદ આવ્યું. કેસિયસ લોન્જિનસ એક છે ખરો. એની આંખો મારામાં શંકા ઊભી

કરે છે. આપ નિશ્ચિંત થાઓ, એનો ફેંસલો હમણાં જ બોલી જશે. અને, આપના મિત્રના પુત્રને, કશી ઇજા નહિ થાય. આપનો આભાર."

"પણુ...પણુ...શેરિયા—"

"એ શેરિયા નહિ, લોન્જિનસ! મને વધુ ખબર છે."

"આપને વધુ ખબર હોય તો સારી વાત છે. સારું ભાઈ, જઉં છું, તકલીફ આપી હોય તો માફ કરજો."

"નહિ જી, આ તો આપની મમતા કહેવાય."

નાર્સિસસને બારણા સુધી વળાવી આવી કેઈયસ પાછો ભોજન પર બેઠો ત્યારે કેસોનિયા બોલી, "મને લાગે છે કે વૃદ્ધનું અનુમાન વધુ સાચું છે."

"તમે સમજતાં નથી રાજખટપટોને. વૃદ્ધને જોઈએ છે એનું રાજમંત્રીપદ પાછું, એટલે એ કોઈ પણ રીતે શેરિયાને દૂર કરવાની યુક્તિ ઊભી કરે છે. એણે કેસિયસ લોન્જિનસના નામનો લાભ ઉઠાવી કેસિયસ શેરિયાનું નામ રજૂ કર્યું. પણ આ કેઈયસ એમ ભૂલે એવો નથી. મારા પરમ મિત્રને હું એવા ઉચ્ચ પદ પર ન રાખતાં બીજાને રાખું એ ન બને. અને શેરિયા તો અત્યારે મારી પાસેથી આવતી કાલની મિજલસ ગોઠવવાની યોજના લેવા આવનાર છે. આજે મારા પરથી એક ભયંકર આફત ઊતરી એની ખુશાલીમાં મિજલસની યોજનાનું સૂચન એણે મને બપોરે મોકલાવ્યું, અને મેં એને એ વિચારવા આવવાનો અત્યારનો સમય આપ્યો છે."

"તોપણુ મને તો બીક લાગે છે."

"તમારી બીક તો કદી મટી નહિ. જુઓ, હું હમણાં જ લોન્જિનસને કેદ અને કતલનો હુકમ લખી મોકલું છું."

"હું મારી બાળકીને લઈ આવું."

"સ્ત્રીઓ જેવું બીકણુ પ્રાણી મેં જગતમાં કોઈ ન દીઠું. તમારી

બાળકીને શું થવાનું છે, ભલાં! અને એ તમારી છાતીએ હશે એટલે તમને હિંમત રહેશે, એમ ને? વાહ રે મનના ખેલ!"

કેસોનિયા ગયા પછી કેઈયસે લોન્જિનસની કતલનો હુકમ મોકલી આપ્યો.

રાત જામતી હતી. કેઈયસ મિજલસની યોજનાનો વિચાર કરતો બેઠો હતો અને શેરિયાના આવવાની રાહ જોતો હતો. કેસોનિયા પાસે હોય તો યોજના બોલી બતાવાય એવી એને ઇચ્છા થઈ, પણ કેસોનિયા, એની બાળકીને ઊંઘાડવાને ગુલામ બાગમાં લઈ ગયેલી એટલે એ એને પાછી પોતાની પાસે લાવે એની રાહ જોતી હતી, એટલે તે પણ સિઝર પાસે જલદી જઈ શકી નહિ.

ત્યાં તો સિઝરે એકી સાથે ઘણાં પગલાં પોતાના દરવાજા તરફ આવતાં સાંભળ્યાં. આતુરતાથી એ ઊભો થઈ ગયો. સ્મિત સાથે શેરિયા પ્રવેશ્યો. એની પાછળ લુપસ અને શેબિનસ નામના બે અને બે બીજા ઉમરાવો હતા.

"અભિનંદન, શેરિયા!" સિઝર શેરિયાને સંબોધીને બોલ્યો.

"આભાર." શેરિયાએ જવાબ આપ્યો.

"જો હું કાચા કાનનો હોત તો કેસિયસ લોન્જિનસને બદલે કેસિયસ શેરિયાનો ઘડોલાડવો થઈ જાત. ખરાબ માણસનું નામ પણ કેટલું નુકસાન કરી શકે છે!"

"શું હતું?"

"જે હતું તે પતી ગયું હશે. લોન્જિનસનું ધડ જુઓ, આવો એ ઓરડા તરફ, આપણને લોન્જિનસનું ધડ નીચે પડતું સંભળાશે."

કેઈયસ બધાને જલ્લાદના ઓરડા પાસે ઘસડી લાવ્યો. શેરિયા ઝીણી આંખ કરી ભાઈબંધોને કંઈ સમજાવતો હતો: 'યમદેવ જ એને એ ઓરડાનો માર્ગ ચીંધે છે.'

"ઓહ, હજી તો હવે પ્રોટિયસ એને પકડીને લાવે છે. જુઓ, તેઓ સીડી ચડે છે. એની સીડી બીજી તરફ છે. થોડીવાર રાહ જુઓ. ઘા સાંભળવાની પણ મજા હોય છે."

શાંતિ પથરાઈ રહી. થોડીવાર પછી બાજુના ઓરડામાંથી એક ચિત્કાર બહાર નીકળ્યો.

"ખલાસ! હરામખોરો એ જ લાગના છે." કેઈયસ બોલ્યો.

ઉપર આવ્યા હતા તેઓ નીચે ચાલ્યા જતા હોય તેવો અવાજ આવ્યો.

"પ્રોટિયસ હોશિયાર છે, એટલી વારમાં બધું બતાવીને ચાલ્યો પણ ગયો."

"ચાલો, હવે આપણે મારા ઓરડામાં જઈએ. કેસોનિયા આવીને રાહ જોતી હશે."

"ચાલો." શેરિયા બોલ્યો.

પણ કેઈયસ જેવો આગળ ચાલ્યો કે તરત જ શેરિયાએ એનો ખભો ખેંચીને જોર કરીને એને નીચે પછાડી નાખ્યો. "દુષ્ટ! મારી કેસોનિયાને તેં મારી પાસેથી ઝૂંટવી લીધી. લઈ લે મોતની તાલીમ!"

કેઈયસ હજી કંઈ સમજે તે પહેલાં તો એના હાથપગ ચાર જણા દબાવી બેઠા ને શેરિયા એની છાતી પર ચડી ગયો. કેઈયસે એનું ચકચકતું ખંજર દીઠું, "અરે શેરિયા, આવી રમત? હવે તો હું સિઝર છું, ઓહ, આ તો હાં? નાર્સિસસ કહેતો હતો એ જ. ઓહ! ઓહ ટાઈબેરિયસ!" કેઈયસ આંખો ફાડી રહ્યો. "આપને ટાઇબેરિયસને માર્ગે જ મોકલું છું."

શેરિયા બોલ્યો ને એણે ખંજરની છાતી સાથે ભીંસ દીધી. કેઈયસ એક ચિત્કાર પાડી ઊઠ્યો – એ સાથે જ એના પ્રાણ નીકળી ગયા.

ત્યાં તો પાછળથી એક બીજી ચીસ પડી. કેસોનિયા પાછળ દેખાઈ.

"પકડો એને!" કહેતો શેરિયા પોતે જ ઊભો થયો. ભયથી નાસવા જતી કેસોનિયાને એણે વાળ પકડીને નીચે પાડી. "બેવફા સ્ત્રી!" એ ગુસ્સાથી બોલ્યો ને થોડી ક્ષણો પહેલાં કેઈયસના લોહીથી ખરડાયેલું ખંજર કેસોનિયાની છાતીમાં ભોંકાઈ ગયું. કેસોનિયાની બાળકી એનાથી દૂર જઈ પડી. શેરિયાએ એને પણ પોતાના હાથમાં લીધી.

"નાપાકની પેદાશ છે આ. એનો પણ અંત લાવો." કહીને એણે બાળકીનો એક પગ ઝાલી ઊંચી ઉછાળીને પછી નીચે પથ્થર પર અફાળી. નાળિયેરની પેઠે બાળકીના માથાનાં કોચલાં ઊડી ગયાં!



૨૧

## વન્સીમસ

પાંચ છ વરસ ઉપર એક સૂસવતી ટાઢની રાતે નાર્સિસસના બારણા ઉપર કોઈએ ટકોરા પાડ્યા હતા. રાજમંત્રીનો હોદ્દો ધરાવનાર નાર્સિસસ સાદાઈની મૂર્તિ હતો. મધ્યમવર્ગના કોઈ પણ સામાન્ય માણસ જેવું એનું મકાન હતું, એવી જ એની રહેણીકરણી હતી. દયાળુ નાર્સિસસે બારણું ખોલ્યું અને એક કાળો છોકરો લપક કરતો અંદર આવી જઈને ખૂણામાં ભરાઈ ગયો. ખૂણામાં બેઠેલું કૂતરું થોડું ઘૂરકયું ને પછી શાંત થઈ ગયું. છોકરાના શરીર પર એક પણ વસ્ત્ર નહોતું, ટાઢથી એ ધ્રૂજતો હતો. એ જ ક્ષણે નાર્સિસસે એની ઉપર પોતાના શરીર પરનું ઉપવસ્ત્ર નાખી દીધું.

"કોણ છો ?" એણે પૂછ્યું.

છોકરો સામું જોઈ રહ્યો. એણે જમીન ઉપર માછલીનો આકાર કર્યો. ટૂંકામાં નાર્સિસસ સમજી ગયો કે એ એક ખ્રિસ્તી હતો.

"શું જોઈએ તારે?" નાર્સિસસે પૂછ્યું.

"મદદ! ગુલામી કરીશ." છોકરો બોલ્યો.

નાર્સિસસે એ રઝળતા છોકરાને પોતાના ઘરમાં સ્થાન આપ્યું. એનું નામ વન્સીમસ. વન્સીમસનો અર્થ શુભ શુકન. નાર્સિસસને એ નામ ગમી ગયું.

વન્સીમસ ઘરમાં ગુલામ નહિ પણ ઘરનો માણસ બનીને રહ્યો. ઘરમાં સૌની એણે પ્રીતિ મેળવી. નાર્સિસસનો ખજાનચી પુડલાસ પણ નાર્સિસસ સાથે જ રહેતો. પુડલાસની દીકરી પુનુનસને વન્સીમસ પ્રત્યે ખૂબ ભાવ થયો હતો. એ તો એની અવારનવાર મશ્કરી પણ કરતી. એ કહેતી, "ખ્રિસ્તીઓને ગધેડાનું જ મોઢું પૂજવા જેવું મળ્યું? જોજે, ગધેડાની પૂજા કરતાં ગધેડા ન બની જવાય."

આ વાક્યથી વન્સીમસ નારાજ થઈ જતો અને જે વાત ઘણી વાર કહી હતી તે ખ્રિસ્તની વાત ફરી એને સમજાવવા બેસતો. એ કહેતો, "ગધેડાએ ખ્રિસ્તને કેટલી મુસાફરી કરાવી! ખ્રિસ્તે એ રીતે જ પોતાનો ઉપદેશ ફેલાવ્યો. જોજે ને, દુનિયામાં છેવટે કોઈ જ નથી રહેવાનું. કોઈ માણસ નહિ, કોઈ પશુ નથી, કોઈ ધર્મ નહિ—એક ખ્રિસ્ત જ રહેવાનો, ખ્રિસ્તની કીર્તિ રહેવાની, ખ્રિસ્તનો ધર્મ રહેવાનો. ખ્રિસ્તનો ધર્મ એકલા ગરીબો કે ગુલામો માટે જ નથી, હરકોઈ માટે એ છે. જે કોઈ ખ્રિસ્તનો ધર્મ માનશે તેને સ્વર્ગ મળશે. ખ્રિસ્ત એની જોડે બેસીને ભોજન કરશે. ખ્રિસ્તે કહ્યું છે કે એના મૃત્યુ પછી પચાસ વર્ષે સંત જોન આવશે. સંત જોન આખી દુનિયા ઉપર ખ્રિસ્તનો ધર્મ ફેલાવી નાખશે. હવે થોડાં જ વરસ પછી એ પચાસ વરસ થઈ જશે."

"તોપણ હું તારા ખ્રિસ્તનો ધર્મ નહિ માનું."

“ કેમ ?” વન્સીમસ નિરાશ થઈને બોલતો.

“ કારણ કે તું ગધેડો છે.” કહીને પુનુનસ એના ગાલ પર એક થપ્પડ મારી ભાગી જતી ને વન્સીમસ બીજું ભૂલી જઈ મૃદુ સ્પર્શના નવીન ભાવના આશ્ચર્યમાં ગાલ પંપાળવા બેસી જતો.

પણ વન્સીમસ બીચારો અબોધ હતો. પુનુનસના પ્રેમનો એને સાચો અર્થ કરતાં આવડયો નહિ.

એક દિવસ બપોરે ઘરમાં જ્યારે કોઈ નહોતું, પુનુનસ ઘરના અંદરના ઓરડામાં વાંસો ફરીને બેઠી બેઠી કાંતતી હતી, ત્યાં વન્સીમસ ધીરે પગલે ગયો. પુનુનસને પાછળથી એણે બથ ભરી લીધી. પુનુનસ ચીસ પાડી ઊઠી. પણ પુનુનસના શ્રોડા છુટ્ટા થઈ ગયા હતા. તેને ભાન ન આવ્યું. પુનુનસે ધમપછાડા શરૂ કર્યા. આખરે એ છટકી શકી. દોડીને એ આગલા ઓરડા તરફ વધી. પણ ત્યાં તો વન્સીમસ એની આગળ આવી ગયો ને એને આંતરી.

એ જ વખતે બારણાનું કૂતરું ભસ્યું ને પુડલાસ અંદર પ્રવેશ્યો. દશ્ય જોઈને એ દોડયો. એકદમ એના કાન ખચકાવી એનો વાંસો ફેરવી નાખ્યો ને ગાલ પર ધડાધડ થપાટો દેવા લાગ્યો.

બહુ થયું ત્યારે પુનુનસનું ધ્યાન ગયું. એ બોલી ઊઠી, “ બાપુ! બાપુ !”

“ એને એ જ આપવું જોઈશે, બેટા ! ચાબુક લાવ મારો.”

“ નહિ બાપુ, એ અબુધ છે, એને માફ કરો. એની વતી હું ખાતરી આપું છું કે ફરીથી એ કોઈ ગુનામાં નહિ આવે.”

“ આ તો ગુલામ છે બેટા ! એના પર દયા ન હોય.”

“ પણ બાપુ, એ ખ્રિસ્તનો અનુયાયી છે. ભૂલ તો થઈ જાય, પણ મને ખાતરી છે કે એ પોતાની ભૂલ સમજી જશે અને એનો પશ્ચાત્તાપ કરશે. એને મોઢેથી જ મેં કેટલીયે વાર ખ્રિસ્તનાં

વચનો સાંભળ્યાં છે કે, તારાં પાપનો તું એકરાર કર, તારાં પાપનો તું પશ્ચાત્તાપ કર; અને બીજું પણ મેં સાંભળ્યું છે કે સૌને પ્રેમ કરો, પાપીને પણ પ્રેમ કરો."

"ઠીક છે, અત્યારે તો આપણે એને ઓરડીમાં પૂરી દઈએ, નાર્સિસસને જે કરવું હશે તે કરશે." પુડલાસ બોલ્યો.

પણ પુનુનસે તો નાર્સિસસ પાસે પણ વન્સીમસને માટે ક્ષમાયાચના કરી, નાર્સિસસ એનાં વચનોથી પીગળી ગયો. એણે વન્સીમસને માફી આપી.

નાર્સિસસની દયા, એણે ભય રાખ્યો હતો તે રીતે કુપાત્રે ન નીવડી. વન્સીમસ એનાં નિવૃત્તિજીવનનો સાથી થઈ પડ્યો.

નાર્સિસસનું રાજમંત્રીપદ તો કેઈયસ સિઝર થયો અને શેરિયા રાજમંત્રી બન્યો તે સાથે જ પૂરું થયું હતું. એ રાજસભામાં જતો હતો તે પણ એક જ કારણે, રાજવંશનો એ બહુ પ્રેમી હતો. ટાઈ-બેરિયસનો વંશ ફરીથી સત્તારૂઢ થાય તેવી તેની તીવ્ર ઝંખના હતી અને એ માટે એ રાજકારણના પ્રવાહને બરાબર જોતો રહેતો. રાજકારણની ઝીણી ઝીણી બધી બાતમી એને લાવી દેનાર વન્સીમસ જ હતો. એનું નાનકડું માથું જ્યાં ત્યાં પેસી જતું અને નીચે બેસીને મહાનુભાવોની ઊંચેથી થતી વાતોને એ કાન ઊંચા કરીને સાંભળી લેતો. રાજસભામાં એ દરવાનનો દોસ્ત બનીને તેને બદલે ઘણીવાર ઊભો રહેતો. રાજમહેલમાં, જાણે કોઈ રાજપુરુષનું બહુ અગત્યનું કામ હોય એમ, એ કોઈના સામી નજર પણ કર્યા વિના ઉતાવળે પેસી જતો, કોઈ એને રોકવાની હિંમત કરતું નહિ. ક્યાં ય પણ પાંચ માણસ છાની વાત કરતા હોય કે જરા સરખી છાની વાત સાંભળી હોય તો તેની પૂરી માહિતી મેળવી લે. વાત કરનારને શંકા ન જાય તેમ ભિખારી બનીને એ એમના પગમાં આળોટવા માંડે. વાત કરનારા એના તરફ લક્ષ આપ્યા વિના પોતાની વાતો ચલાવે.

સિઝરનું ખૂન થવાનું છે એ વાત એણે પાંચ જણાના ભોજન-સમારંભ પર જાણી. રાજસભામાં થયેલ ધાંધલ, સિઝરે શેરિયાનું કરેલ અપમાન, એમ વિવિધ વાતો મેળવીને, એમનો મેળ બેસાડીને તે શેરિયાનો 'ગધેડો' બન્યો. શેરિયા પોતાના મિત્ર સાથે વાત કરતો હતો ને એ ત્યાં બાઘાની પેઠે ઊભો હતો તે જોઈ મિત્ર વાત કરતાં અચકાયો એટલે શેરિયાએ કહ્યું, " અરે, એ તો ગધેડો છે. એ કંઈ સમજતો જ નથી. મને તો જો કે એ ખૂબ આનંદ આપનાર થઈ પડયો છે. "

શેરિયાનું કાવતરું જાણ્યા પછી નાર્સિસસને એકવાર તો થઈ ગયું કે કેઈયસ જશે તો ટાઈબેરિયસનો વંશ ફરીને સ્થપાશે. એણે જાણ્યું હતું કે જેમેલસનું ખૂન થયું છે, પણ તો ય એને કલોડિયસ ઉપર આશા હતી. પણ એનું મન એ વિચાર પર સ્થિર ન થયું. ગમે તેમ તો યે કેઈયસ સિઝર હતો. આમ અકાળે તો સિઝરનું ખૂન કેમ થવા દેવાય? પોતે જાણતો હોવા છતાં જો એ વિષે મૌન સેવે તો એ રાજદ્રોહ છે. નાર્સિસસ રાજદ્રોહ તો ન જ કરે. એણે કેઈયસને ચેતવ્યો, પણ જ્યારે કેઈયસે એને હસી કાઢયો ત્યારે એને બહુ માઠું લાગ્યું ને એને થયું કે 'હવે તો કલોડિયસ માટે પ્રયત્ન કરવો જ જોઈશે.' એણે વન્સીમસને બોલાવ્યો.



૨૨

## હું સિઝર બન્યો

મોડી રાત્રે કેઈયસનું ખૂન થયું. આગલે દિવસે જ આખી સભા કેઈયસ વિરુદ્ધ ઉશ્કેરાઈ ગઈ હતી. કેટલાક રાજદ્વારી ગણતરીએ ને કેટલાક મોતની બીકે એમ દસ જણુ સિવાય બીજાઓએ એનો વિરોધ નહોતો કર્યો, પણ તેમને લાગી ગયું હતું કે કેઈયસ હવે જલદી જવો જોઈએ. આટલી ખુલ્લી રીતે જે રાજવંશી બાળકને મારી નાખે છે, આટલી ખુલ્લી રીતે જે દસ દસ સરદારોને મોતની સજા આપી દે છે તેના કાળમાં ભયના ફફડાટ વિના જીવવું અશક્ય છે. એટલે તેઓ કેઈયસના ખૂનનું કોઈ કાવતરું સફળ થાય તો તેમાં આનંદ જ પામે તેમ હતા. શેરિયા આ વસ્તુસ્થિતિ સમજી ગયો હતો એટલે પોતાની યોજના પોતાની જ પાસે રાખવાને કારણ નહોતું. એણે કેટલાક રાજસભ્યો પાસે કબૂલાત લીધી કે વહેલી સવારે સભા મળે અને તેને સિઝર તરીકે જાહેર કરે એ શરતે કેઈયસનું ખૂન

કરવાનું એ જોખમ ખેડે. રાજસભા વહેલી બોલાવવાની ખબર બધા સભ્યોને એક કે બીજી રીતે અપાઈ. કંઈ નવીન બનવાનું છે એમ તો સૌને લાગતું જ હતું. એટલે બધા જ સભ્યો સભાગૃહમાં વહેલા ટાણાથી એકઠા થવા લાગ્યા હતા.

એ વખતે વન્સીમસ પોતાના બે ચાર દોસ્તો સાથે રાજમહેલના ઓરડાઓ ખૂંદતો હતો. નાર્સિસસે એને કલોડિયસના ભીરુપણાની વાત કરી હતી, એટલે એણે નિશ્ચય કર્યો હતો કે કલોડિયસ ગમે તેટલા ધમપછાડા મારે છતાં એને ઊંચકીને પણ રાજસભામાં ઉપાડી જવો. નાર્સિસસ ત્યાં હાજર હશે, પછીનું એ પતાવી લેશે. પણ કલોડિયસ દેખાતો નહોતો. આખરે એને વિચાર સૂઝ્યો. કલોડિયસ મિજલસોનો શોખીન છે. મિજલસની વાતો સાંભળવાનો એ રસિયો છે. જ્યાં આગળ કેર્યસ અને શેરિયા મિજલસની યોજના વિચારવા બેસવાના હતા તે ઓરડાની આસપાસ વાતો સાંભળવા એ છુપાયો હશે. એ એ તરફ ગયો, પણ આજુબાજુના કોઈ જ ઓરડામાં, પરસાળમાં કે ઝરૂખામાં એ ન દેખાયો. એ નિરાશ થઈને પાછો ફરતો હતો ત્યાં અચાનક એની નજર એક પડદા તરફ ગઈ. પડદાની નીચેથી કોઈના પગ દેખાતા હતા. એ જ કલોડિયસ! એને નક્કી થઈ ગયું. એણે ભાઈબંધોને ઇશારાથી નજીક બોલાવ્યા અને હળવેથી નીચે બેસી જઈ પેલા પગોને ખેંચ્યા. ધબ્બ અવાજ સાથે કોઈ પડયું. વન્સીમસે એને બહાર ઢસડ્યો. કલોડિયસ જ! બધાએ મળીને કલોડિયસને ઊંચકયો. એકાએક આ શું થયું એની કલોડિયસને ખબર ન પડી. એ ડઘાઈ જ ગયો. બીકથી એના મોંમાંથી ચીસ પણ ન નીકળી.

વન્સીમસ પચાસ વર્ષની ઉમરના કલોડિયસને ઊંચકી રાજસભામાં આવ્યો. બહાર પહેરેગીર હતો તે એને જોઈને ખસી ગયો. પહેરેગીરને નાર્સિસસે સિસ્ટેરની * એક કોથળીથી સમજાવી દીધો હતો.

* રોમન રૂપાનાણું. ૨૫ સિસ્ટેર=૧ ડૉલર.

રાજસભાગૃહ આખું ચિકાર હતું. વન્સીમસ આવ્યો ત્યારે નાર્સિસસ ભાષણ આપી રહ્યો હતો. વન્સીમસે નાર્સિસસને ઊંચા મંચ પર દીઠો. એ ત્યાં દોડયો, નાર્સિસસે ઇશારત કરી અને વન્સીમસે કલોડિયસને સિઝરના સિંહાસન પણ મૂકી દીધો. સભાગૃહમાં ઘોષ ઊઠયો: "સિઝર કલોડિયસનો જય! સિઝર ઘણું જીવો!"

પોતાના નામના આ જયોચ્ચારથી કલોડિયસને નવાઇ લાગી. એણે પોતાની ડઘાયેલી આંખોને ચોતરફ ઘુમાવવા માંડી. ત્યાં તો એક પછી એક સરદાર, ધનપતિ, નગરપતિ, ઉમરાવો આવીને એની પાસે 'દીનની આ દીન ભેટને તરછોડશો નહિ' એમ વીનવતા સિક્કાઓનો, મોતીઓનો, વિધવિધ નવીન અને અમૂલ્ય વસ્તુઓનો ઢગલો કરવા લાગ્યા. નાર્સિસસ બાજુમાં ઊભો હતો એણે કલોડિયસને કહ્યું, "આ બધું આપનું છે. આપને રાજસભાએ સિઝર ઠરાવ્યા એટલે આપનું આ રીતે સૌ માન કરે છે."

"સિઝરને આ બધું આપવાનો રિવાજ હોય છે? આ મારું છે?" કલોડિયસ બોલ્યો.

"હા જી."

"પણ સિઝરને–"

"આપણે વિશેષ વાતો મહેલમાં ચર્ચીશું." કલોડિયસને જવાબ આપી નાર્સિસસ સભા તરફ વળ્યો. સભાના સભ્યોને, આમંત્રિત નગરજનોને અને પરદેશના પ્રતિનિધિઓને સંબોધીને એણે એમનો આભાર માન્યો કે એમણે ક્રૂર શેરિયાને તિરસ્કારી ભવિષ્યના એક આપખુદ સત્તાધીશને રોમન સામ્રાજ્યના સિઝર તરીકે ન સ્થાપતાં ટાઈબેરિયસના વંશજને, સર્વના હિત ખાતર રાજસભાને માન આપી ચાલે તેવા કલોડિયસને, સિઝરને આસને સ્થાપ્યો. પછી એણે કલોડિયસને કાનમાં કહ્યું કે આપ સેનેટનો, એણે આપને સિઝરપદ આપ્યું તે માટે,

આભાર માનો. સેનેટને ખુશ રાખશો તો સેનેટ આપને હજુ ઘણું દ્રવ્ય આપશે, આપને કંઈજ તકલીફ નહિ આવવા દે. આપે ચિંતા કરવા જેવું નથી. મને આપના મંત્રી તરીકે જાહેર કરો એટલે હું જ બધું આપના વતી કરીશ."

કલૉડિયસને કશું સમજાતું નહોતું, પણ નાર્સિસસના કહેવા પ્રમાણે તે ઊભો થયો ને યંત્રવત્ બોલી ગયો : "સૌએ મને માન આપ્યું છે માટે સૌનો હું આભાર માનું છું. નાર્સિસસ હવે પછી મારું બધું કામ કરશે, એ મારા મંત્રી."

નાર્સિસસે મંત્રીની તલવાર અને મંત્રીએ ખભા પર નાખવાનો દુપટ્ટો સિઝરના પગ આગળ હતાં તે પોતાને હાથે લઈ લીધાં. સૌએ સંમતિમાં હર્ષથી હાથ ઊંચા કર્યા અને આનંદોદ્‌ગાર કાઢ્યા.

નાર્સિસસ સભાગૃહના દરવાજા આગળ આવ્યો કે વન્સીમસ સામે આવ્યો, ઝૂકીને નમન કરીને બોલ્યો, "શેરિયા અને એના સાથીદારો—"

નાર્સિસસ વન્સીમસની આવી બાબતોને પણ વિચારવાની શક્તિ ઉપર ખુશ થયો. એણે કહ્યું, "પેલાસ રક્ષકદળપતિ અને પ્રોલિબિયસ અશ્વદળપતિને શોધી લાવો."

"મેં એમને આપની આજ્ઞા છે એમ કહીને, એમની જરૂર પડશે એમ સમજીને, અહીં જ ઊભા રાખ્યા છે." વન્સીમસ બોલ્યો.

નાર્સિસસ વન્સીમસ પર વધુ ખુશ થયો.

ત્યાં તો પેલાસ અને પોલિબિયસ નજીક આવી ગયા.

નાર્સિસસે એમને હુકમ આપ્યો કે "શેરિયાને ઘેરો, પકડો, બરાબર સામનો કરો."

નાર્સિસસ કલૉડિયસને લઈને રાજમહેલમાં આવ્યો. રાજમહેલની પાછળના ભાગમાંથી શોર આવતો હતો. નાર્સિસસ સમજી ગયો કે

સેરિયાના માણસો અને સિઝરનું રક્ષકદળ લડે છે. એ અવાજો ન સંભળાય તેવા ભાગમાં નાર્સિસસ ક્લૉડિયસને લઈ ગયો.

એણે ક્લૉડિયસને કહ્યું, “આપ ગુલામને હુકમ કરો કે આપણે માટે નાસ્તો આવે.”

પોતાનો હુકમ માન્ય થશે કે નહિ એ શંકામાં ક્લૉડિયસે પૂછયું, “હું હુકમ કરું?”

“આપે જ હુકમ કરવો જોઈએ. આપ સિઝર થયા છો, આપનો જ હુકમ પહેલો મનાય.”

ક્લૉડિયસ મલકાઈ ગયો. એણે બૂમ મારી, “ગુલામ!”

ગુલામને ખરેખર આવેલો જોઈ ક્લૉડિયસ હરખાયો. એણે બીજો હુકમ કર્યો, “નાસ્તો લાવ.”

નાસ્તો હાજર થયો. જમતાં જમતાં નાર્સિસસે પૂછયું, “આપને કંઈ પણ તકલીફ પડે, ગમે તેવું કામ હોય, ગમે તે જોઈતું હોય તો કોઈને પણ હુકમ કરશો.”

ક્લૉડિયસ પોતાની મહત્તા અનુભવતો હતો. થોડી વારે મનમાં શબ્દો વાગોળી લઈને એ બોલ્યો, “સિઝર થવું તો સારું, હું નાહક ડરતો હતો.”

“સિઝર થવું તો સૌને ગમે છે, એમ ન હોય તો સિઝર થવા માટે મોટા માણસો કાવતરાં શા સારુ કરે?” નાર્સિસસ બોલ્યો.

“મને બીક જ એ લાગે છે. મારા બદલે સિઝર થવાને કોઈ કાવતરું કરે અને મને મારી નાખે એની મને બીક લાગે છે. એટલા માટે હું કહેતો હતો કે મારે સિઝર નથી થવું. હવે મને કાંઈક એવું બતાવો કે કોઈ મને મારી ન નાખે.”

“એ તો સહેલું છે. આપ સારા સિઝર બનો. પ્રજાને બહુ તકલીફ થાય તેવા હુકમ ન કરવા, રાજસભામાં કોઈ મોટો સભ્ય

અથવા મોટા ભાગના સભ્યો નારાજ થઈ જાય તેવું ન કરવું, જુઓ , ઑગસ્ટસ કેવી રીતે રાજ્ય કરતા હતા? ઑગસ્ટસનું કોઈએ ખૂન નહોતું કર્યું. એવી સારી રીતે રાજ્ય કરો તો કોઈ ખૂન ન કરે.''

"અરે, તો તો હું ઑગસ્ટસથી પણ વધારે સારી રીતે રાજ્ય કરું. ખરાબ રાજ્ય શા સારુ કરું?"

"આપના આ વિચારો બહુ સારા છે." નાર્સિસસે કહ્યું.

"હા, મને એક પ્રથમ વાત યાદ આવે છે. મને કહો કે અત્યારે કોઈ કાવતરું ચાલતું હશે? કેલિગ્યુલાના વખતના અન્યાયોની દાઝ મારા પર ઉતારે એવું કોઈ છે?"

"વાહ, આપે સારું યાદ કર્યું. આ વસ્તુ બતાવે છે કે આપ ઉત્તમ સિઝર બનવાના છો. કેઈયસે પોતાની બે બેનોને દેશવટો આપેલો તેમાંથી એક જુલિયા તો મરી ગઈ. એગ્રિપીના પોન્ટિયામાં છે. તેને રોમમાં આવવાની રજા આપો, એને થોડું માન આપો, એ સંતોષાઈ જશે. કેઈયસના સ્વજન તરીકે કેઈયસના શબને દાહ પણ એ જ આપી શકશે. તો પ્રજાને પણ લાગશે કે નવા સિઝર બહુ સમજુ છે. ચાલો, અત્યારે આ કરો, બીજું પછી જોઈશું. હવે આપ આરામ કરો."

નાર્સિસસે એગ્રિપીનાની મુક્તિનો હુકમ ઘડીને લખ્યો, ક્લૉડિયસે મલકાતાં મલકાતાં એની ઉપર સહી કરી. પછી નાર્સિસસ ક્લૉડિયસને સિઝરના ખાસ ઓરડામાં લઈ ગયો.

શોર આવતો બંધ થઈ ગયો હતો એટલે નાર્સિસસ સમજ્યો કે ખૂનીઓ પકડાઈ ગયા છે. એ ઝરૂખામાં આવીને ઊભો. વન્સીમસે હાથ ઊંચો કરી કામ પૂરું થયાની ખબર આપી. નાર્સિસસે એને ઉપર બોલાવ્યો.

"તું બહુ થાક્યો હોઈશ."

"નહિ, હજી કામ આપો."

"પોન્ટિયા જા. રાજકુમારી એગ્રિપીનાને માન સાથે રોમમાં લાવવાની છે. આ એનો હુકમ છે."

"રાજકુમારી એગ્રિપીનાને છોડવાનાં ?" વન્સીમસ આશ્ચર્યથી બોલ્યો.

"કેમ ? તને એમાં આશ્ચર્ય શાનું થાય છે ?"

"મને ભય છે. દેવ ટાઈબેરિયસના વંશને સિઝરની ગાદી પર કાયમ રાખવા આપે આટલું કર્યું, પણ એગ્રિપીના આવતાં એ બધું માટી થઈ જશે. એગ્રિપીના પોતે સિઝર બનવા નહોતી માગતી ?"

નાર્સિસસ જરા વિચારમાં પડ્યો. વન્સીમસની વાત વિચારવા જેવી તો હતી જ, પણ એને બીજી વાત મૂંઝવતી હતી. જો એગ્રિપીના તરફ સહાનુભૂતિ નહિ બતાવવામાં આવે તો લોકો કલૉડિયસની વિરુદ્ધ બોલશે. એગ્રિપીનાને જે કારણે દેશવટો મળ્યો છે તે કારણ જુદું હતું તે વાત તો લોકોમાં ફેલાયલી છે જ, વળી એગ્રિપીનાને જોખમના ભય વિના વધુ કેટલો સમય ત્યાં રાખી શકાશે તે પણ પ્રશ્ન હતો. તો સારું એ નહિ કે એના ઉપર ઉપકાર કરવો ? એને કોઈ ઉમરાવ સાથે પરણી જવા ઉત્સાહિત કરવી ને એનાં વિચારો ને પ્રવૃત્તિઓ બીજી તરફ વાળી દેવાં ?

એણે વન્સીમસને કહ્યું, "મેં બરાબર વિચાર કરી લીધો છે, તું પોન્ટિયાના સૂબાને આ મુક્તિનો હુકમ આપજે એટલે તે એગ્રિપીનાને છોડશે."

વન્સીમસ ગયો. નાર્સિસસ પણ વૃદ્ધાવસ્થાને લીધે થાક્યો હતો એટલે સિઝરની રજા લઈ પોતાને ઘેર ગયો.

પાછળથી એકલો પડેલો કલૉડિયસ મલકાઈને મોટેથી બોલી ગયો : 'ભારે મજા – હું સિઝર બન્યો !' ને એણે હુકમ કર્યો : "ગુલામ ! મહારાણી મેસાલિનાને બોલાવ." ગુલામ નમન કરીને ગયો.



૨૩

## માતાપુત્ર-મિલન

શેરિયા એક વાર આવ્યો, પછી ગયો તે ફરી તેના કંઈ સમાચાર જ નહિ. એ બનાવવા તો નહોતો આવ્યો? એગ્રિપીનાને વિચાર આવ્યો. અકળાઈને એ નાસવાનો ઉપાય વિચારતી હતી ત્યાં એના છુટકારાનો હુકમ આવ્યો. કલોડિયસની સહી વાંચીને એને આશ્ચર્ય થયું. એને સમજાયું નહિ.

એ રોમ પાછી આવી ત્યારે લોકો એને જોવા ઓટલે ને બારણે, ઝરૂખે ને બારીએ ઊભાં હતાં. લોકો આગલી વાતો જલદી ભૂલી જાય છે. એહિનોબાર્બસ વિષે તો કોઈને કંઈ ખબર જ નહોતી પડી. ઉમરાવવર્ગના લોકોએ માન્યું કે એ રાજદ્રોહી ને કાવતરાખોરની જિંદગી કયે દિવસે સલામત હતી? એટલે એગ્રિપીનાને યાદ કરતાં એ યાદ આવે તેમ નહોતો. અને લેપિડસનું ખૂન તો કેઈયસે જ કર્યું ને પોતાનો સારાપણાનો દંભ ચાલુ રાખવા ખૂન

એગ્રિપીનાને માથે ઓઢાડી દીધું, કારણ કે એગ્રિપીના એને તિરસ્કારતી. આવી દલીલ મનમાં કરીને લોકો આજે તો એના પ્રભાવે આકર્ષાઈને એને જોવા ઊલટ્યાં હતાં. પણ એ બધાં ટોળાંની અંદર એગ્રિપીના તો એક જ વ્યક્તિને જોવા આંખો ફેરવતી હતી. એ વ્યક્તિ તે એનો નાનો પુત્ર. આજ બે વર્ષ પછી એના પ્યારા પુત્રને મળવાની તક આવી છે પણ એ દેખાતો જ નથી.

નાર્સિસસ એને લેવા માટે શહેરના દરવાજે સામો આવ્યો હતો. એ એને ખબર આપી શકત પણ એમ પૂછવામાં એને પોતાની નિર્બળતા પ્રગટ થઈ જવાનો ભય લાગ્યો. એણે પેલાસને પૂછવાનું વિચાર્યું પણ પેલાસ હાજર નહોતો. એણે વિચાર્યું, " ઠેકાણે પહોંચ્યા પછી મળી શકાશે એમ લાગે છે."

નાર્સિસસ એને માનભેર ક્લોડિયસ પાસે લાવ્યો. ક્લોડિયસ એની આકૃતિ જોતાં સામે જ જોઈ રહ્યો. પાસે જ એની રાણી મેસાલિના બેઠી હતી. મેસાલિના તરફ એણે જોયું. મેસાલિના પણ ખૂબ સ્વરૂપવાન હતી, પ્રતિભાવાળી હતી. પણ એને લાગ્યું કે એગ્રિ-પીના કંઈ જુદી જ છે. નાર્સિસસે જ્યારે તેને સંબોધન આપ્યું ત્યારે જ એ ભાનમાં આવ્યો. " સિઝર, આ રાજકુમારી એગ્રિપીના ! આપ એને એના ભાઈએ કરેલ અન્યાયનો બદલો વાળી આપશો એવી આશા છે."

ક્લોડિયસે જેમતેમ બોલી નાખ્યું, " આપો, એને જે જોઈએ તે. આપને યોગ્ય લાગે તે આપો."

નાર્સિસસે કહ્યું, " એમની મિલકત જપ્ત થઈ છે તે એમને પાછી મળે, એમનો પુત્ર એમને પાછો સોંપાય, એમને રાજસભામાં બેસવાનો હક્ક મળ્યો હતો તે હક્ક ચાલુ થાય, રાજમહેલની રાજવંશી વ્યક્તિને જે પ્રમાણે માન મળે તે પ્રમાણે એમને પણ મળે."

"તમે કહો છો તે બધું મંજૂર છે. પણ એક ઇચ્છા છે. જો એમને હરકત ન હોય તો એહિનોબાર્બસના મહેલની મરામત થઇ જાય તેટલા દિવસ તેઓ રાજમહેલમાં રહે." ક્લૉડિયસ એગ્રિપીનાને અનુલક્ષીને બોલ્યો.

"સિઝરના મારા પ્રત્યેના આ સદ્દભાવથી હું સિઝરની આભારી છું. સિઝરની આજ્ઞા માનતાં મને હર્ષ થશે." એગ્રિપીના બોલી.

તાબડતોબ એગ્રિપીનાને માટે રાજમહેલમાં વ્યવસ્થા થઈ ગઈ. એગ્રિપીના પોતાના ઓરડામાં આવી આસન પર પડી. આસન પર પડતાં જ અત્યાર સુધી મોં પર ધારી રાખેલી ગંભીરતા સરી પડીને એની જગ્યાએ હતાશાના ભાવો આવી ચડયા. ક્લોડિયસની જગ્યાએ પોતે જ બેસવાની હતી, પોતે જ કોઈ ઉપર દયાભાવ વરસાવતી હોત, તેને બદલે આજે એણે કોઈના દયાભાવને ઝીલવા પડે છે! પોતાના મહેલમાં હક્કથી નહિ પણ મહેરબાની તરીકે એને રહેવું પડે છે. કેઇયસે જ એની જીતમાં આવેલી બધી બાજી બગાડી. કેઇયસે જ એના જીવનને ઝેર કરી નાખ્યું. એ કેઇયસની છાતીમાં પોતાનું જ ખંજર ખૂત્યું હોત તો? પણ આ બધું શું બન્યું એની એને પૂરી ખબર નહોતી પડી. વન્સીમસે, એને પૂછવા છતાં, કંઈ કહ્યું નહોતું. એને પેલાસ યાદ આવ્યો. પેલાસ આવે તો એ એના નીરોને પણ શોધી લાવે.

એણે ગુલામને હુકમ કર્યો કે પેલાસને શોધીને અહીં આવવાનું તે કહી આવે. ગુલામ ગયો ને એ આસન પર નિશ્ચેતની પેઠે પડી. થોડીવાર પછી અચાનક કંઈક યાદ આવ્યું ને એકદમ ઊભી થઈ. ઓરડામાં મોટો અરીસો તો હતો જ, પોતાને હાથે જ વજનદાર આસન ઊંચકીને અરીસાની સામે મૂકયું ને પછી અરીસામાં જોતી આસન પર સૂતી.

સિઝરને જોયા પછી એ નીરોને ભૂલી ગઈ હતી. સિઝરની આંખમાં એણે સૌંદર્યલોલુપતા જોઈ લીધી હતી. એ એને નીરખતો

હતો તે પણ એણે જોયું હતું. મહેલમાં એને રાખવાનો એનો એક ઉદ્દેશ એની સાથે પરિચય સધાય એવો પણ હશે એની કલ્પના એણે કરી.

"સિઝરને જાળમાં ન સપડાવાય ?" મગજમાં વિચાર ઝબકી આવ્યો.

એને મુસાફરીનો થાક ઉતારવાની જરૂર હતી. શરીર ધોઈ ને શણગાર પણ કરવા હતા, પણ પેલાસ આવી ગયા પછી એ બધું કરવાનો એણે વિચાર રાખ્યો. એ આરામથી બીજી યોજનાઓ વિચારતી બેઠી.

પેલાસ આવ્યો. એણે ઝૂકીને એગ્રિપીનાને નમન કર્યું. "રાજ-કુમારી આનંદમાં છે ?"

"હા પેલાસ, તું કેમ છો ?"

"આનંદમાં છું. હમણાં તો રક્ષકદળપતિ જ છું, પણ સિઝરને ગાદી પર લાવવામાં મેં ખૂબ મદદ કરી એટલે મને હવે પદવી ચડાવશે. કદાચ અશ્વદળપતિ બનાવે."

"સારું થયું, આસન લઈને બેસ ને !"

સંકોચ પામતો પેલાસ બેઠો. થોડીવાર ચૂપ રહીને એગ્રિપીના બોલી, "પેલાસ, નીરો ક્યાં છે, ખબર છે ? મારી જૂની ગુલામ એસીરોનિયા ક્યાં છે, ખબર છે ?"

"નીરોની દશા તો બહુ ખરાબ છે. કોઈવાર જ્યારે હું એને શેરીમાં હલકાં છોકરા–છોકરીઓ સાથે રમતો જોતો ત્યારે મને ઘણું દુઃખ થતું. મેં એને બહુવાર મારી સંભાળ નીચે લેવા પ્રયત્ન કર્યો, પણ એ આવે જ નહિ. એ કોઈની પાસે પણ ન જતો. રાજમહેલનાં માણસોથી એ બહુ ડરી ગયો છે. ડોમિટા, એની કાકી, અને કેલિગુલા એનું કારણ. એસીરોનિયાનું પણ કહ્યું એ ન માનતો. રાત્રે

ગમે તે સમયે ડોમિટા માણસોને મોકલીને એને માર મારીને બોલાવે. ઘણીવાર ગમે ત્યાં સૂઈ પણ રહેતો હશે, ગમે ત્યાં ખાઈ પણ લેતો હશે."

એ જ વર્ણન જે શેરિયાએ કર્યું હતું! એગ્રિપીના કંપી ઊઠી.

પેલાસે આગળ કહેવા માંડયું, "ક્લોડિયસને સિઝર બનાવવામાં મદદ કરવાનું મને નાર્સિસસે કહ્યું ત્યારે આપ મને યાદ આવ્યાં હતાં, નીરો પણ મને યાદ આવ્યો હતો, પણ મને શંકા હતી કે હું એમાં સફળ થાઉં. નાર્સિસસનો આપની પ્રત્યે સદ્‌ભાવ ખરો, પણ રાજ-ગાદી પર તો એ ટાઈબેરિયસની શાખાને જ ઇચ્છતા હતા એટલે નીરોનો કે આપનો એને વિચાર આવવો અસંભવિત."

"શેરિયાએ કેઈયસ સામે કાવતરું કેમ કર્યું?" એગ્રિ-પીનાએ પૂછ્યું.

"કેઈયસ સામે તો કોઈ પણ કાવતરું કરત. પણ શેરિયા વધુ શક્તિશાળી હતો, એને પોતાને પણ સિઝર બની જવાનો લોભ હતો."

"એમ?' એગ્રિપીનાને શેરિયાની વાત યાદ આવી. એ એનો ઉપયોગ જ કરવા માગતો હતો એ એને સમજાઈ ગયું.

"નીરોને ગમે તેમ કરીને શોધીને મારી પાસે લાવ."

"લાવું." કહેતો પેલાસ વાંસો ફર્યો ત્યાં તો એસીરોનિયા આવી, એની સાથે નીરો હતો.

દૂરથી એગ્રિપીનાને જોઈને નીરો દોડયો, "મા!" આવીને એણે માતાના ખોળામાં માથું નાખી દીધું. એનાથી છૂટી પડી ત્યાર કરતાં આજે નીરો જુદો જ લાગતો હતો.

"બેટા!" કહીને એગ્રિપીના એના વાંસા પર લળી પડી. થોડીવાર એમ જ પસાર થઈ ગઈ, પછી નીરોએ ઊંચું જોયું.

"એસીરોનિયાની આ વખતે સાચી વાત થઈ. દર વખતે મને કહે, "ચાલ, મા આવ્યાં છે." પછી આવું એટલે પોતાની ગોદમાં દબાવી રાખે. મને એમ ગોંધાઈ રહેવું ન ગમે. શેરીમાં બધાં સાથે રમવામાં કેટલી મજા પડે ! હું તો પછી ઘણીવાર એ ગમે તેમ ફોસલાવે તોપણ ન આવતો. આજે તો બધાં કહેતાં હતાં કે નીરોની મા આવી છે, એટલે જ મેં સાચું માન્યું."

મા પુત્રના મોંને પ્રેમથી જોઈ જ રહી. એના કાલા શબ્દોની મીઠાશ અનુભવતી એને એ જોઈ જ રહી.



૨૪

## ખબરદાર !

બીજે દિવસે એગ્રિપીનાને સિઝર સાથે ખાણું લેવાનું આમંત્રણ હતું. એગ્રિપીના આની પાછળ રહેલ ઉદ્દેશ સમજી ગઈ. એણે સિઝરને આકર્ષવાને પોતાના સૌંદર્યને શ્રેષ્ઠ રીતે પ્રગટ કરતા શણગારો સજ્યા. એનાં આભૂષણો એને મળી ગયાં હતાં, ન મળ્યાં હોત તોપણ એને સાદાઈમાંથી સૌંદર્ય સરજાવતાં આવડતું હતું.

કિનખાબના પડદાની પેઠે પાછળ ગરદન પર ઝૂલતા વાળમાં વાળે વાળે એણે મોતી પરોવ્યાં. ગરદન આગળ વાળને ગૂંથી લેવા સોનાની પટ્ટીવાળી ચીપ લગાવી અને કપાળ આગળ વાળની વળાંકદાર સેંથીઓ આગળ સોનાની ઝીણી કડીઓવાળી દામણી બાંધી. આખા માથા પર સોનેરી જાળી નાખી. શરીર ઉપર અંગવસ્ત્ર ઉપર જમીન સુધી ઢસેડાતું પાતળું કાળા રેશમનું ઉપવસ્ત્ર નાખ્યું અને તે ઉપર કમ્મરે સોનાનો પટ્ટો બાંધ્યો. આખા શરીર પર આછી

સુગંધી છાંટી. આ બધી ક્રિયા કરતાં એના બે હાથ જોડાતા ત્યારે અર્ધકમાનનો આકાર બનતો. ક્રિયા કરતાં ફરતી જતી એ અર્ધકમાન મસ્ત સંગીતકારની ધૂનમાં ફરતા જતા હાર્પ* જેવી મોહક લાગતી હતી.

એગ્રિપીના પોતે જ પોતાના રૂપ ઉપર મોહી પડી. એને લાગ્યું, માથા પર જાળી નાખતા એના હાથની હાર્પની આકૃતિની વચ્ચેથી દેખાતા એના ચહેરા પર ફરફર થતા લલિત ભાવો હાર્પના તાર છે અને આકૃતિને ખૂણે આવેલું હૃદય નખલી છે, ત્યાંથી હમણાં પ્રેમના સૂરો ઝણઝણવા લાગશે, એને થયું, ક્લૉડિયસમાં તાકાત નથી કે તે એના આકર્ષણમાંથી છટકી શકે.

ભોજનનો ઠાઠ જબરો હતો. એક લાંબા ટેબલ પર ઊંચી કિનખાબ પથરાઈ ગઈ હતી. તેની ઉપર થાળીઓ આવતી હતી. ચારે તરફ ટેબલ સુધીની લંબાઈ જેટલી અને માણસ સૂઈ શકે તેવી ગાદીતકિયા ને ગાલમસૂરિયાંવાળી બેઠકો હતી. ધૂપદીપની સુગંધથી ઓરડો મહેકતો હતો. રોમનોની ટેવ મુજબ ચત્તા સૂતાં સૂતાં પાછળ હાથ નાખીને થાળીઓમાંથી ખાવાનું લઈ મોઢામાં નાખી સૂતાં સૂતાં ભોજન ચાલતું હતું. એક બાજુ ક્લૉડિયસની ત્રણ પત્નીઓ મેસાલિના, લોલિયા પોલિના, અને સિઝર ગાદીએ બેઠો તે જ દિવસે નવી થયેલી રાણી ડોમિટા લેપિડા–એગ્રિપીનાની આગલી દેરાણી હતી. બીજી બાજુ સિઝર, રાજમંત્રી, અને રાજ્યમહેલની બીજી પુરુષ-વ્યક્તિઓ હતી. ત્રીજી બાજુ આમંત્રિત પુરુષ-મહેમાનો હતા અને ચોથી બાજુ સ્ત્રી–મહેમાનો હતી.

ક્લૉડિયસ જમતાં જમતાં એગ્રિપીનાની સામે જ જોતો હતો. ભોજન ઉપર ઘણી વાતો થઈ. એક વાત પણ નક્કી થઈ કે કેઈયસની

---

* પશ્ચિમનું એક જૂનું તંતુવાદ્ય, જેનો આકાર ધનુષ્ય જેવો હોય છે.

શય્યવિધિ વળતે દિવસે કરવી. ભોજન પત્યા પછી પણ ખૂબ વાતો ચાલી.

જ્યારે સૌને જવાનું થયું ત્યારે એગ્રિપીના ચાલીને એક બાજુ ગઈ. એને ખાતરી હતી કે ક્લૉડિયસની આંખો એની પાછળ જ ફરતી હશે, ને એ ત્યાં ઊભી હશે તો બધાં વીખરાયાં પછી એને મળવા પણ આવશે. એટલે એ ત્યાં ઊભી રહી.

સૌ ગયાં. ક્લૉડિયસે મહેમાનોને કોઈ ને કોઈ બહાને વિદાય કર્યાં. રાણીઓ પણ ગઈ, અને પછી એ એગ્રિપીના ઊભી હતી તે તરફ ગયો. એ નજીક જઈ સ્મિત કરે છે ત્યાં તો પાછળ કોઈનાં પગલાં સંભળાયાં. એણે પાછળ જોયું. એની રાણી લોલિયા આવતી હતી. નજીક આવીને લોલિયાએ કર્કશ સ્વરે કહ્યું, "અહીં આવવા માટે જ અમને વિદાય કર્યાં ? એકલા ઊભીને આકાશ તરફ જોવાનો આ આપનો ઝરૂખો ?"

પોતાની પત્નીથી પણ ડરતો ક્લૉડિયસ તો કંઈ જવાબ ન આપી શક્યો, પણ એગ્રિપીના આગળ ધસી આવી. "આપ સિઝરનાં રાણી હો તો અંતઃપુરમાં, અહીં આપ એક સામાન્ય સ્ત્રી છો. મારે એમની જોડે અંગત વાતો કરવાની છે. આપ ચાલ્યાં જાઓ અહીંથી."

"ઓહ !" લોલિયા બોલી. "મારા પતિ સાથે અંગત વાતો કરનારી તું એક નીકળી ખરી. ચાલતી થઈ જા અંગત વાતો કરનારી બાઈ, નહિતર લોલિયાની વધુ ઓળખાણ લેવી પડશે."

એગ્રિપીનાને આ સ્ત્રી નવી જાતની મળી, પણ એ એના કરતાં પોતાને ક્યાં ય ચડિયાતી માનતી હતી. એણે એક ડગલું આગળ આવી 'ધડ' કરતી એક થપ્પડ લોલિયાને લગાવી દીધી ને કહ્યું, "પ્રથમ તો તું જ મારી ઓળખાણ લઈ લે. હવે જા, અને મને મારું કામ કરવા દે."

એગ્રિપીનાએ ધાર્યું હતું કે લોલિયાને પોતાની આટલી ઓળખાણ બસ થઈ પડશે અને એ ચાલી જશે. એનું ધારવું એ વખતે તો સાચું પડ્યું.

"બહુ ઝેરીલી છે. હું તો તોબાહ થયો છું એનાથી." કલોડિયસ બોલ્યો.

"સ્ત્રીઓમાં એવો સ્વભાવ સામાન્ય છે." એગ્રિપીના બોલી.

"રૂપ ગમે તેવું હોય તેનો વાંધો ન આવે, પણ સ્વભાવનો વાંધો બહુ આવે છે." કલોડિયસ બોલ્યો ને પછી એગ્રિપીનાના રૂપને નખશિખ નિહાળી રહ્યો.

"આપ—આપ–" કલોડિયસ બોલવું શરૂ કરતો હતો પણ બોલી શકતો નહોતો. એ ગૂંચવાતો હતો. એગ્રિપીના હસી.

"લોલિયાએ વિક્ષેપ નાખ્યો." કલોડિયસ બોલ્યો.

"કંઈ વાંધો નહિ. હજી આપણે બહુવાર મળશું. હવે તો હું ક્યાં ય જવાની નથી, રોમમાં જ છું."

"હા જી." કલોડિયસ હસ્યો.

"રજા લઉં ?" એગ્રિપીના બોલી.

"જશો ? હા, આપની ઇચ્છા. ભલે." કલોડિયસ બોલ્યો.

એગ્રિપીના ચાલી ગઈ. પણ એની ચાલમાં વિજયમત્તનો ભાવ આવી ગયો હતો. લાંબી પરસાળમાંથી એ ચાલતી હતી. થોડે થોડે અંતરે રક્ષકો ઊભા હતા. એમાંના ઘણાએ એને નાનપણમાં અહીં જ રમાડી હતી, ઘણાની જોડે એ નાનપણમાં રમી હતી. સૌ એને ઘૂંટણ પર બેસીને જમણો હાથ ઊંચો કરીને માન આપતા હતા.

પણ એગ્રિપીના પોતાના વિભાગમાં જતી હતી ત્યાં એને કલ્પના યે નહોતી ને લોલિયાએ આંતરી. લોલિયાના હાથમાં ખુલ્લી

તલવાર હતી. એગ્રિપીના ચમકીને ડગલું પાછળ હઠી ગઈ. એણે ઝબ સરખી પોતાની તલવાર ખેંચી.

"બરાબર છે." લોલિયા બોલી.

"પણ અહીં આપણને મન ભરીને તલવારો ભેટાડવા નહિ મળે. ક્યાંક એકાંતમાં જઈએ." એગ્રિપીના બોલી.

"જુઓ," લોલિયા બોલી. "હું જાણું છું કે આપ બહાદુર છો, પણ આપ જાણી લો કે હું આપની બરાબરી કરું એવી જ છું. છતાં ય ધારો કે હું આપની તલવાર નીચે આવી જઉં, હું મરવું પસંદ કરું પણ અપમાન અને દયા નહિ, તો આપની સ્થિતિ શી થાય તેની કલ્પના આવે છે? આપને ફાંસી નહિ તોપણ ફરીને દેશવટે જવું પડે. આપની એવી ઇચ્છા છે? અને મારા પતિનું સુખ મારી પાસેથી ઝૂંટવી લેવા આવવું આપને યોગ્ય પણ લાગે છે?"

એગ્રિપીના વિચારમાં પડી. વિચિત્ર નીકળી આ સ્ત્રી!

"મારા મનમાં આપને વિષે મહાનુભાવનો જ પ્રભાવ પડશે, જો આપ વિચારતાં હો કે સિઝરને આપના રૂપમાં ફસાવવા એ યોગ્ય નથી. આપને દેશવટો મળે ને આપના એકના એક અને આપ જતાં નિરાધાર થતા પુત્રના ભવિષ્યને બગાડવું તે યોગ્ય નથી."

"હું આપની વાત પર વિચાર કરીશ." તલવારને પટ્ટામાં નાખતી એગ્રિપીના બોલી. લોલિયાએ પણ તલવાર પટ્ટામાં નાખી દીધી ને પછી ઝડપથી બીજી કોઈ વાત કરવા ન થોભતાં તે ચાલી ગઈ.



૨૫

# નવો દાવ

રાજસભામાં ગાલ્બા પણ એક પ્રતિભાશાળી જુવાન રાજસભ્ય હતો. એની છાપ કંઈ જુદા જ પ્રકારની સભામાં પડતી. એ પોતે વિનયી હતો અને સૌ એની પાસે વિનયપૂર્વક જ આવતા. એ હમેશાં પોતાના કામમાં જ ગૂંથાયેલ રહેતો. એ ધનવાન પણ ખૂબ હતો. રાજકુળ સાથે એનો દૂરનો સંબંધ લેખાતો, કદાચ એ જ ભાવથી એ જરા પોતાનું માન જાળવીને જ ચાલતો એટલે સૌ એના પ્રત્યે આકર્ષાતા.

એગ્રિપીનાને લાગ્યું કે સિઝરની પત્નીઓને દૂર કર્યા વિના સિઝર પાસે જવામાં ભૂલ કરી બેસવા જેવું છે. એણે લોલિયાને તો ઓળખી, મેસાલિનાને એણે જોઈ હતી અને ડોમિટા લેપિડા તો નીચમાં નીચ હતી તેનો એને અનુભવ હતો. પોતાનું જોર જામે તે પહેલાં જ ઇર્ષાનો ભોગ બની એને રખે ફરી પોન્ટિયા કે ફાંસીને માંચડે જવું પડે, એટલે એણે તક ન મળે ત્યાં સુધીને માટે એ

વિચાર છોડી દીધો. રાજસભામાં પહેલે જ દિવસે ગાલ્બાએ એનું ધ્યાન ખેંચ્યું. એના જેવા પ્રભાવશાળી પુરુષનો પક્ષ કાર્યસિદ્ધિ માટે મેળવવો જોઈએ એમ એને લાગ્યું.

ગાલ્બાને આકર્ષવા એણે અવનવી રીતે પોતાના રૂપને આકર્ષક બનાવવા માંડ્યું. પણ ગાલ્બા એની જોડે કામપૂરતી જ વાત કરીને એની સામું પણ જોયા વિના ચાલતો થતો. એગ્રિપીના એથી પાછી પડી જતી. એને લાગતું હતું કે પોતે જીવનમાં દરેક વખતે પાછી જ પડે છે. એણે ખુલ્લી રીતે ગાલ્બાને કહ્યું, "આપનો પ્રેમ માગતી હું આવું છું. પ્રેમરાણીને આપ તિરસ્કારીને ઘણું ગુમાવશો." જવાબમાં ગાલ્બાએ સહેજ સ્મિત કર્યું. એગ્રિપીનાનું અહં વિશેષ ઘવાયું.

થોડો વખત એણે સામાન્ય ક્રમે ચાલવા દીધું. સાદાં શ્વેત વસ્ત્રો પર આછાં પીળાં મોતીની સેરો લટકાવી સૂર્યના કૂણા તડકા જેવા મૃદુ રૂપે એ રાજસભામાં આવવા-જવા લાગી. શાંત શબ્દોમાં વિચારપૂર્વક કાયદાઓની દલીલો પણ બોલવા લાગી.

એગ્રિપીનાને પોતાનો વિજય લાગ્યો. એણે સ્મિત કરીને કહ્યું, "આપના કરતાં તો મારી શક્તિ ન જ ચડે. મારે તો આપની પાસેથી ઘણું શીખવું છે. મને સંકોચ થાય છે, પરંતુ આપ જો રજા આપો તો આપને ઘેર આવી આપની પાસેથી કાયદાઓનું તલસ્પર્શી જ્ઞાન લેવાની આકાંક્ષા સેવું છું. મારે બતાવવું છે કે સ્ત્રીઓ પણ રાજસભાની સભ્ય બની શકે છે."

"આવો, મને વાંધો નથી." ગાલ્બા બોલ્યો.

બીજે જ દિવસે સાંજને સમયે એગ્રિપીના ગાલ્બાને ત્યાં ગઈ. ગાલ્બા એ વખતે પોતાની વૃદ્ધ માતા લીવિયા ઓસેલિના પાસે બેઠો હતો. એગ્રિપીના આવી એટલે એણે એને ઊભા થઈને માન આપ્યું. લીવિયા તો એક નીચા બાજઠ પર બેઠી હતી. ગાલ્બા

પલંગ પર બેઠો હતો. એગ્રિપીના જઈને ગાલ્બાની બાજુમાં પલંગ પર જ જઈને બેઠી. વૃદ્ધાની રૂઢિચુસ્ત આંખ એ સહન ન કરી શકી. થોડીવાર તો એણે પરાણે ધીરજ રાખી, રાજકુમારીનું અપમાન કરતાં એને ડર જેવું પણ લાગતું હતું, પણ બહુ વાર થઈ એટલે એનાથી ન રહેવાયું. હળવેથી ઊભી થઈને એ એગ્રિપીના પાસે આવી અને જોરથી એક થપ્પડ લગાવી દઈને બોલી, "તારી માતા આમ ફરતી નહોતી."

એગ્રિપીના સ્તબ્ધ થઈ ગઈ. એ વૃદ્ધા ન હોત, ગાલ્બાની માતા ન હોત, તો એની તલવાર ઊછળી જ પડી હોત. ક્રોધને દબાવવા એ એકદમ ઊઠીને ચાલતી થઈ.

ઘેર જઈને તો એગ્રિપીના નીરોની સાથે ગેલ કરતાં પણ એ વાત ભૂલી શકી નહિ. રાત્રે વિચાર કરતાં લાગ્યું કે ગાલ્બાએ એની પ્રત્યે પ્રેમભાવ તો દેખાડ્યો જ નહોતો, છતાં એણે ગરજુ બનીને કેવો વર્તાવ કર્યો ? મારી જ મૂર્ખાઈ! પોતાની મૂર્ખાઈભર્યા બનાવને ભૂલી જવા એણે પ્રયત્ન કર્યો.

છતાં પણ એ બનાવ એક અસર બહુ ઘટ્ટપણે એના મગજમાં મૂકી ગયો કે હવે પોતે એકલી છે, પોતે એક સામાન્ય સ્ત્રી કરતાં વિશેષ કશું નથી, આ સ્થિતિ જલદી ટાળવી જોઈએ. આ અસરે એને વધુ કૃતનિશ્ચય બનાવી.

જે સમયે એ ગાલ્બાની મિત્રતા મેળવવા જતી હતી તે જ સમયે ક્રિસપસ પેસીનસ જ એની પાસે મિત્રતા માટે આવતો હતો. ક્રિસપસ પણ ધનવાન હતો, રાજવંશી હતો, બહાદુર હતો પણ એ ભોળો હતો, શાંત હતો. એને બહુ પ્રવૃત્તિઓ ગમતી નહિ; એગ્રિપીનાને શંકા હતી કે એનાથી એને પૈસા સિવાય બીજો કંઈ લાભ થાય.

પણ ગાલ્બાની આશા તૂટ્યા પછી એણે ક્રિસપસને જ પસંદ

કર્યો. ક્રિસપસ તો તૈયાર જ હતો, પણ એ એને એની પત્ની થવાનું જ કહેતો હતો. એગ્રિપીનાએ થોડો વિચાર કર્યો, કારણ કે પત્ની બનવામાં એને પોતાનું લક્ષ બદલાઈ જવાની બીક હતી, પણ એ કોઈનો સાથ તો માગતી જ હતી. છેવટે એણે કહ્યું, "જો મિત્રની પેઠે જ આપની સાથે રહી શકતી હોઉં તો સાથે રહેવાને તૈયાર છું, આપ બહાર મને પત્ની કહેજો પણ આપણા આંતર-સંબંધમાં હું આપની પત્ની નહિ, આપ મારા પતિ નહિ. આપણે કેવળ મિત્રો જ."

ક્રિસપસે એ શરત સ્વીકારી.

હવે ક્રિસપસની પત્ની તરીકે એગ્રિપીના સિઝરના મહેલમાં હવે જઈ શકે તેમ હતી. તીખા સ્વભાવની લોલિયા, પ્રભાવશાળી મેસાલિના કે ક્રૂર ડોમિટા લેપિડા એને હવે કંઈ કહી શકે તેમ નહોતી.

ધીરે ધીરે ધીરે આગળ ને આગળ પગ માંડતાં એગ્રિપીના રાજમહેલમાં વધતી રહી.

એ પોતે આગળ વધતી ગઈ અને પોતાની ગુલામ એસીરોનિયાને પણ સાથે સાથે લેતી ગઈ.

એક દિવસ એસીરોનિયાએ આવાને સમાચાર આપ્યા: "મેસાલિના સિલિયસ નામના એક ગરીબ સંગીતકાર સાથે વ્યભિચાર સેવે છે."

એગ્રિપીના એ સાંભળીને ચમકી. એને આજે એક જબરી તક મળી ગઈ. ક્લૉડિયસ ઉપર જેનો વધુમાં વધુ કાબૂ છે તે સ્ત્રીને રાજમહેલમાંથી ખસેડવાની એને તક મળી જતી હતી.

એણે તુરત વિચાર કરી લીધો કે શું કરવું, ને એ નાર્સિસસ પાસે જવા ઊપડી.



૨૬

## એ સાચાં પ્રેમી

સિલિયસ અચાનક આવેલા આ અપરિચિત અક્ષરોવાળા પત્રને જોઈને નવાઈ પામ્યો. પત્ર ફોડી એણે પ્રથમ પત્રની નીચેની સહી વાંચી: 'આપની ચિરકાળની પ્રેયસી, મેસાલિના.'

"મેસાલિના?" એને પોતાની આંખો પર વિશ્વાસ ન બેઠો. "મેસાલિના તો ગઈ ક્લૉડિયસ પાસે. રાજમહેલને છોડી, અને હવે તો સિઝરના મહારાણીપદને છોડી, એ એની પાસે આવે? એ શા માટે એને પત્ર પણ લખે? અને વળી 'પ્રેયસી' એમ લખે? અસંભવિત. કોઈકે મશ્કરી કરી." 'મશ્કરી' શબ્દ સાથે એને પૂર્વના પ્રેમપ્રસંગો યાદ આવ્યા. દસ વર્ષ પહેલાંના એ પ્રસંગો.

મેસાલિના એની પાસેથી તે દિવસે જતી હતી ત્યારે સિલિયસે નમ્રતાથી પ્રેમભર્યા સ્વરે કહ્યું હતું: "કોઈ પણ વખતે વિચાર થાય તો આવજે, સિલિયસનું હૃદયાસન તારે માટે સદા તું ખાલી જ જોઈશ."

મેસાલિનાને આજે એના ખાલી હૃદયાસન પર ફરી બેસવા આવવાનો વિચાર થયો હશે? પણ એને સિલિયસ જેવા ધનહીન, કીર્તિહીન, સત્તાહીન ને રૂપહીન પાસે ફરી આવવાનો વિચાર કયા કારણે થાય? આવા વિચારમાં ને વિચારમાં ક્યાંય સુધી સિલિયસના હાથમાં પત્ર વગર વંચાયો જ પડ્યો રહ્યો. પત્ર એની આંખો સામે ખુલ્લો જ હતો. ધીરે ધીરે એ પોતે પણ ન જાણે તેમ એની આંખો પત્રની લીટીઓ ખાલી ખાલી વાંચવા માંડી. જેમ જેમ આંખો આગળ વધતી ગઈ તેમ તેમ ખાલીપણું ઊડી જવા લાગ્યું ને શબ્દોના અર્થ મગજમાં આવવા લાગ્યા. પત્ર પૂરો થયો ત્યાં સુધીમાં તો એ એટલો ભાવમય થઈ ગયો કે એની આંખોમાંથી આંસુની ધારા ચાલી. એણે ફરીને પહેલેથી પત્ર વાંચ્યો. મેસાલિનાએ એને એગ્રિપીનાનું વર્ણન આપ્યું હતું. એગ્રિપીના કલોડિયસને કેવી રીતે પોતાનો કરી લેતી જતી હતી તેની વાત યાદ આવી. એગ્રિપીનાના તેજે અંજાયેલી કલોડિયસની આંખો મેસાલિનાને હવે જોઈ શકતી પણ નહિ; એક વખત એવો હતો કે જ્યારે મેસાલિના એક ઘડી પાસે ન હોય તો કલોડિયસને ચેન ન પડે, તેને બદલે હવે તેને તેની પાસેથી ઉપેક્ષા અને જાકારા સિવાય કશું જ મળતું નથી. મેસાલિનાને કોઈ શીતળ હૈયાની હૂંફ જોઈએ છે. સિલિયસ પાસે એ છે એ એ જાણે છે. એના જેવી ક્રૂરહૃદય સ્ત્રીને એ હૂંફ મળશે? "આપણા જૂના નદીકાંઠાની કુંજના ઘટાદાર વૃક્ષ નીચે કાલે સવારે હું ઊભી રહીને વાટ જોઈશ." મેસાલિનાએ છેલ્લું વાક્ય લખ્યું હતું.

સિલિયસ ગળગળો થઈ ગયો. 'મેસાલિના! જરૂર મળીશ. હજી પણ, વચન આપ્યા પ્રમાણે, આ હૃદય તારે માટે જ ખાલી રાખ્યું છે.'

સવારે સિલિયસ તૈયાર થયો. મેસાલિનાને વૃક્ષ નીચે બેસી તેની સાથે તોફાન કરતાં દ્રાક્ષનો એક એક દાણો લઈને ખાવાનું બહુ ગમતું, સિલિયસે ખૂબ દ્રાક્ષ સાથે લીધી; મેસાલિનાને હાર્પ બહુ ગમતું,

સિલિયસે ઘણા વખતથી હાર્પને ખીંટીએ ટાંગી દીધું હતું તે એણે આજે હાથમાં લીધું, એના તારને ખેંચ્યા, એનાં પર એકાદ ગીત પણ ગાઈ જોયું; મેસાલિનાને શું શું ગમતું તે સિલિયસ બરાબર જાણતો. એણે ગમે ત્યાંથી પણ ખોળીને એ બધું સાથે લીધું ને દસ વર્ષ પહેલાં નદીકાંઠાના જે જૂના ઝાડ નીચે તેઓ હમેશાં બેસતાં તે ઝાડ તરફ ચાલ્યો.

મેસાલિના વહેલી સવારની આવી જઈને વૃક્ષ નીચે બેઠી સિલિયસની રાહ જોતી હતી. એમનો મળવાનો જે જૂનો સમય હતો તે પસાર થઈ ગયો, પણ સિલિયસ દેખાયો નહિ. સમય વિતાવવા નદીકાંઠાના કાંકરાઓ જોડે એ રમત કરવા લાગી. પાણીમાં કાંકરો ફેંકે, ડુબૂક અવાજ થાય, કૂંડાળાં બને, એ વિલિન થાય, બીજો કાંકરો ફેંકે. આખરે એ એનાથી પણ થાકી. જીવનમાં પથ્થરો ઉપાડવા, કોઈ શાંત જળમાં તે ફેંકવા, પરિણામ તો ક્ષણિક જ, બધે એ જ છે. એણે જંગલનાં વૃક્ષો ઉપર નજર નાખી. વૃક્ષ પર પક્ષીઓ કિલ્લોલતાં હતાં. વૃક્ષો પર એની જ્યાં જ્યાં નજર ગઈ તેની દરેક ડાળી પર એણે એકાદ પક્ષી જોયું. એ જોઈને મેસાલિનાને બહુ દુઃખ થયું. 'મેં મારી નમણી ડાળીને છોડી દીધી ને હું ઊંચી ડાળી તરફ ગઈ, પણ ત્યાં તો અનેક પક્ષીઓ આવાને બેસવા લાગ્યાં. હવે તો જે ડાળી છોડી ત્યાં પણ કદાચ કોઈ પક્ષી આવી બેઠું હશે.'

એ રાહ જોતી ઊભી હતી ત્યાં સિલિયસ દેખાયો. એને જોતાં મેસાલિનાની આંખો ભીની થઈ ગઈ. એ એના પગ આગળ પડી ગઈ. "હું જ નિષ્ઠુર છું, હું જ બેવચની છું." એ ધ્રુસકા મૂકીને રડી.

સિલિયસે નીચે બેસીને એના માથાને પોતાના ખોળામાં લઈ લીધું.

બંનેએ ઝરણાના આછા કલકલ નાદમાં ધીમા સ્વરોથી મીઠી

મીઠી વાતો કરી. થોડા શબ્દોમાં બંનેએ પોતાનાં દસ વર્ષનો ઇતિહાસ કહ્યો.

આ પછી દર ઉષાએ અને દર સંધ્યાએ દસ વર્ષ પહેલાં જેમ મળતાં તેમ બંને મળવા લાગ્યાં. કોઈની નિંદાથી પણ ન ડરતાં તેઓ છૂટથી એકમેકને મળતાં ને ભેટતાં.

એસીરોનિયા પાસેથી આ સમાચાર જાણતાં જ એગ્રિપીનાએ પ્રથમ નાર્સિસસને ઘેર જવા રથ જોડયો. એગ્રિપીનાને પોતાને ઘેર જોઈ નાર્સિસસ આશ્ચર્ય પામ્યો. એણે એને માન આપ્યું.

"આપ રાજવંશની બહુ ચિંતા રાખો છો માટે આપને ત્યાં આવી છું. મેસાલિના તો કલૉડિયસની પટરાણી છે ને? અને આપ જાણો છો કે મેસાલિના એક ભિખારી સંગીતકારને રોજ સવારે અને સાંજે જંગલમાં મળે છે? ચુંબનોની આપ–લે કરે છે? આલિંગનો આપે છે? મેસાલિનાને ત્યાંથી પુત્ર મળશે તો તે રાજવંશી જ ગણાશે ને?"

નાર્સિસસ ચમકી ગયો. "મેસાલિના એવી નથી."

"ચાલશો મારી સાથે?" એગ્રિપીના બોલી.

સાંજ નમતી હતી. તેના આછા અજવાળામાં એક ઝાડના થડને અઢેલી બે પ્રેમીઓને નાર્સિસસને એગ્રિપીનાએ બતાવ્યાં. નાર્સિસસ નીચું જોઈ ગયો.

"બોલો, શું ઉપાય કરો છો આનો?" ઘેર પાછાં વળતાં એગ્રિપીનાએ નાર્સિસસને પૂછ્યું.

"આપ ધારો છો તેવો હું દરેક પ્રસંગે કોમળ નથી. મેસાલિનાને એક દિવસ પણ હું જીવંત નહિ રાખી શકું."

એગ્રિપીનાના મોં પર વિજયની છટા આવી ગઈ.

"સિઝર," નાર્સિસસ કલૉડિયસ પાસે આવીને બોલ્યો, "આ હુકમ ઉપર સહી કરશો?"

ક્લોડિયસે હુકમ વાંચ્યો : મેસાલિનાના વધનો એ હુકમ હતો. ક્લોડિયસે કંઈ પણ વિરોધ ઉઠાવ્યા વિના કે પ્રશ્ન સુદ્ધાં કર્યા વિના સહી કરી આપી. નાર્સિસસને નવાઈ લાગી. એ જરા આશ્ચર્યથી એની સામે જોઈ રહ્યો.

ક્લોડિયસ બોલ્યો, "એક જ્યોતિષીએ મને કહેલું કે મેસાલિનાના પતિ ઉપર અકાળ મોતની આફત આવવાની છે. મેસાલિના તો ભલે જતી પણ એનો પ્રેમી જ એનો પતિ કહેવાશે ને? એક બીજો હુકમ તૈયાર કરોને નાર્સિસસ! સિલિયસના વધનો હુકમ. એની ઉપર પણ સહી કરી નાખું એટલે એ અકાળ મોતની આફત મારા પરથી ઊતરીને સિલિયસ પર જઈ ઊતરી પૂર્ણાહુતિ પામી જાય."

પોતાની પ્રાણરક્ષા માટે ભીરુ ક્લોડિયસ બીજાના પ્રાણનાશનો હુકમ આટલી સહેલાઈથી આપી શકે છે તે જાણીને નાર્સિસસને વધારે આશ્ચર્ય થયું.

એગ્રિપીનાએ તો રાજસભામાં આ વસ્તુ ઉપર ખૂબ શોર મચાવ્યો. "'સિઝરની રાણી શંકાથી પર હોવી જોઈએ' એ સૂત્ર આવા બનાવોથી મશ્કરીરૂપ ન બની જાય તે માટે આવાં ચારિત્ર્યભ્રષ્ટોને બની શકે તેટલાં જાહેર કરવાં જોઈએ. એમને સાંકળે બાંધી શહેર આખામાં ફેરવવાં જોઈએ."

મેસાલિના અને સિલિયસના સિઝરના અને રાજસભાના હુકમો મળી ગયા. હુકમોને એમણે નમ્રપણે માથે ચડાવ્યા. તેમને એમના જીવનની શ્રેષ્ઠ ઘડી આ જ લાગી.

સાંકળે બંધાઈ તેઓ આખા શહેરમાં ફર્યાં અને વધસ્થાને ગયાં.

નાર્સિસસ આખા માર્ગે એમની સાથે હતો. અહીં પણ તે હાજર હતો. તેઓનાં મોં પર જરા સરખી યે વિષાદની રેખા આવતી નહોતી. તેઓ મૌન રહી એકમેકની પ્રેમની વાણી સાંભળી તેની મીઠાશ

અનુભવતાં હોય તેમ આનંદમાં લાગતાં હતાં. વૃદ્ધ નાર્સિસસનું પ્રેમળ હૃદય દ્રવી ગયું. એણે ભાવભર્યા શબ્દોથી કહ્યું:

"મહારાણી, આપની આ દશાથી મને ખૂબ દુઃખ થાય છે, પરંતુ આપ મને માફ કરશો એવી હું આશા રાખું છું. રાજવંશની રક્ષા ખાતર, ફરજને ખાતર હું આ નિર્દય કૃત્ય કરું છું, છતાં આપની પ્રેમનિષ્ઠા મને નમ્ર બનાવે છે અને આપની પાસે માફી માગું છું."

"મંત્રીશ્રી, આપની પ્રત્યે અમારા મનમાં કંઈ જ વિભાવ નથી." મેસાલિના બોલી.

થોડી શાંતિની પળો પસાર થઈ ગઈ. નાર્સિસસે કહ્યું, "એક કઠોર પ્રશ્ન પૂછું? આપ આપના પુત્ર બ્રિટાનિકસનો ત્યાગ કરી શકો? તો રાજવંશની શુદ્ધિની રક્ષા થાય અને આપને આપનું પ્રેમજીવન જીવવા મુક્ત કરવામાં આવે. સિઝરને હું સમજાવી શકું."

મેસાલિનાએ આછું સ્મિત કર્યું, "આપનાં પ્રેમ અને સહાનુભૂતિ માટે આપનો આભાર. પરંતુ આપને ખબર નથી કે પ્રેમજીવન આ બાહ્ય દેખાતા જીવનમાં જ નથી. ભૌતિક મૃત્યુ એને કશી જ અસર કરતું નથી એ માત્ર પ્રેમીઓ જ જાણી શકે છે. બ્રિટાનિકસને તજવાની વાત તો જો આપ 'માતા' શબ્દને જાણતા હોત તો ન કરત. મૃત્યુ પછીના દર્દની તો ખબર નથી, પરંતુ પુત્રને ભૂલવાનું દર્દ માતા માટે મૃત્યુ પછીના દર્દ કરતાં ઓછું નહિ હોય, એટલે મૃત્યુને જ અમે પસંદ કરીએ છીએ. આપ નિઃસંકોચ આપની ફરજ બજાવો."

નાર્સિસસ ઘા ખાઈને પછાડ પામી બેભાન થયો હોય તેમ સુન્ન બની ગયો.

મેસાલિનાએ વૃદ્ધનું દર્દ જોયું. એણે કહ્યું, "આપ નાહક દુઃખી થાઓ છો. અમને કશું થતું નથી. મને એટલું જરૂર થાય છે

કે મા વિનાનાં મારાં બચ્ચાંનું શું થશે! પણ એ તો મનને વાળી લઈ શકાય તેમ છે, કે આપ એમની સંભાળ લેશો જ."

"મારા પર આ વિશ્વાસ મૂકવાને માટે હું આપનો આભાર માનું છું. બ્રિટાનિકસ અને ઓક્ટેવિયાને હું મારાં બચ્ચાં ગણી મોટાં કરીશ. બ્રિટાનિકસને પાટવી કુમારની હું કેળવણી અપાવીશ. અને ઓક્ટેવિયાને રાજકુળને છાજે તેવો પતિ મેળવી આપીશ."

"મને શાંતિ છે. હવે આપ જાઓ, એટલે જલ્લાદ પોતાનું કામ કરી શકે." મેસાલિના બોલી.

નાર્સિસસ ધીરે પગલે ચાલતો થયો.



૨૭

# બીજો વિજય

અત્યાર સુધી દરેક પ્રસંગે પરાજય પામેલી એગ્રિપીનાને આ પહેલા વિજયે ઉત્સાહમાં લાવી દીધી. રાજ્યમહેલમાં પગ મૂકતાં એની નજર ચારે તરફ ફરતી અને એને લાગતું કે સૌ એનાથી ડરવા લાગ્યાં છે. ઉચ્છાંછળી લોલિયા તો દેખાતી જ બંધ થઈ ગઈ. ડોમિટા ક્યારેક સામી મળી જતી. ડોમિટાને જોતાં તો એગ્રિપીનાને થતું કે હું જ છરો લઈને દોડું ને એના હૃદયને એની છાતીમાંથી બહાર ખેંચી લાવું—એગ્રિપીનાના પ્યારા નીરો પ્રત્યે નિષ્ઠુરતા આચરી શકનાર ધૃષ્ટતા ત્યાં કેટલી છે તે જોઈ લઉં. પણ ડોમિટા સામે આવતી પણ તરત જ પૂરવેગે જતી નદીમાં સરસર વહી જતી હોડીની પેઠે અદૃશ્ય થઈ જતી.

એગ્રિપીનાએ એનો પીછો પકડવાનો નિશ્ચય કર્યો. એણે ધનથી ખરીદીને માણસોને એની પાછળ મૂકી દીધા. પણ એકવાર એગ્રિ-

પીના સવારે ઊઠીને પોતાના શૃંગારગૃહમાં વસ્ત્રાભૂષણ સજતી હતી ત્યાં અચાનક જબ્બર ધક્કાથી ઓરડાનું બારણું ખૂલી ગયું. એ એકદમ ચમકીને વાંસો ફરી. ડોમિટાને એણે જોઈ. એ અંદર ધસી આવી હતી. ડોમિટાની પાછળ કેટલાક શસ્ત્રસજ્જ પુરુષો હતા.

એગ્રિપીના ચમકી. એણે હજી કપડાં અધૂરાં જ પહેર્યાં હતાં. ઝડપથી એક ઉરવસ્ત્રને શરીર સાથે લપેટી લઈ એ ખાલી હાથે સામે તાકેલાં શસ્ત્રો સામે દોડી.

ધસારો કરનારાંઓને એની આ હિંમતની કલ્પના જ નહોતી. ડોમિટા તો એના ધક્કાથી જમીન પર જ પડી અને બાકીનાઓનાં હથિયારોની ચોટ ખાતી ખાતી પણ એગ્રિપીના સડસડાટ બહાર નીકળી ગઈ અને છેક પહેલા ઓરડામાં જઈ મજબૂત રહેલા બારણાને તોતિંગ ભોગળ લગાવી દીધી.

ક્રિસપસ પણ ઉમરાવ હતો. એને એનું પોતાનું લશ્કર હતું. ડોમિટાના ધસારા સામે ન ટકી શકનારા ગુલામો એગ્રિપીના બહાર આવતાં જોશમાં આવી ગયા. ચારે તરફ દોડાદોડ થઈ ગઈ. મહેલના સિપાહીઓએ ડોમિટા અને હુમલાખોરોને ઘેરી લીધાં.

એગ્રિપીનાએ તો બહાર નીકળતાં જ ઘોડા પર પલાણ્યું ને ઘોડાને રાજમહેલ તરફ મારી મૂક્યો.

ક્લૉડિયસ હજી તો ઊંઘતો હતો. એગ્રિપીનાને એની પાસે જતાં અટકાવવાની કોઈની હિંમત નહોતી. એણે સિઝરને ઊંઘમાંથી જગાડ્યો.

સમાચાર જાણીને સિઝર બોલી ઊઠ્યો, "ડોમિટા ? હાં ? ડોમિટા આવી છે ? હુમલાખોરોની સરદાર બનનાર સ્ત્રીની સાથે મારું જીવન તો સલામત કેમ રહે ? નાર્સિસસ ! નાર્સિસસ ! અરે નાર્સિસસને બોલાવો, ગુલામ !"

ગુલામો ગયા ને થોડીવાર થઈ ત્યાં પેલાસ આવ્યો. ઘૂંટણિયે પડીને બોલ્યો, "સિઝર, કેલિબ્રિયામાં બળવો થયો છે. હુકમ આપો, બળવો હમણાં જ શમાવી આવું."

"હાં ? બળવો ? પણ નાર્સિસસ ક્યાં ?"

નાર્સિસસ આવ્યો ત્યાં સુધી ક્લૉડિયસને કંઈ વાત કરવાની પણ ગમી નહિ. નાર્સિસસ આવ્યો, વાત સાંભળીને એ આશ્ચર્ય પામ્યો. આવાં કાવતરાંઓની પણ રાજના ગુપ્તચરોને ખબર ન પડી !

"મને શંકા છે કે રાજમહેલની એક જ વ્યક્તિ–ડોમિટા લેપિડા આ બળવાને પણ જગાડનાર છે." એગ્રિપીના બોલી.

"સંભવિત છે. સિઝરની રાણી ઉપર કોઈને શંકા ન હોય, રાણી તરફથી સૌને ધન પુષ્કળ મળે એટલે એના કાવતરામાં સામેલ કોઈ વ્યક્તિ એમાંથી ફૂટી પણ ન જાય. આમ રાણીનું કાવતરું સરસ રીતે ગુપ્ત રહી શકે." પેલાસ બોલ્યો.

"ડોમિટાને પકડો. ન્યાયકચેરીમાં એને કાલે હાજર કરજો. બળવો દાબી દો. જે કરવું પડે તે તેને માટે કરો." ક્લૉડિયસ બોલ્યો.

નાર્સિસસ અને પેલાસ ગયા. એગ્રિપીના અને ક્લૉડિયસ ઓરડામાં એકલાં રહ્યાં.

હમણાં જ નાહેલી, શરીર પર સુગંધી છાંટેલી ને રેશમી જેવા ખુલ્લા ઊડતા વાળવાળી એગ્રિપીના તરફ ક્લૉડિયસે હવે પોતાની મદીલી આંખો ઠેરવી.

"એગ્રિપીના !" એ બોલ્યો. "આજે મારા દિલની વાત કહી દઉં, એગ્રિપીના ! તું દેશવટેથી આવી, પહેલે જ દિવસે મને મળી, તે જ દિવસથી મારા દિલમાં તારે માટે ઝંખના જાગી છે."

એગ્રિપીનાએ મીઠું સ્મિત કર્યું.

" એગ્રિપીના–" સિઝર આગળ બોલ્યો, "રાજમહેલમાં આવતાં તને રોકનારી કંઈ વસ્તુ છે ? તું કહે તે બધું તારે માટે કરવાને હું તૈયાર છું."

" સિઝરની મારા પર અનહદ કૃપા છે."

" જો એગ્રિપીના, કદાચ પહેલાં તને ડર હશે કે આટલી બધી રાણીઓમાં તારું સ્થાન ક્યાં ? તને મેસાલિના, ડોમિટા, લોલિયા–એમની ઈર્ષાનો પણ ડર લાગતો હશે. પણ હવે મેસાલીના તો છે નહિ, અને ડોમિટા પણ જાય છે. રહે છે એક લોલિયા. આટલા બનાવોથી એ સમજી નહિ જાય ? છતાં ય એને કાઢવી હોય તો કાઢી શકીએ. તને એમ થાય છે કે લોલિયા કાયદાની પકડમાં આવે તેવો ગુનો ન કરે તો ? એગ્રિપીના, તું સમજતી નથી, એને હું છોડી દઈ તો શકું જ. સૅનેટને કહું કે મને એના તરફનો ભય છે, અને હું દેશવટે મોકલી આપવાનો મારો આગ્રહ પકડી રાખું તો સૅનેટે તે મંજૂર કરવો જ જોઈએ. તને શો વાંધો છે ? એક વાર બોલ કે તું મારી છે."

" મારા ક્લૉડિયસ ! " એગ્રિપીના ક્લૉડિયસને ગળે લટકી પડી.

ક્લૉડિયસને લાગ્યું કે જીવનમાં આથી વિશેષ મેળવવાનું કંઈ જ નહિ હોય.

" ના સિઝર, આપણે નહિ પરણી શકીએ." સિઝરને એકદમ છોડી દઈને એગ્રિપીના ઊભી થઈ ગઈ.

" કેમ નહિ, એગ્રિપીના ?" ક્લૉડિયસે આગળ આવીને એગ્રિપીનાના દૂર જતા હાથને પકડી લીધો. " કેમ નહિ, એગ્રિપીના ?"

" સિઝર, સિઝરના પ્રેમની ઉપેક્ષા કરવાની ધૃષ્ટતા તો કોણ

કરી શકે? પરંતુ ક્રિસપસ હજી જીવે છે, એમના જીવતાં હું સિઝરને કેમ પ્રેમ કરી શકું? સિઝરને પણ સેનેટ આ સંજોગોમાં લગ્ન કરવાની કેમ રજા આપી શકે?"

કલૉડિયસને કારણ વાજબી લાગ્યાં. થોડીવાર એ વિચારમાં પડી ગયો.

"માણુસના મૃત્યુનો કાળ તો આપણે જાણતાં નથી હોતાં. ક્રિસપસનું જીવન કેટલું છે તે આપણે કેવી રીતે જાણીએ? અને ત્યાં સુધી આપણે અંગૂર હોઠે હોવા છતાં તેનો સ્વાદ નહિ લઈ શકીએ?" કલૉડિયસ દુ:ખી થતાં બોલ્યો.

એગ્રિપીના હસી. "મારા કલૉડિયસ, એમ દુ:ખી ન થાઓ. હું વિચાર કરીશ. હું કંઈક કરીશ, હું વચન આપું છું."

"લાગે છે કે તને મારા પર અગાધ પ્રેમ છે. એગ્રિપીના, તારા પ્રેમને સત્કારવા હું લૂખે હાથે સામે નહિ આવું. પહેલાં લાગ્યું હતું અને હજી પણ લાગે છે કે તને નીરોનો પણ વિચાર આવતો હશે. હું તને એની ચિંતામાંથી મુકત કરીશ. એને હું મારો જ પુત્ર બનાવી લઈશ, એને હું દત્તક લઈશ, એને હું મારી સિઝરની ગાદી આપીશ. તેમ કરતાં મને શો વાંધો આવનાર છે? બ્રિટાનિકસ નીરો કરતાં નાનો છે. એનો પક્ષ લેનાર પણ કોણ છે? નાર્સિસસને હું સમજાવી લઈશ. પણ એગ્રિપીના, તારે સદા ય મારી થઈને રહેવું."

"હું મેસાલિના ન બની જાઉં તેવી મારી પ્રાર્થનામાં આપની પ્રાર્થના મિલાવજો! હું સદા ય આપની જ રહીશ."

કલૉડિયસ પ્રેમની મીઠી ઊંઘમાં પડી ગયો.

"ઓહ, આ દુનિયાની જંજાળો! હજી મારે વસ્ત્રાભૂષણ સજવા જવું પડશે. ક્રિસપસને ભોજનમાં સાથ આપવો પડશે." એગ્રિપીના ત્યાંથી છૂટવાને બોલી.

"જઈ આવો. હવે બહુ દિવસો આમ જા–આવ કરવી નહિ પડે." ક્લોડિયસ બોલ્યો.

એગ્રિપીના ઘેર આવી ત્યારે બધું શાંત થઇ ગયું હતું. ક્રિસપસ એની રાહ જ જોતો હતો. એગ્રિપીના આવતાં એને શાબાશી આપતાં એ બોલ્યો:

"આપની આજની બહાદુરી માટે મારાં અભિનંદન. અને આપની સમયસૂચકતા માટે પણ આપની કરું એટલી પ્રશંસા ઓછી." ક્રિસપસ હર્ષથી છલકાઇને બોલ્યો.

એગ્રિપીનાએ મૃદુ સ્મિતથી એ શબ્દોને સત્કાર્યા ને કહ્યું, "આપ સ્નાન–વ્યાયામથી પરવાર્યા હો તો ભોજનની તૈયારી કરાવું."

"હું તૈયાર જ છું." ક્રિસપસ બોલ્યો ને પછી બંને એકમેકનો હાથ ઝાલી ભોજનગૃહમાં ગયાં.



૨૮

## રાજમહેલમાં

એગ્રિપીનાએ રાજમહેલમાં સામ્રાજ્ઞી તરીકે પ્રવેશવાના પોતાના બધા માર્ગોને મોકળા કરી નાખ્યા. મેસાલિના અને ડોમિટા લેપિડા વ્યવસ્થાને ગઈ, લોલિયા પોલિના દેશવટે ગઈ. નીરોનો સિઝરહક્ક ક્લૉડિયસ પાસે કબુલાવી લીધો. હવે રહ્યો ક્રિસપસ અને ત્યારપછી રહી સૅનેટની મંજૂરી. સૅનેટ બીજી કોઈ રીતે તો વાંધો ઉઠાવી શકે તેમ નથી, કારણ કે મોટા ભાગના સભ્યોને એણે પોતાનાં ધનથી, પ્રભાવથી અને પોતાના હાથમાં ભવિષ્યમાં આવનારી સત્તાની નિશ્ચિત આગાહી આપીને ત્યારના ડરથી વશ કરી લીધા હતા. પણ સૅનેટ હજી એક વાંધો ઉઠાવશે એમ લાગ્યું. રૂઢિચુસ્ત સભ્યો બીજી બધી વાતે પાછા હઠી જાય પણ જ્યાં રૂઢિની વાત આવશે ત્યાં મચક નહિ આપે એમ એને લાગ્યું. ક્લૉડિયસ અને એગ્રિપીનાને કાકા–ભત્રીજીનો સંબંધ હતો. એ સંબંધ ત્રણ પેઢીનો હતો અને દત્તક રીતે ચાલતો આવ્યો હતો છતાં રોમન જેવી રૂઢિચુસ્ત પ્રજા એને પાકો સંબંધ જ ગણે.

છતાં એગ્રિપીનાને લાગ્યું કે કલોડિયસને મારો જે મોહ લાગ્યો છે તે કોઈ પણ રીતે મંજૂરી મેળવશે જ. અને એ મંજૂરી ન મેળવે તોપણ મારે તો કંઈ કરવું જ છે એટલે ક્રિસપસને હવે દૂર કરવો જ જોઇએ.

એહિનોબાર્બસ જેવા માણસને દૂર કરતાં વાર લાગે, એણે તો એમાં પણ સફળતા મેળવી હતી; ક્રિસપસ તો સાદો ભોળો માણસ, વળી આજે તો સિઝરની પણ ઓથ, એગ્રિપીનાને કામ કરવામાં કશી જ મુશ્કેલી ન લાગી.

એટલે કલોડિયસ પાસેથી આવીને ક્રિસપસને જે પ્રેમભાવ બતાવ્યો હતો તેમાં દંભ સિવાય કશું નહોતું. એ દંભ એના અંતરમાં ચાલતી ભયંકર યોજનાનું સુંદર ઢાંકણ હતું. એ જ ઢાંકણને સાચું સમજીને ક્રિસપસ એનો ખેંચ્યો ખેંચાતો રહ્યો. એગ્રિપીના એક રાત્રે ક્રિસપસને એક મિજલસમાં લઈ ગઈ. ત્યાં તેણે એને ખૂબ આગ્રહ કરી કરીને દારૂ પાયો. સાવ લથડી ગયેલાં અંગો સાથે બેભાન અવસ્થામાં એને એ ઘર તરફ લાવી, પણ રથમાં જ એણે એની છાતીમાં ખંજર હુલાવી દીધું ને શબ રસ્તામાં ફેંકી ઝપાટાબંધ ઘેર આવી ગઈ.

ઉમરાવ–કુળોમાં તો એવા કેટલા ય બનાવો રોજ બનતા હોય, તેની સાથે સામાન્ય જનસમાજને શું લાગેવળગે? રાજસભ્યોમાં ચર્ચા જાગી પણ પીધેલા ક્રિસપસનું રસ્તામાં કોઈ પણ માણસે ખૂન કરી નાખ્યું હોય, એ માટે એગ્રિપીના જેવી સ્ત્રી સાથે વૈમનસ્ય બાંધવાનું કોઈને ઠીક ન લાગ્યું. ક્રિસપસના ખૂનની વાત એમ જ દબાઈ ગઈ.

અને એગ્રિપીનાએ તો ક્રિસપસનો શબ–ઉત્સવ પણ બરાબર ઊજવ્યો કે જેથી લોકોની જરાતરા શંકા હોય તે પણ નષ્ટ થઈ જાય ને ભવિષ્યના માર્ગમાં વિઘ્ન ન આવે.

દબદબા સાથે ક્રિસપસનું શબસરઘસ નીકળ્યું. એની પાછળ નગરનારીઓને રોવાકૂટવાને આમંત્રીને એમની સાથે એગ્રિપીના પોતે ભળી. રસ્તામાં પ્રવચનો કરવા કેટલા ય ધર્મગુરુઓને સરઘસમાં લીધા. સ્મશાનમાં પોતાને હાથે શબના મસ્તક આગળ દીવો કર્યો, શબને અંગૂઠે અગ્નિ મૂક્યો, તેલધૂપ અને મીઠાઈઓના પદાર્થોની અગ્નિમાં આહુતિ આપી, ઘરના એક ગુલામનો પણ બલિ આપ્યો. ચેહની આસપાસ વિધિયુક્ત મલ્લયુદ્ધ કરાવ્યાં અને અંતે પોતે જ શબ બળી રહ્યા પછી ભસ્મ પર દારૂ છાંટી ભસ્મમાંથી અસ્થિફૂલો વીણ્યાં ને પૂજારીના જલથી એને પવિત્ર કરાવ્યાં, અને પછી મોટો ઉત્સવ રચીને તે ફૂલોને જમીનમાં દાટી દીધાં.

થોડા જ સમયમાં એની વિરુદ્ધ જે ધીમો પણ ગણગણાટ થતો હતો તે શમી ગયો. ક્રિસપસની અઢળક દોલતની એ એક માત્ર માલિક બની. એણે હવે ખૂબ ઉદાર હાથે ધન વેરવા માંડ્યું.

ક્લૉડિયસની પણ હવે ધીરજ ખૂટતી હતી. એગ્રિપીનાએ એને કહી દીધું કે "હવે આપ રાજસભામાં પ્રસ્તાવ લાવો, હું સંપૂર્ણ તૈયાર જ છું. હવે તો હું પણ આપને માટે ઝંખીને ધીરજ ગુમાવવા ઉપર આવી છું."

ક્લૉડિયસે પ્રથમ નાર્સિસસને સમજાવ્યો. નાર્સિસસ સિઝરના ઘરના છેલ્લા બનાવોથી કંટાળી ગયો હતો. એગ્રિપીના એને શક્તિશાળી પણ લાગી હતી એટલે એને હતું કે ક્લૉડિયસનું રાજ એ ટકાવશે. એથી એગ્રિપીનાની મહત્ત્વાકાંક્ષા પણ સંતોષાશે ને બધું ઠીક થઈ જશે. પણ મેસાલિનાને એણે આપેલ વચનની યાદ એને મૂંઝવવા લાગી. એગ્રિપીના મહારાણી થયા પછી નીરો આગળ બ્રિટાનિક્સ કેવી રીતે ઊભો રહી શકે? બ્રિટાનિક્સ હતો સૌમ્યમૂર્તિ 'અને નીરો તો શેરીનાં રખડેલ છોકરાંઓને પણ પાછળ મૂકી દે તેવો અડંગ. નાનપણમાં નીરોને જે શિક્ષણ મળ્યું હતું તેનાથી તેના સંસ્કારો પણ ખરાબ બની ગયા હતા.

પણ એ ક્લૉડિયસની હઠ આગળ ટકી ન શક્યો. એને ભય લાગ્યો કે ક્લૉડિયસ એગ્રિપીના સાથે પરણી શકાય તે માટે સિઝરપદનો ત્યાગ કરશે. જો એમ થાય તો તો શાંત બનેલી રાજકીય પરિસ્થિતિમાં ફરી અશાંતિ ઊભી થાય. એ અશાંતિમાં નાના નિરાધાર બ્રિટાનિકસનો ક્યાં પત્તો લાગશે? એને ક્લૉડિયસની હઠને સંતોષવાનું વચન આપવું જ પડ્યું.

વેટેલિયસ નામના એક વગદાર રાજસભ્યે પ્રથમ પ્રસ્તાવ મૂક્યો. ઘણા રાજસભ્યોએ એનો વિરોધ કર્યો એટલે પછી ક્લૉડિયસ ઊભો થયો, "હું ઝઘડાથી ડરનારો માણસ છું. હું એટલું જ કહું છું કે હું પણ રોમનો વતની છું, જેમ રોમના દરેક વતનીની ચિંતા રાજસભા કરે છે તેમ તે મારી પણ કરે. જો એ મારી ચિંતા કરી શકે તેમ ન હોય તો મારે મારા ઉપાયો લેવા પડે."

સિઝરના આ શબ્દોથી બધા જ રાજસભ્યો ચમક્યા. આનો સ્પષ્ટ અર્થ તો બહુ થોડા જણ જાણી શક્યા. નાર્સિસસે ઊભા થઈને એનો અર્થ કરી બતાવ્યો ને ભવિષ્યની અશાંતિની વાત કરી. લગભગ બધા સભ્યોએ નાર્સિસસના વક્તવ્યને વધાવી લીધું ને કાકા-ભત્રીજીનાં લગ્નની સંમતિ અપાઈ ચૂકી.

'ડિયાનાને પહોંચવાને માટે હવે થોડાં જ પગથિયાં.' મહારાણી તરીકે રાજમહેલમાં પગ મૂકતાં એગ્રિપીનાની છાતી ગર્વથી ફુલાઈ. હવેનાં પગથિયાં ચડવાં તો બહુ જ સહેલાં હતાં. ક્લૉડિયસના ઓરડામાં જતાં પહેલાં એણે નાર્સિસસને બોલાવ્યો.

ત્રણે ભોજન ઉપર બેઠાં હતાં. એગ્રિપીનાએ નીરોને દત્તક લેવા માટે અને એને પાટવી કુમાર બનાવવા માટેની વાત મૂકી. નાર્સિસસ એ સાંભળતાં ચમકી ગયો, એ બોલી ગયો, "એ તો ન બને. બ્રિટાનિકસને પાટવી કુમાર બનાવવાનું મેં મેસાલિનાને વચન આપ્યું છે."

આ સાંભળતાં જ એગ્રિપીના ઊભી થઈ ગઈ.

“આપે મેસાલિનાને વચન આપ્યું છે? આપની પાસે એવાં વચનો આપવાના અધિકારો છે ખરા? આપ આ વાત એક રાજનિષ્ઠ તરીકે કરો છો? રાજદ્રોહી જ આવાં વચનો આપી શકે અને સિઝર આવાં વચન આપી શકે. આપ આ બેમાંથી શું છો?”

નાર્સિસસ અવાક્ થઈ સાંભળી રહ્યો. “બ્રિટાનિકસ રાજકુમાર છે—”

“અને નીરો રાજકુમાર નહિ બને? નીરો શેરીમાં રઝળતો નમાયો ને નબાપો છોકરો થઈ રહેશે? એને રસ્તાનો અનાથ બનાવવા હું એની માતા અહીં આવી છું?”

“નીરો રાજકુમાર બનીને રાજમહેલમાં જ રહે.”

“જો નીરો રાજકુમાર બને તો પછી તેના પાટવી કુમાર બનાવવા વિષેની મતભેદની વાત જ ક્યાં રહે છે? બ્રિટાનિકસ કરતાં નીરો ઉંમરે મોટો છે, મોટા રાજપુત્ર કરતાં નાનો રાજપુત્ર આગળ જાય તેનું પરિણામ કાવતરાં અને ખૂનો સિવાય બીજું શું આવે? નીરો મોટો થઈને નાનાના અધિકાર નીચે રહે તે હું પસંદ નથી કરતી. આવું મેં ધાર્યું નહોતું. એટલે, મારી સીધી માગણી છે કે નીરોને સિઝરે દત્તક લેવો પડશે અને એને પાટવી કુમાર બનાવવો પડશે. આ માગણી ન્યાયસર પણ છે, જ્યારે હું મહારાણી બનીને અહીં આવી છું, નહિ કે એક રખાત થઈને.”

નાર્સિસસની દલીલો સુકાઈ ગઈ. એણે નમ્ર રીતે કહ્યું, “હું તો રાજવંશની સેવા કરવા માટે જીવન ખેંચી રહ્યો છું. બ્રિટાનિકસ રાજપુત્ર છે એ સમજીને મેં વચન આપ્યું, પણ હું જોઉં છું કે એવી રીતે વચન આપવાનો મને અધિકાર નહોતો, પણ હવે એટલી જ

માગણી કરું કે બ્રિટાનિકસની કેળવણી અને જાળવણી રાજપુત્રને યોગ્ય એવી રીતે થાય. એટલાથી હું સંતોષ પામી મારા અંતઃસ્થના ધ્યાનમાં ચિત્ત પરોવીશ."

"આપની આ માગણી ઘણી સુંદર છે. એને હું માન આપતાં આનંદ પામીશ. બ્રિટાનિકસને હું મારો જ નાનો બાળ સમજીને ઉછેરીશ. આપ નિશ્ચિંત બનજો."

વૃદ્ધ નાર્સિસસની આંખો ભીની થઈ.



૨૯

## ક્લૉડિયસની માંદગી

ક્લૉડિયસની કલ્પના હતી કે ઍગ્રિપીનાને પરણીને તે પ્રેમના અમૃતનો ભરેલો પ્યાલો મોંએ માંડે છે, પણ એ પ્યાલો હોઠ આગળ આવ્યો કે એ એની ગંધ અનુભવીને ચમકી ગયો. આ અમૃત ન હોય ! એને શંકા થઈ.

લગ્ન પહેલાં ઍગ્રિપીનાની આંખમાં મૃદુતા, મધુરતા એવું એવું જ દેખાતું હતું, એના ચહેરા પર રૂપરાશિની મદીલી સુગંધ એણે જોઈ હતી, પણ હવે એને લાગ્યું કે એ આંખમાં ઊંડે ઊંડે તો ઝેર છે. એની લીલી ઝાંયવાળી આંખો પ્રકૃતિનો હરિત રંગ નથી પણ ઝેરનો લીલો રંગ છે. એના ચહેરાના ફૂલમાં વિષારી નાગ રમે છે.

એ એનાથી ડરવા લાગ્યો. એ એનાથી દૂર ભાગવા લાગ્યો. એને લાગ્યું કે 'એના હૃદયને ભેટવા જતાં ક્રિસપસને એની કટારીનો ભેટો થઈ ગયો તેમ, એ મને પણ એવી જ કટારી આપશે.'

ઍગ્રિપીના હસતી હસતો એની પાસે આવતી. કોઈ વાર કૃત્રિમ રોષ બતાવીને કહેતી: "મને આપના આલિંગનની અધિકારી નહિ

પણ શોભાની પૂતળી જ બનાવીને લાવવાની આપની ધારણા હતી તે હું વહેલી ન સમજી એટલી મારી મૂર્ખાઈ." પણ એક વાર બીધેલો ક્લોડિયસ એનાં વચનોમાં ફસાતો નહોતો.

ક્લોડિયસ એક પ્રસંગનો વિચાર કરતો હતો :

'એ રાત્રે મેં જોયેલું શું સ્વપ્ન હતું ? એગ્રિપીના ભલે એને સ્વપ્ન કહે. મને એ રીતે સમજાવવામાં એનો સ્વાર્થ છે; પણ મને લાગે છે કે એ સ્વપ્ન નહોતું. સ્વપ્નમાં કટારી એટલી બધી સ્પષ્ટ દેખાય ? એગ્રિપીના મારું ખૂન કરી નાખવાની છે એ વાત નક્કી. એ ખૂની છે.' ક્લોડિયસ એકલો જ વિચારી શકતો, કોઈને કંઈ કહેવાની એની હિંમત નહોતી. એને લાગતું હતું કે એગ્રિપીના બહુ લુચ્ચી છે. એણે મેસાલિના, ડોમિટા અને લોલિયાને મારી પાસેથી કેવી ચાલાકીથી દૂર કરી ! એણે એહિનોબાર્બસનો પણ પત્તો પણ લાગવા ન દીધો ને ક્રિસપસ વિષે કોઈને હરફ સુદ્ધાં બોલવા ન દીધો. હું કોઈને વાત કરું અને એ ક્રોધમાં આવી મારી ઉપર ખુલ્લી રીતે જ ધસી આવે તો ? એનું પછી ગમે તે થાય, કદાચ એને કંઈ ન થાય, કારણ કે એની પાસે અઢળક દોલત છે તેનાથી એણે બધાને પોતાને વશ રાખ્યા હોય, પણ હું તો જાનનો જઉં જ.

ક્લોડિયસે એગ્રિપીનાની નજીક જ આવવું છોડી દીધું. એ પોતાની પાસે ચોવીસે કલાક ગુલામોને જાગતા રાખતો. ખાવાની ચીજવસ્તુની પણ એ ભારે સંભાળ રાખતો. એણે પોતાના ખાસ વિશ્વાસુ એવા એક ગુલામ – હેલોટસને પોતાનું ખાણું પકવવા રાખ્યો હતો, અને એ ચાખવા માટે કૂતરાં રાખ્યાં હતાં. કૂતરાં ચાખે અને ખાણાની નિર્દોષતા સાબિત થાય પછી જ એ ખાવાનું મોઢામાં મૂકતો. એણે પોતાના ચિકિત્સક ક્ષેનોફોનને પણ બાજુમાં જ રાખ્યો. સૌએ માન્યું

કે ક્લોડિયસ ભીરુ તો જન્મથી જ છે, મૃત્યુકાંઠો નજીક આવે છે એટલે જીવવાનું ગાંડપણ વધુ લાગ્યું છે.

પણ પહેલાં તે બધો સમય સ્ત્રીઓથી વીંટળાયેલો રહેતો અને તેનો સમય પસાર થઈ જતો, તે સમય હવે આમ શુષ્ક રીતે પસાર થઈ શકતો નહિ. સમય પસાર કરવા એણે દારૂનો આશ્રય લીધો.

દારૂ પીએ, ખાધા કરે, બેભાન થઈને પડ્યો રહે, ભાનમાં આવે એટલે વળી દારૂ પીએ, ફરી ખાય ને આફરો ચડે એટલે ક્ષેનોફોનને બૂમો મારે.

નાર્સિસસને થયું કે સિઝરને કંઈ રોગ હોવો જોઈએ. ક્ષેનોફોન જોઈ શકતો નહોતો કે સિઝરને શો રોગ છે, પણ એ જોતો હતો કે સિઝર ઘણી વાર રાત્રે ચીસો પાડી ઊઠતો, ધ્રૂજતો, એનું આખું શરીર પરસેવે રેબઝેબ થઈ જતું.

એગ્રિપીના પોતાનું દુઃખ પ્રગટ કરતી બોલી, "મારા નસીબમાં સુખ જ નથી. જન્મી ત્યારથી મારે સહન જ કરવું પડ્યું છે."

એક દિવસ પેલાસ આવ્યો હતો. વાતમાંથી વાત નીકળતાં પેલાસ બોલ્યો, "રાજમહેલના નીચેના ભોંયરામાં એક ડાકણ રહે છે તેની તો સિઝરને અસર નહિ હોય?"

નાર્સિસસને એ વાતમાં તથ્ય લાગ્યું. "ડાકણને કઈ રીતે હઠાવાય?" એણે મૂંઝવણ બતાવી.

"ડાકણને હઠાવવાની માથાકૂટ શા માટે? દુષ્ટ માણસ ન ખસે તો ભલાએ સલામતીની ખાતર હઠવું. સિઝરને જ બીજે સ્થળે લઈ જઈએ."

સિઝરને એ વાત કરી. સિઝરે એને એકદમ પસંદ કરી લીધી. સિઝર હવાફેર માટે ગયો.

એગ્રિપીનાએ હાથ પછાડ્યા. એને થયું કે સમય લંબાયો, પણ બીજો ઉપાય શો? રાજમહેલમાં એ આવી ત્યારથી એણે રાજસભામાં સિઝર વતી કામ કરવા માંડ્યું હતું, સિક્કાઓની પાછળ સિઝર સાથે એની મુદ્રા પણ અંકાઈ; પણ એ બધું એને સંતોષ આપતું નહોતું. એની ઇચ્છા હતી કે પરદેશોમાં લશ્કરોને ઘુમાવવાં, દેશો જીતવા, સર્વત્ર એના જ નામનો જયકાર બોલે ને એની જ આજ્ઞા પળાય. એવું કરવાની તો હજી એની પાસે સત્તા નહોતી. નીરો હજી વયમાં આવ્યો નહોતો. હજી તો એનું શિક્ષણ પણ પૂરું થયું નહોતું. સોળ વર્ષનો રોમન કુમાર તો કેવી છટાથી ભાષણ કરે, કેવા વિદ્વાનો સાથે વાત કરે, કેવાં બહાદુરીનાં કામો કરે – નીરોને એ બધું કરતાં હજી બે ત્રણ વરસ રાહ જોવી પડશે.

નીરોની કેળવણી એ જ એની પાસે આજે કામ રહ્યું.

એક દિવસ શેરીના લોકોનો માર ખાતો, ગમે ત્યાં સૂઈ રહેતો નીરો આજે પાણી માગતાં દૂધ પામે છે, આજે એને ઉમરાવો ને સરદારો પણ હેત કરે છે. એક દિવસ એને કેળવણી આપનાર – નાયકણ અને હજામ હતાં. આજે સેનેકા જેવો બહુખ્યાત શિક્ષક છે. એગ્રિપીનાએ સેનેકાને ખાસ એ માટે દેશવટેથી, એની દેશવટાની સજા માફ કરાવરાવીને, બોલાવ્યો હતો. ઉપરાંત સેનેકાનો વિદ્વાન ભાઈ ગેલિયો, સેનાપતિ પોલિબિયસ, ખાનદાન ખમીરનો બુરસ–એવા ઘણા હતા. આ વાતથી એગ્રિપીના કંઈક સંતોષ મેળવતી, અને કંઈક સંતોષ મર્યાદિત સત્તા ભોગવવામાંથી મળતો. પણ હજી આખરી નિશાન તો દૂર હતું. ત્રણ વરસ તો રાજમહેલમાં આવ્યે થઈ પણ ગયાં.



૩૦

# માતાની કેળવણી

જ્યારે નીરોને માટે એક બાજુ આટલું થતું હતું ત્યારે બીજી બાજુ નીરો જેટલાં જ, તેથી પણ વધુ હક્કદાર, બીજાં બે રાજસંતાનો—બ્રિટાનિકસ અને ઑકટેવિયા—મહારાણી મેસાલિનાનાં બે બાળકો હતાં. પ્રેમાળ ભાઈબહેન રાજમહેલના એક ખૂણાના પોતાના નાના ઓરડામાં પોતે જ પોતાની સંભાળ લેતાં પડ્યાં રહેતાં. એગ્રિપીનાએ એમને ઘણીવાર સારા અને મહેલના મુખ્ય ભાગના ઓરડામાં આવવાનું કહ્યું હતું પણ તેઓ ના જ પાડતાં. બહુ કહેવાથી એમની આંખમાં આંસુ આવી જતાં. એગ્રિપીના બહુ આગ્રહ ન કરી શકતી. એણે એમને માટે ગુલામો બરાબર રાખ્યા હતા, પોતે પણ ખબર કાઢતી, પણ રાજકાજને લીધે બહુ ખબર રાખવાનું ન બનતું. વળી જ્યારે એ જતી ત્યારે જોતી કે એ બાળકો તો ગુલામોને પોતાની પાસે બેસાડતાં, એમને કંઈક કંઈક શીખવતાં ને એમને ન આવડતું તો એમનું કામ પણ કરી આપતાં.

એગ્રિપીનાને એ બાળકો પ્રત્યે પરાણે પ્રેમ ઊપજતો, અને

ક્યારેક થઈ જતું કે એમની માતાથી એ બાળકોને છોડવીને એણે ભયંકર પાપ કર્યું છે. પણ એ વિચાર બીજા જોશીલા વિચારો આગળ બહુ વાર મગજમાં ન રહેતો.

"નીરો !" એગ્રિપીના નીરોને પાસે બોલાવીને કહેતી, "તું તારી સાથે ઑક્ટેવિયા ને બ્રિટાનિકસને આનંદ કરવા કદી બોલાવે છે કે નહિ ?"

"એંહ !" નીરો કહેતો. "મને તો એ લોકો ગમતાં જ નથી. અને મને એ લોકો ચાહતાં પણ નથી. એક વાર બ્રિટાનિકસ મને બતાડીને ઑક્ટેવિયાને કહે, "જો એહિનોબાર્બસ જાય !" એ લોકો મને એહિનોબાર્બસ કહે છે. એહિનોબાર્બસ શા માટે કહે ? હું તો એમને લાગ મળે તો મારું."

"નહિ નીરો, એ બહુ ભલાં છે. તું એમને પ્રેમ કરીશ તો તેઓ પણ તને પ્રેમ કરશે. વળી જો ઑક્ટેવિયા સાથે તો તારું સગપણ થયું છે ને થોડા વખતમાં લગ્ન પણ થશે. એ ઑક્ટેવિયાને તું પ્રેમ નહિ કર તે કેમ ચાલશે ?"

"મા ! મારી એક વાત માન. ઑક્ટેવિયા સાથે મારાં લગ્નની વાત તું ન કર. મને એની સાથેનાં લગ્ન નહિ ગમે."

"વાહ ! તું તો તારી મા કરતાં પણ વધુ સમજતો થયો ! હાં નીરો, કહે જોઈએ જોઉં, તું મને હેત કરે છે કે નહિ ?"

"ખૂબ–ખૂબ, તને તો ખૂબ પ્રેમ કરું છું." કહેતો નીરો માની ગોદમાં ઢળી પડયો.

"જો, ખુશામત આદરી ને ?"

નીરો માના ખોળામાં માથું હલાવવા લાગ્યો.

"એક બીજી વાત કહું, નીરો !" એગ્રિપીના બોલી. નીરોએ ઊંચું જોયું.

"તને ખબર છે તું શું થવાનો છે?"

"હા. લોકો કહે છે કે હું સિઝર થવાનો છું, પણ મને એ પસંદ નથી. સિઝરને તો કેટલી યે રીતે બંધાઈને રહેવું પડે છે."

"ના નીરો, એમ નથી. તું ઇતિહાસ ભણે છે કે નહિ? ઑગસ્ટસને કોનાથી બંધાઈ રહેવું પડતું હતું? એ તો બહુ ભલા હતા. પણ ક્રૂર ટાઈબેરિયસને કોઈ જ કંઈ જ કામ કરતાં અટકાવી ન શકતું. સૅનેટ સિઝર કરતાં વધુ સત્તાશાળી છે ખરી, પણ વ્યક્તિત્વવાળા સિઝર આગળ સૅનેટ નમી જાય છે, એટલે એમ ડરવાનું કારણ નથી."

"મને લાગે છે કે ભલા થવું અઘરું છે." નીરો બોલ્યો.

"ભલા કે બૂરા, પણ પ્રતિભા ન હોય તો કંઈ ન વળે."

"હું જો સિઝર થઈશ તો બધાને દબાવી રાખીશ."

એગ્રિપીના હસી, "હાં એમ, બધાને દબાવી રાખવા, તારા માર્ગમાં જે કોઈ આવે તેને ઉખેડી નાખવા, લેશ પણ દયા નહિ હોય તો જ તું રાજ્ય કરી શકશે."

મા–દીકરો વાતો કરતાં હતાં ત્યાં અચાનક સમાચાર આવ્યા કલૉડિયસની સ્થિતિ બહુ બગડી છે અને તે રોમ પાછા આવે છે.

અને એગ્રિપીના ઊભી જ થઈ ગઈ. એના મગજમાંથી બધી બાબતો ઊડી ગઈ, સિવાય કે એક બાબત–આ વખતે કલૉડિયસ ન છટકી જાય ને કામ થઈ જાય તે.



# ૩૧

## લોકસ્ટા

એગ્રિપીના ઝરૂખામાં આવી ડિયાનાની પ્રતિમા સામે જોઈને વિચાર કરતી હતી. એના મગજમાં યોજના ઘડાતી હતી અને ભાંગતી હતી. અચાનક એને યાદ આવ્યું કે રાજમહેલમાં એક ડાકણ હોવાની વાત બહુ થાય છે. ડાકણ એટલે શું હશે? સિઝરના મૃત્યુમાં એ ડાકણ ભાગ ભજવી શકે? પેલાસે શંકા કરી હતી તે તો વહેમ, પણ એ ડાકણ ગમે તે રીતે પણ જો ખરેખર કંઈ કરી શકે તેમ હોય તો એનો પૂરો ઉપયોગ લેવો ને કામ ઝટ પતાવવું. ઓરડામાં એ આંટા મારવા લાગી. એક ઓરડામાંથી બીજામાં ને બીજામાંથી ત્રીજામાં. પરસાળોમાં પણ ફરવા લાગી. પેલાસે રાજમહેલ નીચે ભોંયરું કહ્યું હતું તે ક્યાં હશે? એનો માર્ગ શોધવો જોઈએ.

મહેલમાં એક ડાકણ છે એમ બોલાય છે, એ ડાકણ ભોંયરામાં હોવી જોઈએ. એ ડાકણ કોઈ જીવંત મનુષ્ય જ હોવી જોઈએ એમ પણ એને યાદ આવ્યું.

એક વાર એ રાજ–ખજાનચી સ્ટેટિયસ ટોરેસના ચોપડા જોતી હતી તેમાં એણે 'લોકસ્ટાનો નિભાવ' એ એક રકમ વાંચી. એણે ટોરેસને પૂછ્યું, "આ શું છે?"

ટોરેસે એ કહેવાની ના પાડી. એગ્રિપીનાને આટલી સાફ રીતે ના પાડનાર કોઈ નહોતું મળ્યું. એ ત્રાડ મારીને બોલી, "આનું પરિણામ જાણો છો?"

"પરિણામ જે હો તે, બાદશાહ ટાઈબેરિયસે મને હુકમ કર્યો છે તે પ્રમાણે હું કરું છું."

એગ્રિપીનાએ ખૂબ લાલચો આપવા માંડી પણ ટોરેસે 'આભાર' એટલું જ કહીને એ બધી પાછી વાળી. એ બોલ્યો, "મહારાણી, મને દુઃખ થાય છે કે આપની આજ્ઞા હું ઉઠાવી શકતો નથી."

"તમે તમારી વૃદ્ધાવસ્થા ખરાબ કરો છો." કહીને એગ્રિપીના ચાલતી થઈ. ટોરેસ દીન વદને પાછળ જ જોઈ રહ્યો.

એગ્રિપીનાને આજે યાદ આવ્યું કે લોકસ્ટા એ કદાચ રાજપોષિત કોઈ ગુપ્ત વ્યક્તિ હોવી જોઈએ. કદાચ એ જ આ કહેવાતી ડાકણ હશે. એને વિષે નક્કી તો કંઈ જ જાણવા નહોતું મળ્યું. ટોરેસ સાથેની વાતોમાંથી જ એ જાણવા મળ્યું હતું કે તેના સિવાય એ વિષે બીજું કોઈ જ જાણતું નહોતું.

દૂર દૂરના ભૂતકાળની, એ છેક નાની અબોધ બાળકી હતી ત્યારની એને એક વાત યાદ આવી. એ નાની હતી ને પેલાસ પણ નાનો હતો. મહેલમાંથી તે એકલી એકલી બહાર ચાલી ગઈ હતી. પેલાસ એને પાછી લાવતો હતો ત્યારે એક રસ્તેથી ચાલતાં પેલાસે એને એ રસ્તા પાસેથી વાળી લઈને બીજા રસ્તા પર લઈ લીધી હતી. એ રસ્તો કયો? એ મહેલની નીચે આવીને પછી પાછી અંદર પ્રવેશી. મહેલના જુદા જુદા ભાગમાં જવાને ઘણા રસ્તા હતા, પણ

નાનપણની સ્મૃતિને આધારે રસ્તો પારખી પારખી એ એક રસ્તે ચાલવા લાગી. એ રસ્તે આગળ ચાલતાં બે રસ્તા ફંટાયા. એ બેમાંથી એક બાજુ ભોંયરાનો માર્ગ હશે એવી એને ખાતરી થઈ. થોડીવાર ઊભી રહી અનુમાન કરી એણે એક નેળ જેવો માર્ગ લીધો. ત્યાંથી ચાલતાં એ એક સીડી પાસે આવી. સીડી ચડી ઉપર ગઈ. ઉપર ચડતાં એક પરસાળ આવી. પરસાળમાં બે ઓરડા હતા. ઓરડા બંધ હતા.

એગ્રિપીનાને નવાઈ લાગી. મહેલમાં આવાં ઠેકાણાં હોય છે એની એને કલ્પના પણ નહોતી. એણે ભોગળો હચમચાવી, તાળાંને હાથથી ઝટકા મારી જોયા. તાળાં મજબૂત હતાં. એને વિચાર થયો, 'આ ખોલવું તો જોઈશે.'

તે દિવસે તો એ પાછી ફરી, પણ બીજે દિવસે એ સાધનો સાથે પાછી એકલી ત્યાં ગઈ. તાળાં તોડ્યાં, ભોગળો ખોલી ને ઓરડાઓમાં ગઈ. ઓરડામાં કશું નહોતું, સિવાય કે ધૂળના થર, ચાર દીવાલો અને છતો. પણ એક ઓરડામાં વધારાની એક સીડી પણ હતી. સીડીની ઉપરના લોખંડી ઢાંકણને તાળું લગાવેલ હતું. એણે તાળું ખોલ્યું.

ઉપર વળી એક ઓરડો આવ્યો. આ ઓરડામાં છત ઉપર વળી એક લોઢાનું ઢાંકણું હતું, પણ તે તો અગાશીનો માર્ગ હશે એમ એણે અનુમાન્યું. એની ઉપર બાજુથી પણ એ વાસ્યું હતું તેમ પણ લાગતું હતું. ભીંતમાં પણ એક બારણું હતું તે એણે ખોલ્યું. ઊંડે ઊંડે ક્યાં ય સુધી નીચે જતી એક સીડી દેખાઈ. નીચે તદ્દન અંધારું લાગતું હતું. સામાન્ય રીતે તો બીજાં એ જોઈ ને જ હેબતાઈ જાય. એગ્રિપીના તો સીડી ઊતરવા લાગી. એને ખાતરી થઈ કે ત્યાં જ ડાકણ હોવી જોઈએ. ડાકણ કોણ હશે, કેવી હશે એની એને

કલ્પના નહોતી. એણે પોતાની તલવારને બરાબર તૈયાર રાખી. છુટ્ટો ઘા કરીને મારવા છરા પણ હતો. ઘા ઝીલવા શરીરે બખ્તર પહેર્યું હતું.

એ જેમ જેમ નીચે ઊતરતી ગઈ તેમ તેમ એને અજવાળું લાગવા માંડ્યું. અવાજ ન થાય તેમ હળવે હળવે એ ઊતરતી હતી.

થોડાં પગથિયાં રહ્યાં એટલે એને દેખાયું કે એક ખાટલા પર એક કોઈ ડોસી જેવી નિર્બળ સ્ત્રી ગૂંચળું વળીને પડખું ફરીને સૂતી હતી. આ જ ડાકણ! એગ્રિપીનાએ ડાકણને ઓળખી.

નીચે ઊતરી એગ્રિપીના હળવેથી એની પાસે ગઈ. એને નીરખી નીરખીને જોવા લાગી. એનો દેખાવ ખરેખર બિહામણો હતો. એના જીંથરવીંથર રૂક્ષ વાળ, એના પાતળા હાડપિંજર જેવા હાથપગ, લાંબા લાંબા લાગતા પંજા ને મોટા નખ, મેલાં વસ્ત્રો ને મેલું ગંધાતું અંગ, ચિમળાઈ ગયેલી ચામડી અને કેટલી યે કરચલીવાળી રેખાઓ.

એગ્રિપીનાએ એના પગના અંગૂઠાને તલવારની અણી લગાડી. ચમકીને ડોસી બેઠી થઈ. એ કશું બોલી શકતી ન હોય તેમ લાગ્યું. તેની આંખો એગ્રિપીનાને જોઈને ફાટી રહી. એગ્રિપીનાને એની પ્રત્યે દયા ઊપજી. એને લાગ્યું કે આ ડાકણ નથી, આનાથી બીવું પડે એવી કોઈ આ સ્ત્રી નથી.

એણે પૂછ્યું, "કોણ છો તમે?"

ડોસી કેટલી યે વાર આ—આ—આ કરતી રહી, પછી બોલી, "તમે જાઓ, મને હેરાન ન કરો. મને ખાવાનું આપવા આવ્યાં છો?"

"તમને ખાવાનું કોઈ આપે છે?" એગ્રિપીના બોલી.

"ઉપરથી ફેંકી દે છે. પાણીનું ડબલું દોરીથી નીચે ઉતારે છે. જુઓ આ ડબલાં. કેટલાં છે? ગણો."

આખો ઓરડો કાટ ખવાયેલાં ડબલાંઓથી ભરેલો હતો.

"તમે કોણ છો?" એગ્રિપીનાએ પૂછ્યું.

"હું? મારું તમારે શું કામ છે? તમે કોણ છો?" ડોસીએ પૂછ્યું.

"હું બાદશાહ ક્લોડિયસની રાણી એગ્રિપીના."

"એગ્રિપીના? ઓ એગ્રિપીના, તમે તો ફરી પરણ્યાં, હજી તમને તમારા મૃત પતિનું દુઃખ છે? સારું થયું તમે મળ્યાં, બધા લોકોએ મને તમારા પતિની ખૂની ઠરાવી મારી છે, પણ હું તમને સાચું કહું છું કે હું ખૂની નથી."

એગ્રિપીના કંઈ સમજી ન શકી, એણે પૂછ્યું, "તમે કોના ખૂનની વાત કરો છો?"

"ઓહ, તમે તો એ વાતને પણ ભૂલી ગયાં છો, અને છતાં મને અહીં કેદ રાખી છે? હું વાત કરું છું તમારા પતિ – જર્મનીકસની. એશિયા માઈનોરમાં એમનું મૃત્યુ થયું ને?"

"જર્મનીકસ મારા પિતા. મારી માતાની પેઠે મારું નામ પણ એગ્રિપીના છે. તમને એના ખૂનના આરોપ માટે અહીં કેદ રાખ્યાં છે?"

"હા. પણ હું ખરું કહું છું કે જર્મનીકસના મૃત્યુની બાબતમાં હું કંઈ જાણતી નથી. હું ઝેરો બનાવતી એ ખરું, અહીં બેઠી બેઠી પણ બનાવ્યા કરું છું, મારી પાસે વનસ્પતિઓ છે, પણ એ હું કોઈને બતાવતી નથી, હું કોઈનું ખૂન કરતી નથી, હું કોઈને મારતી નથી, કોઈને મારવા પણ દેતી નથી. માત્ર જીવનથી કંટાળેલાંઓને જીવનથી છૂટવા પડીકીઓ અને બુટ્ટીઓ આપું છું. કોઈ મારી પાસેથી પોતાને જોઈએ છે એમ કહીને લઈ ગયું હોય અને પછી આપના પિતાને એ અપાયેલ હોય તો તે હું જાણતી નથી. પણ મેં પોતે એમાં સીધો ભાગ નથી લીધો. મને નાહક કેદમાં રાખી છે. મને અહીંથી છોડાવો, હું તમારા પગ પકડું છું."

ડોસી કલ્પાંત કરતી એગ્રિપીનાના પગ પાસે સૂઈ ગઈ. એના કલ્પાંતથી ઊંચી છતમાં સમુદ્ર જેવો ઘૂઘૂ એવો પ્રતિધ્વનિ ઊઠ્યો. આખો ઓરડો કરુણાનો શાંત સાગર બની ગયો.

" આપને હું મુક્ત કરીશ. "

" ખરેખર ! " હર્ષના આવેશથી બોલતાં ડોસી અવાક્ થઈ ગઈ.

" ખરેખર, પણ તમારે મને એક ચીજ આપવી પડશે. "

" એક નહિ, મારી પાસે છે તે બધું લઈ જાઓ. તમે જાણી શક્યાં છો કે બહારના મુક્ત જીવનનો અને આ ઊંડા અંધારા વચ્ચે ભેદ શો છે. હું તો જંગલમાં જન્મી, જંગલમાં ઉછરી, જંગલમાં જ મારું જીવન વીત્યું. લોકસ્ટા મારું નામ. આજે પચ્ચીસ વર્ષથી અહીં પડી છું. આ બંદી–જીવનનો ખ્યાલ કોઈને ય નહિ આવે. આહ! હું મુક્તિ પામીશ. મને મારા જંગલમાં જવા મળશે. આપને શું જોઈએ એ મને કહો. "

" મને આપની કળા શીખવો. " એગ્રિપીના બોલી. એની સામે ક્લોડિયસની મૂર્તિ આવી.

" ઓહ બેટી, એ શું માગ્યું ! " ડોસી બોલીને થોડીવાર અટકી. ફરી શરૂ કર્યું, " ના, એ તો ન આપું. એ તો જગતનો વિનાશ કરનારો શાપ છે. મારા એકના જીવન માટે જગતના વિનાશને હું નથી ઇચ્છતી. આપ જેવાં આવ્યાં તેવાં જ ચાલ્યાં જાઓ. ફરી મારી દયા ખાવા આવી મારા બાકી રહેલા ટૂંકા આયુષ્યને ઝેર કરી નાખવા ન આવતાં. "

એગ્રિપીના એના જવાબથી આશ્ચર્ય પામી. એણે ફરી કહ્યું, " તો મને એક જ નાની પડીકી આપો. "

ડોસી હસી. થોડીવાર શાંત રહી પછી એણે કહ્યું, " પડીકી નાની કે મોટી, ઝેર એ ઝેર, પણ લો હું એક પડીકી આપું છું, એ

પડીકી કેવળ માંદાને એની માંદગીની યાતનામાંથી છોડવીને મૃત્યુનું પરમ સુખ આપશે. એ પણ જલદ નથી આપતી."

ડોસી પોતાની પથારી પાસે ગઈ. ઓશીકું ઉખેળ્યું. અંદરથી એક પોટલી નીકળી. એગ્રિપીના જોઈ જ રહી–ડોસીનો પટારો અફલાતૂન !

લોકસ્ટાએ પોટલી છોડી અંદરથી પડીકીઓ કાઢી. પડીકીઓ હાથમાં લઈ આંગળીથી સ્પર્શવા લાગી. બુટ્ટીઓ પણ હતી, એને પણ સ્પર્શજ્ઞાનથી ઓળખવા લાગી. એગ્રિપીના એ ખજાનો જોઈ જ રહી. આખરે ડોસીએ એક પડીકી આપી.

"ખાવાના પદાર્થ ઉપર આ છાંટજો. એનો રંગ નહિ આવે, ચીકાશ નહિ આવે, કંઈ જ ખબર નહિ પડે. દરદીને માટે એ બહુ સરસ છે."

એગ્રિપીનાએ પડીકી હાથમાં લીધી.

"તમારે અત્યારે અહીંથી છૂટવું હોય તો અત્યારે પણ છૂટી શકશો." એગ્રિપીના બોલી.

"અત્યારે! અત્યારે તો મારી પાસે કપડાં પણ નથી, પૈસા પણ નથી. પણ કંઈ નહિ, મુક્તિ મળે છે એ ઓછું છે!" લોકસ્ટા બોલી.

"ચાલો મારી સાથે ઉપર, હું તમને બધું આપીશ. તમને તમારા ઘર સુધી પહોંચવાની વ્યવસ્થા કરી આપીશ."

લોકસ્ટાએ એકદમ પોતાની પોટલી સાથે લઈ લીધી અને સીડી ચડવા લાગી. સીડી ચડતાં ચડતાં એને હાંફ ચડવા લાગી. એગ્રિપીનાએ એને પોતાના હાથ ઉપર લઈ લીધી. એને ઉપાડતાં પોટલીમાંથી બે-એક પડીકીઓ અને બુટ્ટીઓ નીચે પડી ગઈ તે ડોસીના ધ્યાનમાં ન આવ્યું, પણ એગ્રિપીનાને ખબર પડી ગઈ.

ડોસીને ઉપર ઓરડામાં લાવી નીચે ઉતરાવી. અહીં ડોસીને થોડીવાર બેસવાનું કહી તે ઝડપથી બહાર નીકળી. પોતાના ઓરડામાં આવી ત્યારે એણે સાંભળ્યું કે કલોડિયસ મહેલમાં આવી ગયેલ છે. એગ્રિપીનાને લોકસ્ટા પાસે પહોંચતાં ને પાછાં વળતાં ખૂબ કલાકો લાગ્યા હતા. એણે હવે ફરીથી ત્યાં ન જતાં એસીરોનિયાને જ કહ્યું કે નીચે ડાકણવાળા મહેલના રસ્તામાં એક ડોસી બેઠી છે, તેને માટે ખૂબ કપડાં ખાવાનું ને પૈસા લઈ જા અને એને હમણાં શહેરમાં જ કોઈ ઘરમાં તારી સાથે રાખ. એને માટેની બીજી વ્યવસ્થા હું પછી કરીશ. બે–એક દિવસ પછી મને મળજે. પણ ધ્યાન રાખજે કે ડોસી ક્યાં ય એકલી ન ચાલી જાય.

એસીરોનિયાને બહુ કહેવું પડે તેમ નહોતું. એ ગઈ.

એગ્રિપીનાને થયું, ડોસીને સંભાળપૂર્વક એશિયા માઈનોર વિદાય કરી દેવી પડશે, નહિ તો એ વાત ફેલાવશે. જ્યાં સુધી કલોડિયસનું મૃત્યુ ન થાય ત્યાં સુધી તો ખૂબ સાચવવી પડશે.



## ૩૨

## યમદેવ – લક્ષ્મીનો ચાકર

એગ્રિપીના વ્યવસ્થિત થઈને ઝટપટ કલોડિયસના ઓરડા પાસે આવી. એ આવી કે તરત રક્ષકદળનો નાયક દરવાજા આડે ઊભો રહી ગયો, ઘૂંટણિયે પડીને એ બોલ્યો : "મહારાણી, મંત્રીશ્રીનો હુકમ છે કે કોઈ અંદર ન જાય."

એગ્રિપીનાએ હાથમાં ખુલ્લી પકડી રાખેલી તલવાર સહેજ ઊંચી કરી. એના ચહેરા પર ડરાવતા ભાવો આવ્યા, પણ રક્ષકાધિપતિએ એની સામે પણ ન જોયું, અને આડો જ ઊભો રહ્યો. પોતાની એ ઉપેક્ષાથી એગ્રિપીનાનાં અંગોએ ઝાળ ઊઠી.

એણે તલાવરની અણી રક્ષકાધિપતિની છાતીને બરાબર અડાડી દીધી, "મને જાણો છો ?"

"આપ મને જાણો છો ? હું એક ચીસ નાખું ત્યાં આપ હજાર સિપાહીઓથી ઘેરાઈ જાઓ અને આપને આપના ઓરડામાં બંધ થઈ જવું પડે."

એગ્રિપીના હસી. એના હસવામાં એ ભાવ હતો કે એ હજાર માણસોનો સામનો કરનારા પણ હજાર માણસો હતા. પણ ઘડીક માટે બાજી ન બગાડવાની ઇચ્છાથી ગમ ખાઈને એમ કહેવાને બદલે એણે કહ્યું, "મને, સિઝરની રાણીને, રોકવાનું કંઈ કારણ? મારે સિઝરની તબિયત જોવી હોય તો મને તે જોવા ન મળે? મને એની પૂરી માહિતી કેમ મળે?"

"એ તો ક્ષેનોફોનને પણ પૂછી શકો. આપ વચન આપતાં હો કે આપ અહીં જ ઊભાં રહેશો, તો હું ક્ષેનોફોનને બહાર બોલાવવા અંદર જાઉં."

એગ્રિપીનાએ મોં પર સંમતિસૂચક ભાવ બતાવ્યા અને કહ્યું, "મારે વિશેષ કશી જરૂર નથી એટલે એ વચન હું આપી શકું." રક્ષકાધિપતિ ગયો તેટલી વારમાં એગ્રિપીનાએ કેટલીક બાબતોનો વિચાર કરી લીધો.

ક્ષેનોફોન બહાર આવ્યો. એગ્રિપીનાએ આતુરતાથી પૂછ્યું, "ક્લૉડિયસની તબિયતના મને રજેરજ સમાચાર જોઈએ છે. મારા ઓરડામાં ચાલશો?"

"ચાલીશ." ક્ષેનોફોને કહ્યું.

એગ્રિપીના પગ લાંબા કરી શકાય એવા પીઠવાળા એક આસન પર બેઠી. ક્ષેનોફોન બાજુમાં એક બીજું આસન હતું તેના પર સીધો બેઠો.

"સિઝરની તબિયતના સમાચાર મારે પૂછવાના છે."

"તબિયત નરમ તો છે. બહાર હતા ત્યારે વચ્ચે ઘણી સરસ થઈ ગઈ હતી, પણ દારૂની ટેવ છૂટતી નથી એટલે ફરીને ખરાબ થઈ જાય છે. મુસાફરીમાં દારૂ નહોતો મળ્યો ત્યારે સારી ચાલી હતી. એટલે જો દારૂ નહિ લે તો શંકા નથી કે તબિયત સારી થઈ જ જશે."

"અને દારૂ લે તો? તો બહુ જોખમ છે?"

"દારૂ એમને લગભગ કોઠે પડી ગયો છે. એથી તબિયત ખરાબ તો રહે છે પણ ભયમાં નથી હોતી, શરીર ધીમે ધીમે ખવાતું જાય પણ દર્દ નથી થતું, એટલી શાંતિ મળે છે. જો આમ શરીર ખવાતું જાય તો જિંદગી લાંબી તો ન જ ચાલે એ દેખીતું છે. બહુ બહુ તો બે પાંચ વર્ષ જીવી શકે. ઉમર ચોપન વર્ષની તો થઈ જ છે, એ રીતે હવે વૃદ્ધાવસ્થા પણ તબિયતમાં ભાગ ભજવે છે. પણ જો દારૂ છોડી દે તો જીવનશક્તિ એટલી જોરદાર છે કે સિત્તેર એંશી વર્ષ જરૂર જીવી શકે. પણ દારૂ છૂટે એવી મને આશા નથી."

"હું એક વિચાર કરું છું." એગ્રિપીના બોલી. "સિઝરનું આયુષ્ય લંબાવવું નહિ." એણે સીધી વાત કરી.

"પ્રિયજન લાંબા લાંબા કાળ સુધી પીડાયા કરે તે જોવું મુશ્કેલ તો હોય છે." ક્ષેનોફોન બોલ્યો.

એગ્રિપીનાને થયું કે ક્ષેનોફોન સમજ્યો નહિ, પણ એને એ રીતે કામ થતું હોય તો તેમાં કંઈ ખોટું ન લાગ્યું. એ બોલી, "પણ હું તો ઇચ્છું છું કે એમનો અંત જેમ બને તેમ જલદી આવી જાય."

"એ તો કુદરતના હાથમાં છે." ક્ષેનોફોન બોલ્યો.

"માણસના હાથમાં કેમ નહિ?"

"માણસના હાથમાંયે ખરું, પણ એ વિચાર તો ભયંકર છે."

"જરૂર પડચે એવો ભયંકર વિચાર પણ કરવો પડે છે અને તેને અમલમાં લાવવો પડે છે. કલોડિયસને આપ કોઈ એવી દવા આપી દો કે એમના જીવનનો તત્કાલ નિકાલ આવી જાય." એગ્રિપીના ઠંડી રીતે બોલી.

આ શબ્દો, બોલવાની આ રીત, અને એગ્રિપીનાની ભાવહીન રેખાઓ જોઈને ક્ષેનોફોન ધ્રૂજ્યો.

"આપ બહુ કોમળ હૃદયના છો. ચિકિત્સકોએ તો દર્દીના ભલા ખાતર પણ ઘણી વાર કઠોર થવું પડે છે, આપ આવા કેમ છો?"

"આપ તો સિઝરના ખૂનની વાત કરો છો." ક્ષેનોફોન બોલ્યો.

"એમાં વાંધો શો છે?"

"સિઝર મને પગાર આપે છે એ એની સેવા બદલ, એનું ખૂન કરવાની મને તક મળે તે માટે નહિ."

"હું પગાર આપું તો મારી સેવા કરો ખરા કે?"

ક્ષેનોફોન જવાબ આપતાં ગૂંચવાયો. પછી બોલ્યો, "સિઝર પગાર આપે છે તે આપના તરફથી જ મળ્યા બરાબર છે ને?"

"ના, હું મારું ધાર્યું કામ કરાવવા માગું તે આથી ન થઈ શકે. બોલો; સ્પષ્ટ વાત; સિઝરને આપે એવું કોઈ રસાયણ આપી દેવું કે જેને પરિણામે તે પાંચ પંદર દિવસમાં ધીરે ધીરે અસર પામીને મૃત્યુ પામે. કરી શકશો! આપ અન્તિયોશના વતની છો, આપનાં સ્ત્રીબાળકો અન્તિયોશમાં છે, આપ એમને સુખમાં જોવા નથી ઇચ્છતા? આપની પણ હવે બહુ વૃદ્ધાવસ્થા થઈ. આપનો હવે આરામ લેવાનો સમય થયો છે. લો આ, મોતીની કીમતી માળા છે. એક એક મોતીની કિંમત હજાર હજાર સિસ્ટેર છે." એગ્રિપીનાએ ગળામાં ઝૂલતી પોતાની સુંદર કીમતી માળા કાઢી આપીને ક્ષેનોફોન સામે ધરી.

ક્ષેનોફોનનું આખું શરીર ધ્રૂજતું હતું. એની વાચા અવાક્ થઈ ગઈ હતી. એગ્રિપીના થોડીવાર એની સામે વેધક દૃષ્ટિથી જોઈ રહી. જ્યારે ક્ષેનોફોને બહુ ક્ષણો વીતવા છતાં હાથ લાંબો ન કર્યો ત્યારે એણે માળાને નીચે પડી જવા દીધી ને ઊભી થઈને બોલી:

"કંઈ હરકત નથી. મારી ભૂલ થઈ કે મેં આપની ઉપર મહેરબાની કરવાનો વિચાર કર્યો. કામ તો હું જે કોઈ પ્રકારનું ધારું

તે મારી મેળે સહેલાઈથી કરી શકતી હોઉં છું, પરંતુ ઇચ્છા એવી રહે કે બીજાઓનો સાથ મેળવીને કરવું, જેથી પરબારું પતી જાય. આપ હવે જઈ શકો છો. પરંતુ એક વાત, જો આપે આ વાતનો ઇશારો પણ ક્યાંય કર્યો છે તો આપની જિંદગી સલામત નહિ રહે. આપનાં સ્ત્રીબાળકો અન્તિયોકમાં છે તેમને માટે પણ જોખમ સમજજો. મારા કામની હવે આપ ચિંતા કરશો નહિ, બાદશાહ ઉપર લાખ ચોકી હશે છતાં એ હું પતાવી લઈશ." બોલતી બોલતી એગ્રિપીના દરવાજા આગળ આવી અને ક્ષેનોફોન માટે તે ઉઘાડવા લાગી.

ક્ષેનોફોન ઊભો થયો પણ ઊભા થતાં એના પગ થરથર કંપતા હતા. એની સામે સિઝરનું ચોક્કસ મૃત્યુ તરી આવ્યું. એગ્રિપીનાને માટે એ કરવું અશક્ય નહોતું. સિઝરના મૃત્યુ પછી એગ્રિપીના સત્તામાં આવતાં પોતાની શી દશા થવાની તેની કલ્પના એને આવી અને એનો પગ દરવાજા તરફ જવાને ઊપડતાં થંભી ગયો.

"કેમ ? કંઈ વિચાર કરો છો ? આપની હિંમત હોય તો આપને હું અનુકૂળ થઈશ. આપ વિચાર તો કરો, આવા માંદલા બાદશાહના શાસનમાં પ્રજાની શી સ્થિતિ છે ? બાદશાહ પણ પીડાય છે, એની રાણીઓ પણ પીડાય છે."

"મારી પાસે જિવાડવાની બધી દવાઓ છે પણ મારવા માટેની દવા—"

"એ હું આપું. આપ જે કહેશો તે બધી મદદ હું આપીશ. આપે કરવાનું એટલું કે જે પદાર્થ આપું તે સિઝરના ખાદ્યપદાર્થ પર છાંટી દેવો. કંઈ શંકા ન આવે એવો એ પદાર્થ છે. એથી અસર તરત પણ નહિ થાય, એટલે આપની પાસે સિઝરના મૃત્યુ માટે બહાનું પણ રહેશે કે એમની તબિયતે એમને છેહ દીધો—બહુ દારૂએ એમનો નાશ કર્યો."

ક્ષેનોફોન ધ્રૂજતો ઊભો રહ્યો. એગ્રિપીનાએ લોકસ્ટાએ આપેલી પડીકી કાઢીને એના હાથમાં મૂકી, અને પછી નીચી નમીને માળા ઉપાડીને તે પણ ક્ષેનોફોનના હાથમાં મૂકી, "સંકોચાવાની જરૂર નથી, આ તો નોકરીનો બદલો છે."

ક્ષેનોફોને માળા લીધી. મોતીના તેજ નીચે પડીકીનો અંધકાર ઢંકાઈ ગયો.

એ બહાર નીકળ્યો.



૩૩

## અંધકાર ઊતરે છે

ક્ષેનોફોન સિઝરના ઓરડામાં આવ્યો ત્યારે સિઝર હજી ઊંઘતો જ હતો. એને થયું, 'સિઝર શાશ્વત કાળ આમ જ સૂતો રહેવાનો હોય તો કેવું સારું! તો હું અત્યારે જ અન્તિયોશ ભાગી જઉં.' વિચારમાં એ ઊભો હતો ત્યાં જ સિઝરે ઉંહકારો કર્યો ને પછી ચીસ પાડી, "ઓહ!" ને એકદમ બેઠો થઈ બેબાકળી આંખોએ ચારે તરફ જોવા લાગ્યો.

"શું થયું!" ક્ષેનોફોને પૂછ્યું.

"એગ્રિપીના અહીં આવી હતી?" ક્લૉડિયસે પૂછ્યું.

"મહારાણીજી બહાર ઊભાં રહીને આપની તબિયતના સમાચાર પૂછી ગયાં. તબિયત સારી છે એ જાણીને આનંદ પામીને ચાલ્યાં ગયાં. આપ ઊંઘતા હતા એટલે તકલીફ આપવા અંદર ન આવ્યાં." ક્ષેનોફોન બોલ્યો.

"ત્યારે તો મારી ભ્રમણા જ. વાસ્તવમાં તો એગ્રિપીના મારા પર પ્રેમ જ રાખતી લાગે છે."

"જી હા." ક્ષેનોફોન બોલ્યો.

"હાં ક્ષેનોફોન, આટલા દિવસ સુધી મેં ધીરજ રાખી, તારું કહ્યું માન્યું, હવે આજે તો લાવ, લાવ લાવ, વધુ નહિ, એક જ પ્યાલી."

"સિઝર જુએ છે કે દારૂથી એમની તબિયત ખરાબ થાય છે, તો પછી દારૂ શા માટે માગે છે?"

"ઓ યાર, એક પ્યાલીમાં શું થઈ જવાનું હતું? લાવ લાવ."

ક્ષેનોફોને એક પ્યાલી ભરી આપી.

"વાહ, કેવી છે લિજ્જત, ભરી દે દોસ્ત એક બીજી પણ. મનગમતી મજા માણસને ન મળે તો જીવન જીવવાનો લાભ પણ શો? લાવ, આનાકાની ન કરજે. ઇચ્છા હોય તો તું પણ લે."

"જી ના, મને એ પસંદ નથી, આપ જ લો." ક્ષેનોફોને બીજી પ્યાલી ભરી આપી.

"શું યાર, તું યે લોભીનો સરદાર લાગે છે. તને ખબર છે હું કોણ છું? રોમન સામ્રાજ્યનો સર્વસત્તાધીશ સિઝર. દારૂ જેવી મામૂલી ચીજમાં યે મારે સંકોચ ભોગવવો પડે? લાવ, જેટલા હોય તેટલા બધા કૂજા અહીં ટેબલ પર મૂકી દે. બસ, તું ભરી આપ ને હું પીતો જઉં. એગ્રિપીના જેવી પાનારી હોત તો લહેર પડત, પણ ખેર!" ક્લોડિયસે કૂજો જ હોઠે માંડયો.

ક્ષેનોફોનને બીક લાગી કે બાદશાહ વધુ પીશે તો બેશુદ્ધિમાંથી બેચાર દિવસે ય પાછા ઊઠશે નહિ અને એગ્રિપીનાએ સોંપેલ કામ બગડશે, એટલે એણે કહ્યું, "હવે જમ્યા પછી પીજો. બહુ પિવાશે તો જમવાનું બનશે નહિ."

"હા, એ બરાબર કહ્યું. દારૂની જ બધી મજા લેવા રહીશ તો જમવાની મજા બગડી જશે. પણ દોસ્ત, તો હમણાં જ એની ગોઠવણ

કર ને! ભલે કલાક પછી મળે, પણ જલદી મળવું જોઈએ. હેલો-ટસને અહીં બોલાવ ને! કંઈ નહિ, તું જ કહી દે કે સરસ ચીજ બનાવે. મારી પ્રિય ચીજ મધ-માખણની પૂરીઓ બનાવે."

"હું જ કહી આવું છું, હમણાં જ કહી આવું છું. સિઝર એકલા રહેશે ને એટલી વાર?"

"હા, એટલી વારમાં શું થવાનું છે? પણ રક્ષકાધિપતિ કોણ છે? એને કહી દે કે ચારે તરફ પહેરો મજબૂત રાખે. એ ખૂટલ તો નથી ને?"

"જી ના, નવા છે પણ બહુ જ વફાદાર છે."

ક્ષેનોફોન પાકશાળાના મુખ્ય ખાનસામા હેલોટસ પાસે ગયો. હેલોટસને એ એક બાજુ લઈ ગયો અને સિઝર માટે જલદી જલદી પૂરીઓ બનાવવાનું કહ્યું અને પછી પડીકી આપતાં કહ્યું, "સૌથી ઉપરની પૂરી ઉપર આ છાંટી દેવાનું. આ એક દવા જ છે. દવા છે તો નિર્દોષ, પરંતુ કદાચે એનું કંઈ ભળતું જ પરિણામ આવી જાય તો તમારે આ વસ્તુ જાહેર નહિ કરવાની. બદલો તમને સારો મળી રહેશે."

"મહારાણી મારી પાસે આવી ગયાં." પોતે બધું સમજે છે એમ બતાવતાં હેલોટસે કહ્યું.

એક કલાકમાં જ પૂરીઓ બનીને હાજર થઈ. બાદશાહ ઝોકાં લેતો હતો પણ ક્ષેનોફોને એને ઉઠાડ્યો. ખાવાનું નામ સાંભળતાં બાદશાહ બેઠો થઈ ગયો. "દારૂથી ભૂખ લાગી જાય છે."

કલોડિયસે પહેલી પૂરી લીધી. જીભ પર મૂકી. ભાવી. "હેલોટસ જેવો પાકશાસ્ત્રી શોધ્યો બીજો ન જડે. કેવી સરસ ચીજ બનાવે છે!"

કલોડિયસ એક પછી એક પૂરી વખાણ કરતો કરતો ખાતો ગયો. ક્ષેનોફોનને બીક પેઠી કે રખેને બહુ ખાવાથી દવાની અસર મોળી

થાય અથવા આફરો ચડીને ઊલટી થાય. એટલે એણે કહ્યું, "સિઝરે શરીરની આ સ્થિતિમાં બહુ ન ખાવું જોઈએ."

"ચાલ, કંઈ નહિ, તું ખુશ રહે. પણ હવે તારા વચન પ્રમાણે તારે દારૂ તો પાવો પડશે."

ક્ષેનોફોને પ્યાલી ભરી.

"અરે, પ્યાલીમાં મને શી મજા પડવાની હતી? કૂજો લાવ મારા હાથમાં."

"સિઝર એટલો બધો તો ન પીએ તો સારું."

"વાહ! તારી જ ઇચ્છા દરેક બાબતમાં કામ લાગે? ત્યારે મારા સિઝર થવાનો અર્થ શો?"

ક્ષેનોફોનને તો ડર હતો કે દારૂથી ઊલટી થશે એટલે એ આનાકાની કરતો હતો, પણ વધુ આનાકાની કરવાથી શંકા ઉત્પન્ન થાય એવી બીકે એણે કૂજો આપી દીધો.

ખૂબ પીધો. બહુ પીવાથી એને બકારી જેવું લાગવા માંડયું. પેટમાં ગડબડ જણાવા લાગી.

"ક્ષેનોફોન, આ તો ખરાબ કામ થયું. પૂરીઓ પેટમાં રહે એમ લાગતું નથી. કંઈ પચાવવાની દવા લાવ, જલદી લાવ, નહિ તો ઊલટી થઈ જશે."

ક્ષેનોફોનને ખબર ન પડી કે પચાવવાની દવા આપવી જોઈએ કે નહિ. જો એવી કોઈ દવા એ આપે અને પડીકીની અસર મારી જાય તો એગ્રિપીના એના પર પૂરું વેર વાળે. એ દવા માટે બેબાકળો થતો હોય તેમ ચાળા કરતો વખત કાઢી નાખવા લાગ્યો. પણ ત્યાં તો કલોડિયસે બૂમ મારી, "ઊલટી!"

ક્ષેનોફોન દોડ્યો. એના હાથમાં એક પીંછી હતી. કલોડિયસની ઊલટી બહાર નીકળે તે પહેલાં તેણે એને સુવાડી દીધો ને પીંછીને

મોંમાં ફેરવી. પીંછી ફરતાં ઊલટી બંધ થઈ ગઈ. ક્લૉડિયસના મોં પર શાંત ભાવો આવ્યા. ક્ષેનોફોન શું બનશે–શું નહિ એની ચિંતામાં ગભરાતો ઊભો.

રાત પડવા આવી હતી. નાર્સિસસ આવ્યો, "કેમ છે સિઝરને ?" એણે ક્ષેનોફોનને પૂછ્યું.

"બહુ શાંત છે. અત્યારે તો જમવાનું પણ લીધું. પણ દારૂ બહુ લીધો તે ન લીધો હોત તો ઠીક હતું. આ ટેવ જ એમનું મૃત્યુ વહેલું નિપજાવશે." ક્ષેનફોન બોલ્યો.

"એમનું તો એમ જ ચાલે છે. આમ ને આમ જ ભલે ને, બે પાંચ વરસ તો નીકળશે ને ? ત્યાં સુધીમાં તો બ્રિટાનિકસ સગીર વયમાં આવી જશે, પછી હું છુટ્ટો."

નાર્સિસસની કલ્પના નીરો અને બ્રિટાનિકસ વચ્ચે સિઝરપદની હરીફાઈ સુધી જતી હતી.

"જો દારૂનું માપ આજે લીધું તેમ જ લે તો ભય રહે." ક્ષેનોફોન બોલ્યો. "આજે તો અતિશય લીધો છે, ખાધું પણ ખૂબ જ."

"ભય પામવા જેવું મને તો નથી લાગતું. જુઓને, શાંતિથી ઊંઘે છે. સારું ત્યારે, હું જાઉં, જરૂર પડે તો બોલાવજો. આપ તો આખી રાત અહીં જ સૂવાના છો ને ?"

"હા, અહીં જ સૂઉં કે પછી બાજુના ઓરડામાં. રાત્રે ત્રણ ત્રણ કલાકને અંતરે તપાસવા માટે તો એમની પાસે જઉં જ છું." ક્ષેનોફોન બોલ્યો.

નાર્સિસસ ગયો.

ક્લૉડિયસ ઉપર ગાઢ રાત્રિની શાંતિ ઊતરતી હતી.



૩૪

## એકી સાથે બે થાપ

ઊંચા મહેલની અટારીમાંથી એગ્રિપીના રાતના અંધારાને ભેદી પોતાની આંખના કિરણને ફેંકવા મથતી હતી. ક્યાંક ક્યાંક નગરવ્યવસ્થાપકસભાના દીવાઓ ટમટમતા હતા. ક્યાંક ક્યાંક પહેરેગીરોના 'ખબરદાર'ના અવાજો થતા હતા. દૂર દૂર સુધી આકાશના અંધારાનો દરિયો ડોલતો હતો. એગ્રિપીનાને પેલો દિવસ યાદ આવ્યો જ્યારે તે પોન્ટિયાના ટાપુએ દેશવટે જતી હતી અને દરિયાકાંડા પર એક ટમટમિયાના તેજમાં નાનકડી દોરી ને ખીલાના એક નાના ડુબૂકુ અવાજમાં માછીમારના છોકરાઓ માછલાં પકડતા હતા. સમય એક ન હોવા છતાં વાતાવરણ એક જ લાગતું હતું. પણ મોટો ફેર એક હતો કે ત્યારે એ ટમટમિયાથી દૂર જતી હતી, આજે ટમટમિયાં એની નજીક આવતાં હતાં. એ જતી હતી અપ્રાપ્તિના પ્રાપ્તિસ્થાને, આજે એની પરમ પ્રાપ્તિ એની નજીક આવતી હતી. ડિયાનાની મૂર્તિ આજે એ હાથ લંબાવે ને હાથમાં આવે એટલી જ દૂર હતી.

એને વિચાર આવ્યો, ક્લેનોફોન પાસે જઈ આવું, જાણું તો ખરી કે શું થયું.

એ પોતાનો ઓરડો બંધ કરીને ચાલી. આજે તો રાજકુટુંબ ઘણું નાનું થઈ ગયું હતું. કેઈયસ અને ટાઈબેરિયસના કાળમાં એ વિશાળ હતું એટલે આજે ઘણા ઓરડા ખાલી હતા. એ એક ઓરડા-માંથી બીજા ઓરડામાં એમ ચાલવા લાગી. ચાલતાં ચાલતાં એક ઓરડામાં એ જરા થંભી ગઈ. ક્લોડિયસના મૃત્યુના વિચારો એના મગજમાં ચાલતા હતા તે પણ થંભી ગયા. એહિનોબાર્બસને એણે કેવી રીતે માર્યો હતો, ક્રિસપસને કેવી રીતે માર્યો હતો, આજની ક્લોડિયસને મારવાની એની રીત એથી જુદી છે શું? કેટલાં બધાં ખૂન? શા માટે? આ ખૂન? એનો પગ આગળ વધતાં અટકી ગયો.

આ ઓરડો!

આ એ ઓરડો હતો કે જ્યાં ટાઈબેરિયસે અનેક સરદારોની કતલ કરી હતી. આ એ ઓરડો હતો જ્યાં એના નાના ભાઈને ટાઈબેરિયસે ભૂખે માર્યો હતો. અહીં આગળ જ કેઈયસે આ અપવિત્ર સ્થાનને પવિત્ર કરી દેવાને ગુલામોને ભણાવ્યા હતા, પણ પછી એણે જ ટાઈબેરિયસની પેઠે અનેકની કતલ કરી હતી. નાનકડો જેમેલસ જાણે હજી ચીસો પાડીને કહેતો હતો–'ના, મારે મરતાં નથી શીખવુ, મારે મરવાની તાલીમ નથી લેવી. અને છતાં શેરિયા એની છાતીમાં હળવે હળવે તલવાર ખુતાડતો જાય છે. આ જ ઓર-ડામાં લોન્જિનસનું ધડ મસ્તકથી જુદું થયું અને ત્યાર પછી થોડી જ વારે કેઈયસ પણ શેરિયાને હાથે આ ભીંતની પેલી બાજુએ પડ્યો. કેસોનિયાની છાતીમાં પણ અહીં જ તલવાર ભોંકાઈ હશે અને કેસો-નિયાની નાની બાળકીનું માથું આ જ જમીન પર અફળાયું હશે.

આટલું બધું શેને માટે? મહત્ત્વાકાંક્ષા! કોની ફળી મહત્ત્વા-કાંક્ષા? એણે વ્યક્તિને કેટલો આનંદ આપ્યો?

એગ્રિપીના કદી નહિ અને આજે જ જીવનમાં પહેલી વાર કંપી ઊઠી. આ ભયંકર ઓરડો ! મેસાલિના અને સિલિયસના નિર્દોષ પ્રેમભાવભરપૂર ચહેરા એને પોતાની પાસે બોલાવતા હતા. ડોમિટા એની સામે કતરાતી આંખે જોતી હતી, જાણે કહેતી હતી–તું કંઈ છટકી શકવાની નથી.

લોહીથી ખરડાયેલી આ જમીન પરથી હમણાં જ તે લપટી પડશે એવો એને ભાસ થયો. એનો પગ પાછો વળવા લાગ્યો. ત્યાં એકાએક એ જોરથી ખડખડાટ હસી પડી, "હા–હા–હા ! મૃત્યુનો મને ભય ? આ જ ડિયાનાની મારી કલ્પના ? જીવનની પરમ આકાંક્ષા પૂર્ણ થાય એટલે સનાતન જીવન મળી ગયું. ક્લોડિયસનું મૃત્યુ થઈ જાય એટલે મારા સનાતન જીવનનો આરંભ થાય. કોણ છે મારી સાથે હરીફાઈ કરવાની હિંમત ધરાવનાર ?"

એ ઝપાટાબંધ ઓરડાની બહાર નીકળી. સિઝરનો ઓરડો બીજી બાજુથી બંધ હતો. એ બહારની બાજુ વળી. બહાર ચોકીદાર ઊભા હતા. ચોકીદારોને એણે હેરાન કરવાનો વિચાર છોડી દઈ ક્ષેનોફોનને જ બોલાવી લાવવાનું કહ્યું.

ક્ષેનોફોન આવ્યો, એ ગભરાયેલ લાગતો હતો.

"કેમ ?"

"આ બાજુ આવો."

એક ખૂણામાં બંને ગયાં. ક્ષેનોફોન બોલ્યો, "પડીકીની અસર જુદી જાતની થઈ."

"એટલે ?" ચમકીને એગ્રિપીનાએ પૂછ્યું.

"સિઝરના પ્રાણ એકદમ ઊડી ગયા લાગે છે. આપણી તો ધારણા હતી કે—"

"કંઈ વાંધો નહિ. પણ આમ કેમ થયું હશે?"

"દારૂ બહુ પીધો, પછી પૂરીઓ ખાધી, વળી ખૂબ દારૂ પીધો. ઊલટી થતી હતી એટલે તેને પાછી વાળવા મેં મારી દવાવાળી પીંછી ગળામાં ફેરવી. એ દવાએ અથવા દારૂએ પરિણામને ત્વરિત બનાવી દીધું હશે."

"સારું. કોઈ પૂછે તો કહેજો કે બહુ દારૂએ અણધારી માઠી અસર ઉપજાવી. લો, આ વધુ બક્ષિસ." એગ્રિપીનાએ પોતાના હાથ પરની હીરાની પોંચી કાઢીને ક્ષેનોફોનના હાથમાં આપી. "હવે મોડી સવાર સુધી કોઈને ખબર ન પડવી જોઈએ. ત્યાં સુધીમાં હું બીજી તૈયારી કરી લઉં."

"જી." ક્ષેનોફોને નમન કર્યું.

એગ્રિપીના ઉતાવળે પગલે પાછી વળી.

પોતાના ઓરડા સુધી આવતાં એણે આ પહેલાં ઘણીવાર જેનો વિચાર કરી લીધેલો તેનો ફરીને વિચાર કર્યો: કલોડિયસ પછી સિઝર-નામધારી કોણ? નીરો કે પોતે?

એની તો આકાંક્ષા હતી કે પોતાનું જ નામ સિઝર તરીકે બોલાય, પણ નીરો પાટવી કુમાર હતો, હવે સોળ વર્ષની ઉંમરે પુખ્ત વયના પુરુષ જેવો ખેસ પણ ખભા પર નાખતો. એની ચાલ, વાક્છટા એ બધું પણ સત્તાધારીને શોભે એવું બન્યું હતું. સૅનેટ પણ નીરોને જ પસંદ કરશે. સૅનેટમાં પુત્ર સામે જ પડી ને ફરીને કાવતરાંઓ કરવાં? એક નામને ખાતર હત્યાના પેલા ઓરડાની ભીંતોને લોહીના રંગે વધુ રંગવી? એ ઓરડો એની સામે પ્રત્યક્ષરૂપે થયો. ના ના, નીરો જ ભલે સિઝર બને. સત્તા તો મારી જ ચાલવાની ને? હુકમ લેવા તો સૌ મારી પાસે જ આવવાના ને? ડર તો સૌને મારો જ લાગવાનો ને?

એ નીરોના ઓરડા તરફ ચાલી.

નીરો તો ઊંઘતો હતો. એણે એને જગાડ્યો. નીરો એક મધુર સ્વપ્ન જોતો હતો. ઊંઘ બગડવાથી એ ખિજાયો. એગ્રિપીનાએ એનું બાવડું પકડી એને ઊભો કર્યો ને પોતાના ઓરડામાં પોતાની પાસે બેસાડ્યો.

"જો નીરો, જરા ધ્યાનથી સાંભળજે. આ તક ચૂક્યો તો ક્યાંયનો રહેવાનો નથી." એગ્રિપીનાએ એના ખભા પર હાથનું વજન મૂકી કહ્યું. નીરો એની સામે જોઈ રહ્યો.

"પહેલાં એક પ્રશ્ન પૂછું છું તેનો જવાબ આપ. તું સિઝર થવા માગે છે?"

"સિઝર? જરૂર, કેમ નહિ?" નીરોને સ્વપ્ન યાદ આવ્યું. સ્વપ્નમાં એને એક પ્રેયસી મળી હતી, એને એ વચન આપતો હતો કે 'હું થોડા વખતમાં સિઝર થઈશ એટલે તને મારી રાણી બનાવીશ.' એનું સ્વપ્ન તરત સાચું પડે એમ એને લાગ્યું.

"કાલે સવારે જ સિઝર બનવાનો હો તો?"

"ઓહ, એ તો હું ખૂબ જ પસંદ કરું."

"એને માટે તારી પાસે તૈયારી શી છે?"

"તૈયારી? તૈયારી શી જોઈએ?"

"પહેલી એ કે તારે મારી આજ્ઞામાં બરાબર રહેવું."

"એ શું કહે છે, મા? તારી આજ્ઞામાં હું ન રહું એ તે કદી બને? તું તો મને કેટલી વહાલી છે, મા! હું તો સિઝર નામનો રહેવાનો છું. તારે જ જેમ કરવું હોય તેમ કરજે ને! પણ મને એક બાબતની સગવડ તારે કરી આપવી જોઈશે." નીરો બોલ્યો.

"એ પછી. પહેલાં મારી વાત સાંભળી લે."

"જો, સેનેટની સભા તો રોજ સવારે વહેલી મળે જ છે. તારે બરાબર સમયે ત્યાં પહોંચી જવું અને સિઝર તરીકે તારે ભાષણ આપવું. બની શકશે?"

"સરસ રીતે બની શકશે."

"હું તો ત્યાં હાજર નહિ હોઉં, મારે કલૉડિયસના શબ આગળ રહેવું પડશે." એગ્રિપીના બોલી.

"કલૉડિયસનું શબ? કલૉડિયસ મૃત્યુ પામ્યા."

"હા. ત્યારે તો તું સિઝર બની શકે છે. પણ તારે હમણાં આ કંઈ કોઈને કહેવાનું નથી, બસ, જા તારા ઓરડામાં. તૈયાર થા."

નીરો પોતાના ઓરડામાં ગયો એટલે એગ્રિપીના પણ બહાર નીકળી. એસીરોનિયાને એણે સાથે લીધી ને એ પેલાસના નિવાસ-સ્થાને આવી. પેલાસ જાગીને એની પાસે આવ્યો. એગ્રિપીનાએ એક એકાંત ઓરડામાં એની સાથે વાતો કરી: "જુઓ પેલાસ, હું છેક નાની હતી ત્યારથી તમે મને જોઈ છે, મારી સંભાળ રાખી છે, મારા નીરોની પણ મારી ગેરહાજરીમાં ચિંતા રાખી છે. તમને હું મારા વફાદાર સાથી તરીકે ઓળખું છું."

"જી, હું આપનો અદનો સેવક છું." પેલાસ વચ્ચે બોલ્યો.

"જુઓ, સવાર પડતાં સુધી આ વાત બહાર લાવવાની નથી, એ વાત એ કે સિઝરનું મૃત્યુ થયું છે."

"સિઝરનું મૃત્યુ?" પેલાસ આશ્ચર્ય પામીને બોલ્યો.

"હા, પૂરું સાંભળી લો."

"સવારે નીરો સિઝર તરીકે જાહેર થશે. એનું તમારે રક્ષણ કરવાનું છે. સેનેટમાં એની તરફેણના મતો પણ કેળવવાના છે."

"આનંદ સાથે એ સેવા ઉઠાવીશ."

ત્યાંથી નીકળી એગ્રિપીના વેટેલિયસ, પીન્ટો, લુસિયસ અને બીજા જે જે અગ્રણી રાજસભ્યો હતા તેમને મળી. કોઈને પદવીની લાલચ આપીને, કોઈને પોતાના રૂપમાં, વાક્છટામાં કે અંગપ્રત્યાંગોના ભાવમાં ભોળવીને, કોઈને ધનની લાલચ આપીને એણે વશ કર્યા. "અમે આપની જ સેવામાં છીએ." સૌએ નીરોની તરફેણ કરવાનું વચન આપ્યું.

સવાર પડવા આવતું હતું. એગ્રિપીના મહેલમાં પાછી વળી. નાર્સિસસ હજી મહેલમાં આવ્યો ન હતો. એગ્રિપીના કલોડિયસના ઓરડામાં આવી. ક્ષેનોફોન જાગતો બેઠો હતો. એણે એને કહ્યું કે હું હવે સિઝરના મૃત્યુના સમાચાર જાહેર કરવા જાઉં છું. મહેલના બધા ગુલામોને બક્ષિસ આપતાં આ વાત કહેવી જોઈશે. તમે પણ નાર્સિસસને બોલાવવા કોઈને મોકલો.

એ પોતાના ઓરડામાં આવી. રાજમહેલનાં નોકરોમાં વેરવા માટે નાણાંની કોથળીઓ લીધી. જરા નીરોના ઓરડા તરફ ગઈ. નીરો સંપૂર્ણ રીતે સજ્જ થયો હતો. કસોથી આખો પગ બંધાઈ રહે તેવી જરીવાળી મોજડીઓ, ઘૂંટીથી પગના નળા સુધી રંગબેરંગી પટ્ટા, કમ્મરથી જાંઘ સુધીનો ચમકદાર કાળા રંગનો જાંઘિયો, જાંઘિયા ઉપર સોનેરી ઝૂલ, છાતી પર બખ્તરદાર અને પટ્ટીઓથી અપોચપ થયેલ ઉરવસ્ત્ર અને તે ઉપર જમણી બગલની નીચેથી છેક પગ સુધી પહોંચે તેવો ડાબા ખભા પર જતો ખેસ ને માથા ઉપર શિરસ્ત્રાણ. એ ટહેલતો ટહેલતો પોતાનું ભાષણ ગોખતો હતો. એગ્રિપીનાને પોતાના પુત્રની બાહોશી પર પ્રશંસાભાવ થયો.

રાજમહેલના તમામ ખિદમતદારો સિસ્ટેરોના ખોબાથી એગ્રિપીનાને નમી પડ્યાં. જ્યારે રક્ષકાધિપતિ અને નાર્સિસસ આવ્યા અને એમણે કલોડિયસના શબને જોયું ત્યારે તેઓ આશ્ચર્ય પામ્યા.

"ક્ષેનોફોન, આમાં કાંઈ દગો તો નથી? કાલે તો સિઝરના ચહેરા પર કેટલી શાંતિ હતી!" નાર્સિસસ બોલ્યો.

"કદાચ એ મૃત્યુની જ શાંતિ હોય." ક્ષેનોફોન બોલ્યો.

"પણ જ્યારે મહારાણી એગ્રિપીના કાલે બપોરને સમયે આવેલાં ત્યારે તો સિઝર સ્વસ્થ પણ લાગતા હતા. સવારે તો એમણે મારી સાથે કેવા ઉત્સાહથી વાતો કરી હતી!" રક્ષકાધિપતિ બોલ્યા.

"એ કદાચ બુઝાતા દીપકનો જ છેલ્લો ઝબકારો હશે." ક્ષેનોફોને બીજો પણ એવો જ જવાબ આપ્યો.

બંને સ્તબ્ધ થઈ ગયા. "મને પૂરતી શંકા છે. " નાર્સિસસ બોલ્યો.

"આમાં શંકા જેવું કંઈ છે જ નહિ. આપ કાલે આવ્યા ત્યારે જ મેં નહોતું કહ્યું કે સિઝરે બહુ દારૂ પીધો અને બહુ ખાધું તે જરા જોખમ ખેડવા જેવું થયું? એની જ અસર લાગી ગઈ."

પણ હવે કંઈ થઈ શકે તેમ નહોતું. એમણે તુરત જ શહેરમાં ભેરી વગડાવીને ક્લોડિયસના મૃત્યુ-સમાચાર ફેલાવ્યા. એ સમાચાર ફેલાતાં લોકોનાં ટોળાં રાજમહેલ આગળ ઊભરાવા લાગ્યાં. એગ્રિપીના શબ આગળ જ હતી.

એગ્રિપીના શબ આગળ આવી ગઈ હતી. નાર્સિસસે એને જોઈ. એને લાગ્યું કે આ ભયંકર સ્ત્રીનું જ કંઈ કાવતરું છે. એની તમામ મહેનત એક સ્ત્રીએ વણસાડી નાખી, એટલે એગ્રિપીનાએ જ્યારે કહ્યું કે શબને અગ્નિ પોતે મૂકશે, ત્યારે નાર્સિસસે વિવેક ગુમાવીને કહી નાખ્યું, "આપનાં જેવાં દ્રોહી—"

પણ ત્યાં તો એની નજર એગ્રિપીનાની ક્રોધમૂર્તિ ઉપર પડી. એના બાકીના શબ્દો એના મોંમાં જ રહી ગયા.

એગ્રિપીનાએ પણ નાર્સિસસને વળી જતો જોઈ એની સાથે હમણાં દુશ્મનાવટ ન બાંધવા માટે કહ્યું, "આપને બ્રિટાનિકસ માટે

પ્રેમ છે. બ્રિટાનિકસ મારો પણ પુત્ર છે. સિઝરને એ અગ્નિ મૂકે તોપણ મને વાંધો નથી."

બ્રિટાનિકસ અને ઓક્ટેવિયા પોકેપોક મૂકી રડતાં આવ્યાં. નાર્સિસસે એમનાં માથાં પોતાના ખોળામાં લીધાં ને એમને શાંત કર્યાં.

પ્રજાને તો ક્લોડિયસ તરફથી જરા યે જુલ્મ સહન કરવો નહોતો પડ્યો, ઊલટું કેટલુંક સારું એવું અનુભવ્યું હતું કે જે ઑગસ્ટસના રાજમાં જ થયેલું કહેવાતું હતું. એટલે એને ક્લોડિયસ ગયાનું દુઃખ લાગ્યું. એમણે મૃત ક્લોડિયસનો પણ જય પોકાર્યો. ક્લોડિયસના નામનો જય પોકારતું સરઘસ સ્મશાનભૂમિ તરફ જતું હતું. એ વખતે જ નીરો રાજસભામાં સેનેટને સંબોધી રહ્યો હતો:

બરાબર જ્યારે ક્લોડિયસના નામનો જયઘોષ થતો હતો ત્યારે રાજસભાગૃહની અંદર નીરોના નામનો જયઘોષ થતો હતો. કેવું વિચિત્ર! એકી સાથે બે ઘોષ!



૩૫

## સર્વશ્રેષ્ઠ માતા

નીરો એની માતાએ એને ધાર્યો હતો તે કરતાં તો ઘણો ચાલાક નીકળ્યો. આ પ્રસંગે શું કરવું જોઈએ એ એને એની મેળે સમજાઈ ગયું. એની માતા તો કલોડિયસની શબવિધિમાં હતી ત્યારે એ રાજમહેલમાં પોતાની સાથે પોતાના શિક્ષાગુરુ સેનેકા, સાહિત્ય-સાથી ગેલિયો અને બીજા મિત્રો અને સરદારોને લઈ ને બધી જગ્યાઓએ મુલાકાત લેતો ફર્યો. એની માતા પાસેથી એને ઘણાં નાણાં મળ્યાં હતાં તે એણે ખુશાલીની બક્ષિસ તરીકે ગુલામોને ને નોકરોને વહેંચ્યાં. રાજમહેલની મુલાકાત પતાવી તે સૈન્યોની મુલાકાતે ગયો. સૈન્યને ટૂંકાં ભાષણો આપ્યાં. પછી રથ પર ચડીને જાતે રથ હાંકતો શહેરમાં ફર્યો. એણે સિસ્ટેર્સ ઉડાડ્યા ને ભિખારીઓ ને ગરીબોને રાજી કર્યાં. ધનવાન કુટુંબોનાં ઘરોના ઓટલા આગળ ખાસ થોભ્યો ને એમનું આપેલ જવનું શરબત સ્વીકાર્યું. લોકોને આનંદ કરાવવા તે પોતાની આગળ મલ્લોને લડાવતો ગયો. વચ્ચે એક ઉપાહારગૃહમાં

થોડો ઉપાહાર લેવા થોભ્યો ને પાછો ચાલ્યો. ઉમરાવો અને સરદારોની ખાસ સભા બોલાવી સૌને ચડતા હોદ્દાઓ આપ્યા—કોઈ ને રાજમાન્ય કરી નિવૃત્તિ આપી.

આખા દિવસમાં બહુ થોડું ખાવાનું લીધું હતું છતાં એના ચહેરા પર સ્ફુર્તિ દેખાતી હતી. મોડી સાંજે એ મહેલમાં પાછો આવ્યો. આવતાં જ એણે એગ્રિપીનાને વિષે પૂછ્યું. ખબર જાણ્યા કે એગ્રિપીના પોતાના ઓરડામાં છે, ત્યારે તે ત્યાં દોડીને ગયો. માતા કંઈક વિચારતી બેઠી હતી તેની પાસે જઈ ને ઘૂંટણિયે પડયો.

માએ એના માથા પર પોતાના ગાલ અડાડયા ને એને કપાળે ચુંબન લીધું. “ બહુ થાકી ગયો હશે.”

“ ના મા, બહુ આનંદ પડયો.”

“ હવે તો સિઝરનો ઓરડો એ તારો ઓરડો. ચાલ, ત્યાં જઈ એ. ઓરડાને પવિત્ર કરાવી રાખ્યો છે.”

માતા–પુત્ર સિઝરના ઓરડામાં આવ્યાં. જે ઓરડામાં પોતાનું મુખ્ય સ્થાન કરવાને એગ્રિપીનાએ આટલાં વર્ષ પ્રચંડ જહેમત ઉઠાવી હતી તે જ આ ઓરડો. એણે ઓરડામાં ચારે તરફ નજર ફેરવી. એક ભીંત પર ગરુડના ચિત્રવાળી નાની ધજા એગ્રિપીનાએ જોઈ. એણે એ ધજા ઉતારી લીધી ને પોતાના હાથમાંનો રૂમાલ ત્યાં ચડાવી દીધો. એ રૂમાલ પર એણે જાતે ભરેલું ડિયાનાનું ચિત્ર હતું.

નીરોએ પૂછ્યું, “ આ શું મા ? ”

એગ્રિપીના હસી. એ બોલી, “ તારો પોશાક ઉતારવામાં મદદ કરવા લાગું અને એ વાત પણ કરું.”

એગ્રિપીના નીરોનો પોશાક ઉતારવામાં મદદ કરવા લાગી અને પોતાની આજસુધીની જીવનસફરનું વર્ણન કરવા લાગી.

વર્ણન કરતાં છેલ્લો પ્રસંગ આવ્યો ક્લોડિયસના આખરી સમા-

ચાર જાણવા જતાં હત્યાના ઓરડામાં એને જે વિચારો આવ્યા હતા તેનો. એ ગંભીર થઈને બોલી:

"તારી માનું ઘડતર જ કંઈ વિચિત્ર છે. લોકો એને લોખંડના કાળજાની માને છે. એવી એ નથી એમ તો નહિ, પણ એ નરમ પણ ખૂબ છે. એમ ન હોત તો એ એની માની લાગણીથી દોરવાઈ એહિનોબાર્બસનાં પ્રેમચક્ષુઓથી ભિંજાઈ, લગ્ન કરી લેત નહિ, જીવનને ગૃહિણીધર્મમાં જ વિલીન કરી દેત નહિ, નીરોને એ પ્રેમ કરત નહિ. એ જો લોખંડ સિવાય બીજું કશું ન હોત તો આટલાં વર્ષો એને સિદ્ધિ પાછળ કાઢવાં ન પડત. પરિણામ એનું એ આવ્યું છે કે આજે હું થાકી હોઉં એમ મને લાગે છે. મને આજે શંકા પેદા થઈ ગઈ છે કે ડિયાનાની કલ્પના બરાબર છે કે નહિ. તને હું—તારી મા—આ પ્રસંગ પરથી બોધ લેવાનું કહું છું. તું ઑગસ્ટસ બનવાનો નથી એ હું જાણી ચૂકી છું, માટે તું પૂરો ટાઈબેરિયસ બનજે, તો જ તું સિઝર રહી શકીશ. આ શિક્ષણ મેં તને આ પહેલાં પાકું કરાવી લીધું છે છતાં નવા જીવનના પ્રારંભમાં પણ તને એની ફરીને યાદ આપું છું."

નીરો ગંભીર રીતે સાંભળી રહ્યો. એણે મનમાં ઉચ્ચાર પણ કર્યો, "ટાઈબેરિયસ!" ને પછી બોલ્યો:

"ત્યારે તો આ ચિત્ર ઘણું ઉપયોગી, મા!"

"હા, એણે જ તને સિઝર બનાવ્યો." એગ્રિપીના બોલી.

"સિઝર બનવાની ઇચ્છા તો તને હતી, એ તેં મારે ખાતર તજી દીધી." નીરો મા પ્રત્યે કૃતજ્ઞભાવ અનુભવતો બોલ્યો. "હું તારો ઉપકાર કદી નહિ ભૂલું."

એગ્રિપીનાએ એક ક્ષણમાં નીરોના એ એક વાક્ય પર કેટલી યે આશાઓ બાંધી લીધી. એ બોલી, "સિઝર પરણેલો ન હોય તે તો ઠીક નહિ, નીરો! તારાં લગ્ન હવે તુરત થવાં જોઈએ."

નીરોએ લજ્જાથી નીચું જોયું.

મા–દીકરો થોડીવાર ચૂપ રહ્યાં. એગ્રિપીના પોતાની વાત ઉચ્ચારતી હતી ત્યાં નીરો બોલ્યો, “મા, તું ગુસ્સે તો નહિ થા ને?”

“કેમ?”

“જો મા, એક છોકરી છે, બહુ સરસ છે. બહુ રૂપાળી નથી પણ બહુ નમણી છે, મારા પર એને બહુ પ્રેમ છે. મને પણ એની પર પ્રેમ છે. એનું નામ આકટે.”

“આકટે? એ કઈ છોકરી?”

“અમે નાનપણમાં સાથે જ રમતાં. તું તો પોન્ટિયા હતી. એ છે ગરીબ. પહેલાં ગુલામ હતી, હવે ગુલામ નથી. એની સાથે મારાં લગ્ન ન કરાવી આપે?”

“ગુલામની છોકરી સાથે તારાં લગ્ન? નીરો, તું આ શું બોલે છે? તારાં લગ્ન તો ઑકટેવિયા સાથે કરવાનાં છે. આ વાત મેં તને પહેલાં પણ કહી છે.”

નીરો ચૂપ રહ્યો.

“જો નીરો, તારી મા તારા સુખને, તારી ઊર્મિ અને શોભાને અને તારા ઉજ્જવળ ભવિષ્યને પોતાની દૃષ્ટિ સમક્ષ રાખીને તારો વિચાર કરતી હોય છે તેવું તારે માનીને એની ઇચ્છાથી વિરુદ્ધની ઇચ્છા ન કરવી. બોલ જોઉં, તને મારા ઉપર હેત છે કે નહિ? મારી આજ્ઞા તું માનશે કે નહિ?”

નીરોએ પરાણે ગળામાંથી ‘હા’નો ઉચ્ચાર કર્યો.

“તું વિચાર કર, નીરો. આ મહેલ, આ ધન, આ માન, આ બધું તને કોણે અપાવ્યું?”

“તમે.” નીરોએ ઉચ્ચાર કર્યો.

"તો પછી મારી એક મામૂલી વાત પર તને આટલું ખોટું કેમ લાગી જાય છે?"

નીરોના મનમાં થયું કે એણે ખોટું લગાડવું જોઈતું નહોતું. એણે માનો હાથ પકડી લીધો ને એના પગ આગળ એ બેસી ગયો. માએ નીચા નમીને એના માથા પર ચુંબન લીધું.

એ જ સમયે રાતપહેરાના સંત્રી નાયકે આવીને રાત્રિસંકેત માગ્યો.

નીરોએ જરા પણ વાર લગાડયા વિના કહ્યું–'સર્વશ્રેષ્ઠ માતા!'

'સર્વશ્રેષ્ઠ માતા!' એગ્રિપીના સંકેતશબ્દ સાંભળીને ઊલટમાં આવી ગઈ. એના માથાને પોતાની ગોદમાં દાબી દઈ એ મધુર સ્વરે બોલી, "નીરો!"

"મા!"

થોડીવાર શાંતિ રહી.

માએ કહ્યું, "બસ, સૂઈ જા આજે વહેલો. બહુ થાકયો છે. તારા ઓરડા ઉપર પાકી ચોકી છે એટલે તને ભય નથી."

નીરો બિછાનામાં ગયો. એગ્રિપીના પોતાના ઓરડા તરફ ગઈ.

એ ઓરડા આગળ આવી ત્યારે એસીરોનિયા એની રાહ જોતી ઊભી હતી. એને યાદ આવ્યું કે એણે એસીરોનિયાને લોકસ્ટાની પાછળ મોકલી હતી. એણે આતુરતાથી પૂછ્યું, "બરાબર રાખી આવી?"

એસીરોનિયા થોડીવાર તો કંઈ જવાબ જ ન દઈ શકી. એગ્રિપીનાને શંકા થઈ. એણે ફરી પૂછ્યું, "કેમ?"

"એનો પત્તો નથી!" એસીરોનિયાએ જવાબ આપ્યો.

"પત્તો નથી?" એગ્રિપીનાના શબ્દોમાં એટલું બધું આશ્ચર્ય હતું, એમાં ભયનો પણ રણકો હતો, કે એ ગળાની બહાર પણ પૂરા ન નીકળી શકયા.

"અહીંથી હું તરત દોડતી જ ગયેલી, પણ તે જ વખતે એ ગૂમ થઈ હતી. મારાં વિશ્વાસુ દોસ્તોને મેં અહીંતહીં ખૂબ દોડાવ્યાં, મેં પણ આખો દિવસ કંઈ જ ખાધા પીધા વિના શોધાશોધ કરી છે, પણ એ ક્યાંય દેખાઈ નથી. નહિ શેરીઓમાં, નહિ બજારમાં, નહિ નગર બહાર."

એગ્રિપીના થોડીવાર સ્તબ્ધ જ ઊભી રહી, પછી માથું હલાવીને બોલી, "ભલે ન જડી. આપણે કંઇ એની ચિંતા નથી." ને પછી એસીરેનિયાને વિદાય કરી એ ભોંયરાના માર્ગ તરફ એ જ વખતે ચાલી. ખૂબ મોડી રાત્રે એ પાછી પોતાના ઓરડામાં આવી ત્યારે ચોકીદારે એને પડકારી. એને તરત જ યાદ આવ્યું ને રાત્રિસંકેત આપ્યો, "સર્વશ્રેષ્ઠ માતા" ને આગળ જવાનો માર્ગ મેળવ્યો. ઓરડામાં આવી ઊંઘમાં પડતી હતી ત્યારે એના મનમાં એ જ શબ્દ ઘૂંટાતો હતો–'સર્વશ્રેષ્ઠ માતા!' ને એ સાથે ડિયાનાની મૂર્તિ ચિતરાતી હતી.



૩૬

## ડિયાનાની હરીફ

થોડા દિવસ તો નીરોને તૈયાર કરવામાં, એને સૂચનાઓ આપવામાં, રાજમહેલમાં શું ચાલે છે તે તપાસવામાં અને રાજનાં જુદાં જુદાં ખાતાંઓમાં ને જુદી જુદી વ્યક્તિઓમાં કંઈ ફેરફારો થાય છે કે નહિ તે જોવામાં એગ્રિપીનાએ ઘડીભરના થાક વિના વિતાવ્યા. જેણે જેણે ભૂતકાળમાં એનું અપમાન કર્યું, એનો વિરોધ કર્યો હતો, એની પ્રગતિ આડે પથ્થરો નાખ્યા હતા કે જેઓ જોરાવર લાગતા હતા તે તમામને એણે સાફ કર્યા–પોતાની, જલ્લાદની કે ભાડૂતી ખૂનીની તલવાર નીચે લાવીને મૃત્યુ પમાડયા કે હદપાર કરાવ્યા. ગાલ્બાની માતાએ એનું અપમાન કર્યું હતું તે વાત તો એ કેમ જ ભૂલે? પણ વેર લેવા જેટલું ય એ કમજોર ડોકરીને મહત્ત્વ આપતાં એનું સ્વમાન ઘવાતું હતું, એટલે બીજું કંઈ ન કરતાં ગાલ્બાને સ્પેનમાં સૂબા તરીકે મોકલી દઈ એની માતાને પોતાની સામેથી ખસેડી. હવે એને એનું આકાશ સફર કરવા માટે સાફ લાગ્યું.

નીરોએ પણ માતાના શિક્ષણને 'દીપાવવા' જ માંડ્યું હતું. માતા એને સત્તા તો ભોગવવા દેતી જ નહોતી—એ કામની જંજાળથી એણે એને મુક્ત રાખ્યો હતો, એટલે એને માટે સુખચેનનું એક કામ રહ્યું હતું. અને ચેનબાજી માટે જોઈતાં નાણાં અને બીજી વસ્તુઓ મેળવવા એણે ધનવાનોને પકડવા માંડ્યા.

માતાને ખુશ કરવા એ ઠંડે કલેજે, માતા કોઈ પણ વ્યક્તિ ઉપર કોઈ પણ જાતના હુકમો ઉપર સહી માગે એટલે તેની ઉપર, સહી કરી આપતો. એ રાજસભામાં પણ ગમે તેનું અપમાન કરી નાખી શકતો. એગ્રિપીના બધું જાણીને હર્ષ પામતી. નીરો એ વર્તનથી ટેવાતો જાય છે એ જોઈને એને થતું કે આ જ રીતે આગળ વધીને એ પોતાનો પ્રભાવ જમાવશે. આમ છતાં ય એને એ વાતનો સંતોષ હતો કે એ એનાથી તો ડરતો જ રહેતો. હવે નિરાંતથી એણે નીરોનાં લગ્નની ધમાલ પતાવી. એણે જોયું કે નીરોએ કમને જ ઓકટેવિયાને પોતાની પત્ની તરીકે પોતાના ઓરડાનો ઉંબર ઓળંગાવ્યો. પણ એણે માન્યું કે એ સિવાય નીરો કરી શું શકવાનો? સૂર્ય જેવા પ્રતિભાશાળીઓએ પણ એની પાછળ ચાલવું પડશે તો નીરો કોણ બીચારો!

હવે એણે બીજા અગત્યના કામ તરફ નજર ફેરવી. એહિનોબાર્બસ અને ક્રિસપસની અને ક્લોડિયસ પાસેથી મળેલી એની મિલકત વપરાઈ જવા આવી હતી. એ મેળવવા માટે એણે રાજનો ખજાનો હાથ કરવાની જરૂર હતી. એનો વિચાર હતો કે જો બીજી રીતે એ મળતો હોય તો સૅનેટ પાસે એ પ્રશ્ન હમણાં નથી લાવવો.

સ્ટેટિયસ ટોરેસ ખજાનચી હતો. તેની પાસે એ આવી. ટોરેસે એની ઉગ્રતા એકવાર જોઈ હતી કે એ આવતાં એને માઠાં ચિહ્ન દેખાયાં. વળી એગ્રિપીના હવે તો સત્તાધીશ હતી. એગ્રિપીનાને હસીને એણે આવકાર આપ્યો.

એગ્રિપીના એક આસન પર બેઠી અને ટારેસને પણ બેસવા કહ્યું.

"મારે નાણાંની જરૂર છે. રાજનો ખજાનો આપની પાસે રહે છે. મારે આપની પાસે સીધાં નાણાં માગવાં કે સેનેટ દ્વારા?" એગ્રિપીના બોલી.

ટારેસને એકે ય જવાબ આપવો ઠીક ન લાગ્યો, એ બોલી ન શક્યો.

"જલદી જવાબ આપો. પેલા વખતની પેઠે આજે હું કામ વિનાની વ્યક્તિ નથી કે આપના જવાબની રાહ જોવામાં ને આપને સમજાવવાની દલીલ કરવામાં હું મારો સમય ખર્ચી શકું."

"નિયમ તો એ છે કે—"

"નિયમની હું વાત કરતી નથી."

"હું નિયમથી ઊલટો નહિ વર્તી શકું. સેનેટે મારામાં જે વિશ્વાસ મૂક્યો છે તેને મારે પાળવો જોઈએ." ટારેસને સ્પષ્ટ થવાની ફરજ પડી.

"એટલે, મારે સેનેટને પૂછવું?" એગ્રિપીનાએ ઉગ્ર રૂપ ધર્યું.

"જી–" ફરી અચકાતાં અચકાતાં ટારેસ બોલ્યો.

"વારુ, હવે બીજી વાત. પેલું લોકસ્ટાનું ખાતું હજી ચાલે છે?"

"જી, ચાલે છે."

"એ ચલાવવા પાછળ આપે કંઈ બુદ્ધિ ચલાવવાની ખરી કે નહિ? એ ખાતું હવે બંધ કરશો."

"સિઝરનો હુકમ—"

"સિઝર હું છું."

"એ તો ખરું, પણ નીરો—

"પૈસા નીરોની સહીથી મળે?" એગ્રિપીનાએ કહ્યું.

"પૈસા સિઝરની સહીથી મળે, પણ સૅનેટે વર્ષની શરૂઆતમાં નક્કી કરી આપ્યું હોય તેની મર્યાદામાં રહીને જ."

"એથી વધુ નહિ?"

ટોરેસે જવાબ તો આપી દીધો જ કહેવાય, છતાં એગ્રિપીના પૂછ્યા કરતી હતી તેનો હેતુ એ સમજી ગયો હતો. એ ગભરાઈને ચૂપ જ રહ્યો.

"આપ કંટાળો આપો એવા માણસ છો. મને લાગે છે કે આપ આ બહાનું કાઢી જૂની રૂઢિની ઓથે ખાતાં ચલાવી નાણાં આપના ઘરમાં નાખો છો."

"નહિ જી, એવું નથી," ટોરેસ ગભરાઈને બોલ્યો. "લૉકસ્ટા અન્તિયોકની એક સ્ત્રી છે, ટાઈબેરિયસે એને રાજમહેલના ભોંયરામાં પૂરી છે, એને ખાવાનું આપવા માટે ખોરાક અને માણસ માટે ખર્ચ કરવો પડે છે."

"જુઠ્ઠી વાત, તમે ચોર છો." એગ્રિપીના બોલી. "એ વિષે સૅનેટમાં તમને પ્રશ્ન થશે." એગ્રિપીના છેલ્લું વાક્ય બોલીને ચાલતી થઈ.

ટોરેસની ગભરામણનો પાર ન રહ્યો.

રાત્રે એ રાજમહેલમાં ગયો. ભોંયરાના માર્ગે ગયો. એણે અંદર જઈને જોયું, અંદર કોઈ નહોતું. એના આશ્ચર્યનો પાર ન રહ્યો. એ પાછો વળ્યો, એને લાગ્યું કે એની પ્રમાણિકતા પુરવાર થાય તેવું કશું નહોતું. લૉકસ્ટાને ખાવાનું ફેંકનાર નીચે ઊતરીને ભોંયરું સાફ કરવા જનાર ગુલામ પણ નહોતો. એને ખબર નહોતી કે એગ્રિપીના એની પહેલાં ભોંયરામાં પહોંચી ગઈ હતી. ભોંયરાના રક્ષકને અને ભોંયરામાંની ચીજોને એણે ઠેકાણે પાડી દીધાં હતાં.

અર્ધી રાત સુધી એને વિચારો આવ્યા કર્યા, આખરે એને

લાગ્યું કે આ કરતાં મૃત્યુ સારું. અર્ધી રાત્રે એ દોરડાથી અદ્ધર લટકી ગયો—એનો પ્રાણ ચાલ્યો ગયો.

ટોરેસ વશ ન થયો તેથી એગ્રિપીના ખૂબ રોષિત થઈ, પણ પછી એણે નિશ્ચય કર્યો કે મામૂલી માણસો સાથે એણે પોતાની પ્રતિભાને અથડાવવામાં જ ભૂલ કરી. છાણને કાપવા જતાં તલવાર જ ભોંઠી પડે, તલવારનો જ ચળકાટ એથી ઝાંખો પડે. હવે એણે પોતાની એ પ્રતિભાને રાજસભાના લોખંડી સ્તંભો સાથે અફળાવવાનો વિચાર કર્યો. બીજી સવારે એણે રાજસભામાં પોતાની વાત રજૂ કરી.

સિઝર નીરો હતો, પણ એણે તો કંઈ જ કામ કરવાનું રહેતું નહિ, એટલે એ તો મોટા આસન પર નિરાંતે અર્ધું શરીર લંબાવીને ઊંઘતો રહેતો. એગ્રિપીના એક ખૂણાના આસન પરથી સભાની બધી લગામોને ખેંચ્યા કરતી. ત્યારે એની દૃઢનિશ્ચયી, પાતળી ને ઊંચી મૂર્તિ બે હાથને પાછળ જોડીને બેપરવાઈથી ઊભી થઈને બોલી કે "રાજસભાને હું હુકમ કરું છું કે એણે રાજનો ખજાનો મારે હવાલે સોંપવો. પગારદાર ખજાનચીઓના હાથમાં એનો ગેરવહીવટ થતો હોવાનો મારી પાસે પુરાવો છે." ત્યારે સભા ચમકી ગઈ. આવી તોછડાઈથી અને આવી બેહૂદી વાત તો જુલમી ટાઈબેરિયસે પણ નહોતી કરી.

લગભગ બધા સભ્યો મનમાં મનમાં એની વિરુદ્ધ ચડભડવા લાગ્યા, પણ કોઈ ખુલ્લી રીતે બોલી શકતું નહોતું. સૌ એના ઉપકાર નીચે ઝાઝા થોડા દબાઈ ગયા હતા ને સૌને એની મારક શક્તિ વિષે ભયંકર કલ્પના હતી.

એગ્રિપીના ફરીથી બોલી, "રાજમંત્રીએ આની જાહેરાત કરવી જોઈએ."

રાજમંત્રી સેનેકા બન્યો હતો. સેનેકાની હદપારી માફ કરા-

વનાર એગ્રિપીના હતી એટલે એ એની વિરુદ્ધ બોલી શકે એમ નહોતો.

એ કેટલાક દિવસથી એગ્રિપીનાની જોહુકમીથી અને નીરો પરના દાબને કારણે સ્વચ્છંદતાના એના શોખને પૂરી રીતે મહાલવા ન મળતું હોવાથી અંદરથી એગ્રિપીનાને દૂર કરવાની તક શોધતો હતો, પણ ખુલ્લી રીતે કંઈ કરવાની એની હિંમત નહોતી. એને જવાબ આપવા માટે ઊઠવામાં વિલંબ થતો જોઈ એગ્રિપીનાનો ક્રોધ આસમાને ચડ્યો, "રાજમંત્રી તરફથી જવાબ મળવામાં કેમ વિલંબ થાય છે?"

સેનેકાને હવે ઊભા થવું પડ્યું. એ ઊભો થયો પણ કંઈ બોલે તે પહેલાં તો એક બીજી વ્યક્તિ એક ખૂણાના આસન પરથી ઊભી થઈ. એ હતો એશિયન સૂબો મારકસ સેલાનસ. હમણાં જ એ એશિયા માઈનોરથી આવ્યો હતો. સૌનું એની તરફ ધ્યાન ખેંચાયું.

" મને સમજણ નથી પડતી કે સિઝર કોણ છે? સિઝર નીરો છે કે એગ્રિપીના ? "

"સિઝર ? સિઝરના પદની આપ વાત કરો છો કે સિઝરની સત્તાની? સિઝરની સત્તા એગ્રિપીનાના હાથમાં છે." એગ્રિપીના છાતી જરા વધુ ફુલાવીને બોલી.

" સિઝરનું પદ અને સિઝરની સત્તા જુદી જુદી વ્યક્તિઓને આપવાની શરૂઆત કોણે, ક્યારે અને કઈ સત્તાથી શરૂ કરી ?"

આ પ્રશ્નો એગ્રિપીનાના ગાલ પર ઉપરાઉપર જાણે થપ્પડો મારતા હતા. એનું મસ્તક કંટાળાથી ધૂણી ઊઠ્યું.

" આપ મને બહાર મળજો, હું આપને એ બધું સમજાવીશ." એ બોલી.

" એ વસ્તુ અહીં સ્પષ્ટ થવી જોઈએ, કારણ કે એ પછી એનો હું વિરોધ કરવા માગું છું કે એગ્રિપીનાને સિઝરપદ નથી તેમ

સિઝરની સત્તા પણ નથી, નીરોને જ એ બંને મળેલ છે. જેને વિષે ઉચ્ચાર સરખો સિઝરે કર્યો નથી તે વાતને હું આગળ ચાલવા નહિ દઈ શકું.”

“ મારકસ સેલ્લાનસ, આપ રોમમાં નવા આવ્યા છો. આપને રાજસભાની નવી પ્રણાલિકાની હજી સમજ પડી નથી એટલે આપને માટે ઇચ્છનીય એ છે કે આપ ચૂપ રહો.” એગ્રિપીના શાંતિથી બોલી.

“ રોમની આ નવી પ્રણાલિકા છે? ,આ પ્રણાલિકાનો હું વિરોધ કરું છું. રોમનો ખજાનો એકલા રોમનગરનો નથી, રોમન સામ્રાજ્યનો છે; એ રોમનગરનો છે તેમ એશિયા માઇનોરનો પણ છે; ઈજિપ્ત અને સ્પેન, જર્મની અને બ્રિટન, આસીરિયા અને એથેન્સ–એ સૌ પ્રાંતોનું દ્રવ્ય આ એક ખજાનામાં એકઠું થાય છે. સિઝર કે સિઝરની માતા જેવી એક વ્યકિતના હાથમાં સામ્રાજ્યનો ખજાનો સોંપી ન શકાય. એ રાજસભાના જ નિયમન નીચે રહેવો જોઈએ.” મારકસ બોલ્યો.

“ આપ બોલી રહ્યા ? આપ હવે બેસી જાઓ. હાં સેનેકા, બોલો આપ જે બોલવાના હતા તે.”

“ નહિ, મને સંતોષકારક જવાબ નહિ મળે ત્યાં સુધી હું બેસવાનો નથી.’’

એગ્રિપીના આવી ધૃષ્ટતાથી ટેવાયેલી નહોતી. પીઠ પર જોડેલા હાથમાં રહેલી તલવાર આગળ આવી. એની અણી દેખાય તેમ સહેજ ઊંચી થઈ.

ક્લૉડિયસના મૃત્યુ પછી નાર્સિસસની વાચા જાણે હરાઈ ગઈ હતી. એની રાજદ્વારી શક્તિઓ શાંત થઈ ગઈ હતી. જીવનથી જાણે એના પ્રાણ ઉપરામ પામતા હતા. એણે મન સાથે નક્કી કર્યું હતું કે આમને આમ જીવન વિતાવવું. એ જીવનની પૂર્ણાહુતિ પણ લાવી દેત, પણ હજી એને માથે બ્રિટાનિકસની મોટી જવાબદારી ઊભી

હતી. એણે ધાર્યું હતું કે જુલ્મ કોઈનો લાંબો સમય ટકી રહેતો નથી, જુલ્મીનું આયુષ્ય હમેશાં ચાર ઘડીનું જ હોય છે. એક ઘડી જુલ્મથી કદાચ સૌ દબાઈ જાય, પણ બીજી ઘડીએ સૌ પાછા જાગ્રત થઈ જાય છે અને ત્રીજી ઘડીએ બળવો કરી ઊઠે છે. ચોથી ઘડીએ તો જુલ્મી હતો ન હતો થઈ જાય છે, અને આ ઘડીઓ કાંઈ લાંબી નથી હોતી. એટલે નાર્સિસસ આ બીજી-ત્રીજી ઘડી આવવાની રાહ જોતો જુલ્મીનું શાસન મૂંગી રીતે સહન કરતો રાજસભામાં બેસી રહેતો હતો. આજે એને લાગ્યું કે એ સહન કરવાની સીમા આવી ગઈ છે, એટલે એ હળવેથી ઊભો થયો ને બોલ્યો:

"એગ્રિપીના આ રીતે રાજ કરવા માગે છે? નીરોને બદલે એગ્રિપીના હુકમો આપે તેની સામે અમે કશું નથી બોલતા, કારણકે અમે માનીએ છીએ કે એગ્રિપીના મહાશક્તિમાન છે, કોઈ પણ પુરુષ-સિઝર જેવી બાહોશીથી સામ્રાજ્યને એ નિયમનમાં, મજબૂત અને પ્રગતિશીલ રાખશે. પરંતુ મારકસ સેલાનસ જેવા માનવંત સૂબાનું આવી રીતે અપમાન થાય તે ઇચ્છનીય સમજતા નથી. કોઈક દિવસ આ વસ્તુ રાજસભામાં ફૂટ પડાવશે કે જેનું પરિણામ આંતરવિગ્રહ અને દુશ્મનોની ચડાઈઓમાં જ આવશે, જે સામ્રાજ્યનો નાશ કરશે"

નાર્સિસસના આ ટૂંકા ભાષણથી આખી સભામાં જાગ્રતિ આવી ગઈ. સૌ પોતાનાં આસનો પર ગમે તેમ બેઠા હતા તે એકદમ ચમકીને બેઠા થયા.

એગ્રિપીના ચમકી. એણે આ પરિણામની આશા રાખી નહોતી, એના મગજમાં એક વિચાર આવી ગયો.

એણે કહ્યું, "આપને મારા હુકમમાં વિરોધ કરવા જેવું લાગ્યું તેથી મને નવાઈ લાગે છે. મેં આશા રાખી હતી કે આપ માનવંત સ્ટેટિયસ ટોરેસ પર મેં જે આડકતરો આક્ષેપ મૂક્યો તેનો પુરાવો માગશો અને હું એ આપને સહેલાઈથી આપી શકીશ, અને આપ

ખજાનાનો વહીવટ મને સોંપતાં અચકાશો નહિ, પરંતુ આપના મતો ઊલટી દિશાએ જાય છે એટલે મને લાગે છે કે થોડીવાર હું બહાર જાઉં. આપ મારા પ્રસ્તાવ ઉપર વિચાર કરો અને પછી છેલ્લો નિર્ણય રાજમંત્રીને સંભળાવો. આશા રાખું કે હું પાછી સભામાં આવીશ ત્યારે રાજમંત્રી પાસે ચોક્કસ જવાબ હાજર હશે."

એગ્રિપીનાના આસનની બાજુમાં જ સભાની બહાર નીકળવાની પાંખ હતી તેમાંથી એ બહાર ચાલી ગઈ, એના ગયા પછી સભામાં ખૂબ કોલાહલ મચી ગયો. પ્રથમ ડરતાં ડરતાં અને પછી ડર છોડીને વાત કરવાની હિંમત આવતાં સભ્યો મોટા મોટા અવાજે એગ્રિપીનાની માગણીનો વિરોધ કરવા લાગ્યા. "માનવંત સરદારોનું આ અપમાન છે, રાજવંશી ઉમરાવોનું આ અપમાન છે, રોમન પ્રજાનું અપમાન છે, સામ્રાજ્યનું આ અપમાન છે. સામ્રાજ્યનો આમાં વિનાશ છે, આપણો આમાં વિનાશ છે." એવા અવાજો મોટે મોટેથી થવા લાગ્યા.

પણ એગ્રિપીના પાછી સભામાં આવી ત્યાં સુધીમાં કોઈએ રાજમંત્રીએ એગ્રિપીનાને શું કહેવું એવો સ્પષ્ટ નિર્ણય તો કર્યો જ નહિ.

એગ્રિપીનાએ જ્યારે જવાબ માગ્યો ત્યારે સેનેકાએ નમ્રતાથી કહ્યું, "આ બાબત સામ્રાજ્યને ખૂબ ઊંડે સુધી સ્પર્શે છે એટલે એનો નિર્ણય કરતાં એકાદ દિવસની વાર લાગે એ સંભવિત છે, એટલે એગ્રિપીનાને જો એનો જવાબ આજે જ ન મળે તો તે બદલ તેઓ માફ કરે."

એગ્રિપીનાએ "રાજસભાનું એ રીતે માન રાખવામાં મને વાંધો નથી" એમ કહી સભાને તે દિવસે બરખાસ્ત થવાનું કહ્યું.



૩૭

# પછી ? પછી ? પછી ?

એગ્રિપીના રાજસભામાંથી નીકળી મહેલમાં આવી ત્યારે રોષથી એનાં અંગો તપેલા લોખંડ જેવાં બની ગયાં હતાં.

'હવે પછીનો માર્ગ ?' એનું મગજ તપીને વિચાર કરતું હતું.

'રાજસભા મંજૂરી ન આપે તો ? મારકસે નાર્સિસસને જીભ આપી. નાર્સિસસ સેનેકાને હિંમતવાન બનાવે. સેનેકા આખી રાજસભાને ઉશ્કેરી મૂકે અને રાજસભા નીરોને પણ પોતાના હાથમાંથી ઝૂંટવી લે તો ? લશ્કરની છેલ્લી સત્તા કોના હાથમાં ? લશ્કર માને કોનું ? સેનાપતિનું, સિઝરનું કે સૅનેટ ( રાજસભા ) નું ? સેનાપતિ પગારદાર સૅનેટનો કે સિઝરનો ? સૅનેટ કબૂલ ન રાખે તો સિઝર શું કરે ? સિઝર પાસે ખજાનો ક્યાં છે ? હવે તો પોતાની પાસે પણ ધન કેટલું રહ્યું છે ? અને એ ધન ચાલે પણ કેટલો વખત ? કર ઉઘરાવવાની સત્તા તો સૅનેટ પાસે જ છે. સૅનેટની બહુસંખ્યા કહે તે રીતે જ કર ઉઘરાવાય. સૅનેટની બહુસંખ્યાને વશ કરવા પૈસા

જોઈએ, પૈસા મેળવવા સેનેટ જોઈએ. પણ એમાંથી એક પણ હાથમાં ન હોય ત્યારે ?' એનું મગજ ગૂંચ ઉકેલી શકતું નહોતું.

રૂપનો મોહ એણે આજસુધી તો સૌને લગાડ્યો પણ હવે રૂપ-શસ્ત્ર પણ બુઠ્ઠું બનતું લાગ્યું, આજે સેનેટમાં એનું ધાર્યું ન થયું એ એની સાબિતી.

' જો ટોરેસ ત્યારે જ હાથમાં આવી ગયો હોત તો આમાંની એક પણ મુશ્કેલી ન રહેત. હજી જઈને ટોરેસને સમજાવું.' એને વિચાર આવ્યો.

પણ આ વિચારની સાથે જ એને પોતાના મોભાનો ખ્યાલ આવી ગયો. ' હું એગ્રિપીના ! એક નાચીઝ માણસ...!' પણ આ નાચીઝ માણસ પાસે જ એ નાચીઝ બની ગઈ હતી ! એણે મોભા તરફ આંખમિચામણાં કરી ટોરેસ પાસે જવાનું નક્કી કર્યું. સાથે એસીરોનિયાને પણ લીધી.

પણ જ્યારે એ ટોરેસના મકાને ગઈ ત્યારે એણે શોકભર્યો દેખાવ જોયો. એના મકાનને ટોડલે ઘડો ટિંગાતો હતો. ઘડામાં સાઈપ્રસ વૃક્ષની ડાંખળી હતી. બહાર સ્ત્રીઓનું ટોળું એકઠું મળ્યું હતું. પોતાની દાસી એસીરોનિયાને હકીકત જાણવા મોકલી. એસીરોનિયાએ પાછા આવીને ખબર આપ્યા કે માનવંત સ્ટેટિયસ ટોરેસે કાલે રાત્રે દોર-ડાથી ટિંગાઈને આપઘાત કર્યો છે. થોડીવારમાં એનું શબ નીકળવાનું છે.

" આપઘાત ? શા માટે આપઘાત ?" એગ્રિપીના નિષ્ફળતાના આઘાતથી ચમકીને બોલી.

" એના અભ્યાસખંડમાંથી એક નોંધપોથી મળી છે. તેમાં એણે લખ્યું છે કે એ પોતે આપઘાત કરે છે, કારણકે એને માટે એની પ્રમાણિકતાની પરીક્ષા એક એવી વ્યક્તિને હાથે નિર્માવાની આવી છે કે જેની પાસે એ સચ્ચાઈની આશા ન જ રાખે. અને

પછી આપની સાથેની વાતચીત અને મૃત સિઝર ટાઇબેરિયસના એક કેદીને ગુપ્ત રીતે સાચવવાના હુકમની લંબાણથી વાત લખી છે."

એગ્રિપીનાએ વધુ કાંઈ ન પૂછ્યું. એ પાછી ફરી ગઈ.

મહેલમાં પોતાના આરામગૃહમાં આવીને એ જોરથી આસન પર જાણે પછડાઈ હોય તેમ લાંબી સૂઈ ગઈ. એનું મગજ કંઈ જ વિચારતું નહોતું, કેવળ ઉશ્કેરાટથી ઉત્તપ્ત જ રહેતું હતું.

અચાનક એ ઝપ સરખી બેઠી થઈને ઓરડામાં આંટા મારવા લાગી. તલવારને પકડી. ક્રોધથી એનો હાથ ધ્રૂજતો હતો ને હાથમાંની તલવાર થરથર થતી હતી.

એસીરોનિયાને સાથે લીધા વિના જ એ સડસડાટ મહેલનાં પગથિયાં ઊતરી ગઈ.

મહેલમાં નીચે પાછલી તરફ જંગલ જેવું હતું. તેમાં ઝાડોને થડે ઘોડાઓ બાંધેલા રહેતા. એક થનગનતા ઘોડાને છોડી લગામ પકડી ત્યાંથી જ પલાણીને એ બહારની બાજુએ રસ્તા પર આવી ગઈ. દરવાજાના પાસવાનો ને સૈનિકો એના હાથમાં ખુલ્લી રહેલી તલવારને જોઈ રહ્યા. એમને બીક લાગી કે એગ્રિપીના આમ જ બજારમાં નીકળી ખેડૂત ખેતર ઝટપટ કોરું કરવા ઘાસ વાઢે તેમ માણસોનાં માથા વાઢવા લાગી જશે કે શું? એગ્રિપીના જરા આગળ નીકળી જઈને થોડી અટકી, ઘોડાને સહેજ પાછળ લીધો ને પાછળ રહેલા સિપાહીઓને આગળ જ નજર રાખીને પૂછ્યું, "મારકસ સેલાનસનું મકાન ક્યાં છે?"

એક સિપાહી આગળ આવ્યો. મુખ્ય બજારથી જમણી તરફની પાંચમી શેરીના નાકેથી જમણી તરફ ગઢની દીવાલે દીવાલે જતાં પહેલા દરવાજાની બહારના જંગલમાં એણે સેલાનસના મકાનનું ઠેકાણું કહી આપ્યું.

એગ્રિપીનાએ ઘોડો મારી મૂક્યો.

એ જંગલમાં આવી ત્યારે બંપોર નમતા હતા. મકાનના દરવાજે આવી ત્યારે સાંજ પડતી હતી. દરવાજા આગળ પાસવાનોનો નાયક સામો આવ્યો, પણ એગ્રિપીનાનો ચહેરો જોઈને જ એ બાજુ પર ખસી ગયો. રાજમાતાના અચાનક આગમનથી એ આશ્ચર્યમાં અવાક્ થઈ ગયો.

પણ એગ્રિપીના મકાનના અંદરના ચોગાનમાં પેઠી અને સીડીના સિપાહીઓને સેલાનસ વિષે પૂછતી હતી ત્યાં જ ઉપરથી સેલાનસ ઊતરતો દેખાયો. સેલાનસે પોતાની અગાશીમાંથી જ એગ્રિપીનાને જોઈ લીધી હતી. એ જંગલમાં દાખલ થઈ ત્યારે પણ એણે એને જોઈ હતી અને એને વિષેની કલ્પના કરી લીધી હતી.

સેલાનસે સ્મિત કરીને આવકાર આપ્યો, પણ એગ્રિપીનાથી સામું વિનયમાં સ્મિત પણ થઈ શક્યું નહિ. સેલાનસ ચમક્યો.

બંને ઉપરના બેઠકખાનામાં આવ્યાં.

"બધાં દ્વાર બંધ કરો ને !" એગ્રિપીના બોલી. સેલાનસે દ્વાર બંધ કર્યાં.

"ભોજનગૃહમાં જઈશું ?" સેલાનસ બોલ્યો.

"થોડું કામ આપની સાથે પતાવવું છે અને તે માટે જંગલમાં જ જવું જોઈએ." એગ્રિપીના બોલી.

"કામ ? શું કામ ? જંગલમાં ?" સેલાનસ વધુ ચમક્યો.

"ઝટપટ પતે ને વાર ન લાગે માટે તલવાર ખુલ્લી જ રાખી છે. આપ જીવતા રહો એવું હું નથી ઇચ્છતી."

"આપ દ્વંદ્વ માગો છો ?" સેલાનસ અર્ધો ઊભો થઈ ગયો.

"આપનું મૃત્યુ માગું છું. અને તે આ રીતે" કહીને એગ્રિપીના એકદમ આગળ કૂદી આવી. અર્ધા ઊભા થયેલા સેલાનસની છાતી સુધી તલવાર બરાબર સીધી આવી શકી. હૃદયભાગમાં એકદમ

સીધી ઊંડી તલવાર ઊતરી ગઈ. સેલાનસ ઢખ્બ સરખો નીચે પટકાઈ પડ્યો.

અને એગ્રિપીના એકદમ દ્વાર ઉઘાડી ફરી તે બંધ કરી દઈને પટપટ સીડીનાં પગથિયાં ઊતરી ગઈ. નીચે ઘોડો ઊભો હતો તેની લગામ પકડી ઘોડા ઉપર ઠેકી જઈને લગામ ખેંચી. આરસના રસ્તા પર દાબડા પછાડતો ઘોડો દરવાજે ઊભેલા સિપાહીઓને ચમકાવતો પસાર થઈ ગયો.

રાત પહેલાં એગ્રિપીના પાછી પોતાના ઓરડામાં આવી ગઈ. જાણે થાકી ગઈ હોય તેમ તલવારને ખીંટીએ ભેરવી દીધી ને લાંબા આસન પર સૂતી. ક્યાં ય સુધી એ સૂઈ રહી.

ટોરેસ ગયો, મારકસ પણ ગયો. હવે...નાર્સિસસ !

પણ પછી સેનેકા ય ખરો ને ? જરૂર સેનેકાને પણ ટોરેસ અને મારકસને માર્ગે મોકલવો પડશે. જો સેનેકા એનાથી ગભરાયો હોત તો એણે રાજસભાને અવગણીને પણ પોતાની તરફેણની વાત ઉચ્ચારી હોત. આજે જેણે એની તરફેણની વાત ન ઉચ્ચારી તે કાલે એની વિરુદ્ધની વાત ઉચ્ચારી શકશે.

પણ સેનેકાની પછી—

પણ કાલે જ રાજસભામાં ટોરેસના આપઘાતના, ટોરેસે પોતાની નોંધપોથીમાં લખેલ હકીકતના, અને મારકસના ખૂનના સમાચાર તો ફેલાઈ જ જશે. એથી સભ્યો ભયથી દબાઈ જશે કે ? ટોરેસ ન દબાયો, મારકસ ન દબાયો, નાર્સિસસ ન દબાયો, સેનેકા નહિ દબાય–એક ન દબાઈને બે ન દબાનારાને તૈયાર કરે છે.

એગ્રિપીનાએ દાંત કચકચાવ્યા. સૂતી હતી ત્યાંથી ફરી બેઠી થઈ ગઈ. તલવારને ખીંટીએથી ઉતારી ફરીને હાથમાં લીધી. એને ઝુલાવવા લાગી.

પણ એને જાણે થાક લાગતો હતો. ખૂન ! દમન ! ખૂન !

એની નજર સામે ખૂનોની પરંપરા આવી.

ક્યાંથી આ પરંપરા ઊભી થઈ ?

મહત્ત્વાકાંક્ષા ! બધા એની આજ્ઞામાં રહે, બધા એના નામ માત્રથી ધ્રૂજે, આજ્ઞા ન માનનાર–એનાથી ન ધ્રુજનારને હેઠો પાડવા તે ઘોડા પર અહીં દોડે, ત્યાં દોડે, શરીરની પરવા કર્યા વિના, સમયની પરવા કર્યા વિના એ બધે ઘૂમી ઘૂમીને વિરોધીઓને નીચા નમાવશે.

એની આંખ સામે આખું જગત આખરે એની આગળ ઝૂકી ગયેલું દેખાયું. એ છાતી ફુલાવીને ઊભી રહી.

પણ તો ય એનાં અંગો તો ઊછળતાં જ હતાં. એના હાથ તો કોઈને મારવા મસળાતા જ હતા, એની તલવાર તો ખણખણતી જ હતી. હવે કોને મારવા ? આ બધા તો એને માથું નમાવે છે, આ બધા તો એની આજ્ઞાના એક એક બોલ પર જાન આપે છે, તો હવે કોને, શા માટે મારવાની જરૂર રહી ?

છતાં ય એણે કાપાકાપી ચાલુ રાખી. જે કોઈ આડે આવ્યું તેને વાંકે કે વગર વાંકે એણે કાપવા જ માંડયા.

પણ આમ તો થાક લાગે છે.

આ મહત્ત્વાકાંક્ષા ? તો એ તો પૂરી થઈ ગઈ. હવે ?

અને એની આજ્ઞામાં કોઈ આવવાની ના પાડે તો ?

દશ્યો શરૂ થયાં. નાર્સિસસને માર્યો, સેનેકાને માર્યો, બુરસને માર્યો, ટેગેલિનસને માર્યો, બધા સભ્યોને એણે મારી નાખ્યા. પ્રજા સામે આવી, એની પણ એણે કતલ કરી નાખી. ઓહ, આ શું ? નીરો, નીરો પણ એનો વિરોધ કરતો આવે છે ? નીરો કહે છે, ઑકટ-વિયાને હું નહિ પરણું, મને આકટે સાથે પરણાવો. હટ, નાલાયક ! ઍગ્રિપીના તુચ્છકારનો ઉદ્‌ગાર કાઢે છે પણ નીરો હઠ છોડતો નથી.

એ આક્ટેને પરણે જ છે, આગળ જતાં એ તો કહે છે, " સિઝર હું છું, સેનેટમાં હુકમ મારો, તમે કહો તેમ નહિ થાય !" " તું ? નીરો ? નીરો આમ બોલે છે ? મારો પુત્ર, મારો પ્રાણ, તે તું નીરો આમ બોલે છે ? તું પણ આવી જા મારી તલવાર નીચે ! "

દૃશ્યમાં એગ્રિપીના નીરો ઉપર તલવાર ઉગામે છે. અચાનક એનો હાથ અદ્ધર જ રહી જાય છે. એની તલવાર નીચે ઊતરી શકતી નથી. એની આંખે કમકમાં આવી જાય છે, કેટલી બધી લોહીની નદીઓ ? કોને માટે ? શાને માટે ?

મહત્ત્વાકાંક્ષા !

તલવારને એ દૂર ફેંકી દે છે. દૂર થા મહત્ત્વાકાંક્ષા ! તને સેવું, સેવું, ને સેવ્યા પછી આખર આ જ મળવાનું ? મારા જ પુત્રનું ખૂન મારે કરવાનું ? એ ખૂન પણ કરું, પણ પછી ચે મેળવવાનું શું ?

ના !

દૃશ્યો અળગાં થયાં ત્યારે એગ્રિપીનાને શરીરે પરસેવો વળી ગયો હતો. નાર્સિસસને મારવા જવા માટે હાથમાં લીધેલી તલવાર એણે પાછી ખીંટી પર લટકાવી દીધી.

એ બિછાના પર સૂઈ ગઈ. એ ક્યારે ઊંઘી ગઈ એની એને ખબર ન પડી. સવારે એ ઊઠી ત્યારે રાત્રે જાણે કંઈ જ ન બન્યું હોય એવું એને લાગતું હતું.

એ સ્વસ્થ ચિત્તે રાજસભામાં આવી. રાજસભાના મકાનમાં પ્રવેશતાં એને રાજસભાની ગઈકાલની કાર્યવાહી યાદ આવી. એને યાદ આવ્યું કે નાર્સિસસ આજે એની સામે ઊભો થવાનો હશે. એણે તલવારને કમ્મરેથી કાઢીને હાથમાં રાખી ને દૃઢ પગલે મંચ પર ચડી.



૩૮

# વિરોધની શરૂઆત

જે વખતે એગ્રિપીના મારકસને મારવા જતી હતી અને ત્યાર પછી મહેલમાં આવીને વિચારગ્રસ્ત બની સ્થિર ઊભી રહી હતી ત્યારે બુઢ્ઢો નાર્સિસસ એગ્રિપીનાના સવારના વર્તનથી ઉશ્કેરાયેલા રાજ-સભાના કેટલાક સભ્યો સાથે વાતો કરી રહ્યો હતો. બોલતાં બોલતાં એનો સ્વર કોઈ વખત દઢતા ધારણ કરતો હતો, કોઈ વખત એમાં કરુણાનો ભાવ આવી જતો હતો. સેનેકાને એ કહેતો હતો:

“ આપ મારા કહેવામાંથી એ અર્થ તો નથી કાઢતા ને કે હું મને મારું સિઝરપદ પાછું ન મળવાથી એગ્રિપીના ઉપર વેર વાળવાની વૃત્તિથી આ કહું છું? હું હવે આયુષ્યને કાંઠે આવ્યો છું, રાજમંત્રી આપ છો, આપ જ રહી શકશો એમ મને લાગે છે, આપ જ રહો એ ઇષ્ટ છે, કારણ કે આપ સિઝરના મિત્ર છો ને સિઝર આપનું માને એમ છે. મારે હવે એ સાથે એટલી જ ઇચ્છા પ્રદર્શિત કરવાની રહે છે કે આપ આપની લાગવગને શુભ પરિણામદાયી બનાવો. સિઝર

બ્રિટાનિકસ હોય કે નીરો કે એગ્રિપીના હોય–એ વાતનો આગ્રહ ને મોહ મેં છોડી દીધો છે. મને સમજાયું છે કે એ મોહ ખોટો છે, એ કાંઈ શાશ્વત સત્ય નથી. શાશ્વત છે પ્રજાનું હિત. પ્રજાનું હિત જેની દ્વારા સધાય તે જ સાચો સિઝર. નીરો સિઝર બનેલ છે, તો હવે વિશેષ અંધાધૂંધીથી બચવા એ જ ભલે સિઝર બની રહે, પરંતુ એને સાચો સિઝર બનાવો."

અને પછી બધાને સંબોધીને કહ્યું. "આપણે બધા સરદારો, જાગીરદારો ને ધનપતિઓ સામાન્ય પ્રજાને બળે જ છીએ, આપણી સલામતી એમની સલામતીમાં જ આપણે સમજવી જોઈએ. માટે સામાન્ય પ્રજાનું ધોરણ ચડતું રાખવા આપણો પ્રયત્ન હમેશાંનો હોવો જોઈએ. કોઈ એક વ્યક્તિનું વર્ચસ્વ આપણા સૌને માટે ભયકારક છે માટે રાજસભામાં આપણા સૌના અવાજનું માન થાય તેનું આપણે ધ્યાન રાખવું જોઈએ. બહુ જણાના મતને ઉવેખીને અથવા લાલચ કે ધમકીથી દાબી દઈને એક વ્યક્તિ પોતાનો જ મત સ્થાપિત કરે તેનું થોડા જ વખતમાં કેવું ભયંકર પરિણામ સૌને માટે આવે છે તે આપણે ઇતિહાસમાં બહુ વાંચ્યું છે.

"એ સ્પષ્ટ કરી કહેવાની તો જરૂર નથી કે આજે રાજસભામાં એગ્રિપીનાએ જે જાતનું વર્તન બતાવ્યું તેથી તેણે જ મને આ બધું કહેવા પ્રેરેલ છે. આપ બુદ્ધિમાનો પાસે આથી વિશેષ તો શું, આટલાં પણ વચનોની જરૂર નહોતી. મેં જે કહ્યું તે મારા હૃદયની વાત ખુલ્લી કરવા પૂરતું જ કહ્યું છે."

"મને આપની વાત બરાબર લાગે છે. હું પોતે મારા સ્થાનનો મોભો અને રાજસભાનું પ્રતિનિધિત્વ બરાબર દીપાવનાર દેખાય એમ જ એગ્રિપીનાને જવાબ આપીશ." સેનેકાએ સહેજ ઊભા થઈ ને કહ્યું.

"અને અમે સેનેકાની સાથે છીએ. અમે અમારા સ્વનિર્ણયના

હક્કો નહિ ગુમાવીએ.” લુપસ્ટસ નામે એક સરદાર પોતાની તલવાર ઊંચી કરીને બોલ્યો.

“કાલે રાજસભામાં એગ્રિપીનાનો અમે સામનો કરશું–જો એ પોતાનો આગ્રહ ચાલુ રાખશે તો.” વિન્ડેક્સ મોટેથી બોલ્યો અને “હો—” એવો સ્વર કાઢીને ગર્જ્યો.

“અમે–અમે–અમે પણ સામનો કરશું.” એક સામટા ત્રણ ચાર બીજા સરદારો ગર્જી ઊઠ્યા.

“કેવળ ઉશ્કેરાટ નહિ, ઉશ્કેરાટ કાયમ રહેતો નથી, પણ આપણી અંદર દૃઢતા જોઈએ.” નાર્સિસસ બોલ્યો.

“આપની દોરવણી અને મદદ હશે તો અમારો જુસ્સો કાયમ જ રહેશે.” સેનેકાએ મસ્તક નમાવીને નમ્રતાથી કહ્યું.

“આપનો વિજય ઇચ્છું છું.”

સૌ છુટા પડ્યા.

સેનેકા મનમાં કંઈક યોજના વિચારતો, વચ્ચે ઝીણી આંખ કરી કોઈકને જાણે ખંધાઈથી માપી લેતો, નીરોના મહેલ તરફ ચાલ્યો. નીરો ત્યારે કંટાળાથી પલંગ પર પડ્યો હતો. સેનેકાને નજીક આવેલો જોઈ એ કંઈક ઉત્સાહમાં આવ્યો હોય તેમ બેઠો થઈ ગયો. બેઠો થઈને એ માથું ખંજવાળવા લાગ્યો.

“સિઝરને આજે કંઈ આરામ નથી?”

“મને તો જીવવું જ ગમતું નથી.” નીરો લમણાં દાબતો બોલ્યો.

“સિઝર ઘણું જીવો! સિઝર, આટલો કંટાળો શાનો?” સેનેકા બોલ્યો.

“સિઝર!” નીરો ઘૃણાથી બોલ્યો અને દીવાલો પર નજર ફેરવવા લાગ્યો.

થોડીવાર રહીને એ વળી બોલ્યો, “આશ્ચર્ય છે કે ટાઇબેરિયસ જેવા પચ્ચીસ પચ્ચીસ વર્ષ સુધી સિઝર તરીકે જીવી શક્યા.”

"આપ પણ જો ખરેખર સિઝર બનીને રહો તો આપને પણ સિઝરનું જીવન આનંદમય લાગે. અત્યારે તો આપ કેવળ નિષ્ક્રિયતામાં જ જીવન વિતાવી રહ્યા છો."

"માતા બધું કરે છે, પછી મારે કરવાનું પણ શું રહ્યું?"

"એ જ બરાબર નથી, માતાનું કામ કુટુંબમાં. એમને માટે એ બરાબર નથી જ કે તેઓ રાજ્યનાં કામોમાં પણ વચ્ચે પડે. એ કામ આપને જ એમણે કરવા દેવું જોઈએ."

"માતા તો વિચારપૂર્વક જ બધું કરતાં હશે ને? એમને શંકા હશે કે હું કામ કરતાં થાકી જઈશ, મને બરાબર કરતાં આવડશે નહિ."

નીરો બોલતો હતો પણ સેનેકા જોતો હતો, કે નીરોના શબ્દો પાછળ જે સ્વર હતો તે એ વચનોમાં એ માનતો હશે એ વિષે સંશય પેદા કરે. એ બોલ્યો :

"બધા કરી શક્યા ને આપ કેમ ન કરી શકો? અને આપ કંઈ કરો જ નહિ, કંઈ ટેવ પાડો જ નહિ, તો તો કદી જ કંઈ ન કરી શકો."

નીરો ચૂપ રહ્યો.

"એક વાર આપને તક તો અપાવી જ જોઈએ. આપ પણ જોઈ શકો કે સિઝરપદનું કેવું ગૌરવ હોય છે. જ્યારે સભા મળી હોય, મહા વિદ્વાનો, બુદ્ધિમાનો, બળવાનો અને ધનવાનોથી સભાગૃહ શોભતું હોય અને એની વચ્ચે આપનો અવાજ ગાજતો હોય, સૌ એના શબ્દે શબ્દને પકડી લેવા આતુર થઈને બેઠા હોય, આપના એક હુકમ ઉપર અનેક જીવી જતા હોય ને અનેકનાં જીવનનો અંત આવતો હોય એ દૃશ્ય ભવ્ય નથી? સિઝરપદની પ્રાપ્તિના પ્રથમ દિવસને આપ યાદ કરો. આપને નથી લાગતું કે આપને એવું કામ કરવાનું હોય તો આપને આનંદ થાય? આપ એ બરાબર કરી શકો,

અને છતાંય થાક ન લાગે એમ આપને નથી લાગતું? લાખો લોકોનાં ગળાંમાંથી નીકળી આકાશને ધ્રુજાવી દે તેવો જયનાદ – ‘નીરોનો જય! સિઝર નીરોનો જય!’ ઊલટનાં મોજાંઓથી ભર્યો ભર્યો જયનાદ તો સિઝર તરીકે આપ પોતે કંઈ કરી બતાવતા હો ત્યારે જ ઊઠે.”

નીરો માથું હલાવતો હતો–જાણે એ બધું એના મગજમાં ઊતરતું હોય.

“રાજસભામાં આપ આજે હતા, આપ રોજ હાજર હો છો, પણ આપ સભાની કાર્યવાહીમાં ઉત્સાહથી ભાગ લો, આપ બરાબર જાગ્રત રહો –”

નીરોએ સેનેકાના આ શબ્દોને ઝીલવા ઊંચું જોયું.

“આજે માતાનું વર્તન આપે જોયું હતું? સેલાનસે જવાબ આપતાં એમણે જે શબ્દો કહ્યા તે તો સિઝરને માટે ખરેખર અપમાન જેવા હતા. સિઝરની સત્તા ભોગવવી એ તો ઠીક, પણ રાજસભા જેવા સ્થળે એ કહી બતાવવું એ તો સિઝરની ખુલ્લી અવગણના કહેવાય. આપને માટે લોકોમાં કેવી ઉપેક્ષાભરી વાતો થશે એથી! આપે એનો તો વિરોધ કરવો જ જોઈએ.”

“માતાનો વિરોધ?” નીરો ચમકીને બોલ્યો.

“આજે નહિ તો કદીક તો વિરોધ કરવો જ પડશે. આજે એને માટે સારામાં સારો સમય છે. આજે સૌનાં દિલમાં આપને માટે હજી માન છે, એગ્રિપીનાનો પ્રભાવ હજી ન જ ઊખડી શકે એટલો ગાઢ નથી બન્યો, આજે રાજસભામાં એમની વિરુદ્ધ વંટોળ પણ ઊઠ્યો છે.”

નીરોએ માથું હલાવ્યું, જાણે એ એ વાત સમજી ગયો.

સેનેકા થોડીવાર બેસી રહ્યો, થોડી વધુ વાત કરી, પણ પછી નીરોની આંખો ઘેરાતી જોઈને ઊઠ્યો, “આપની પાસે કોઈની જરૂર નથી?”

"હાં?" નીરો બોલ્યો, "કોની જરૂર? આકટે જો ક્યાં ય દેખાય – આપ એને જાણો છો ને? પેલી આકટે – પણ જોજો માતા –!"

સેનેકાએ ચહેરા પર દયા અને સહાનુભૂતિ આણ્યાં, "માતાનો આપ આવી બાબતોમાં પણ ડર રાખો છો?"

"ના, ડર તો નહિ, આપ મોકલજો ને આકટેને!" નીરોએ છેવટ કહ્યું ને આંખો મીંચી ગયો.

સેનેકા હોઠ પર સ્મિત લાવીને બહાર નીકળ્યો. એનો દાવ સફળ થતો હતો. નીરો ડરતો ડરતો પણ માતાના કામનો વિરોધ કરશે ખરો એમ એને લાગ્યું. અને નાર્સિસસનો ટેકો મળવાનો જ છે એટલે એગ્રિપીનાની સત્તા ઓછી થશે ને પોતાની વધશે એમાં શંકા નથી એ વાતની એને ખાતરી થતી હતી.



૩૯

# આસન ડોલે છે

નાર્સિસસે પણ તે દિવસે સ્ટેટિયસ ટોરેસને શોધીને બીજે દિવસે રાજસભામાં હાજર કરવાનો પ્રયત્ન કર્યો, પણ જણાયું કે એણે આપઘાત કરેલ છે. એને એની નોંધપોથી પણ મળી. નોંધપોથીમાં મૃત્યુ પહેલાં એણે જે નોંધ કરી હતી તે વાંચીને એ પણ સડક થઈ ગયો. એગ્રિપીના જ એનો આપઘાત કરનાર છે એ જાણીને એ સ્તબ્ધ થયો.

આજે સભામાં મારકસ નહોતો દેખાતો, સભ્યો એથી આશ્ચર્ય પામ્યા. સેલાનસ તો મુખ્ય વિરોધ કરનાર હતો, સૌનાં મનમાં ખાતરી થઈ ગઈ કે એગ્રિપીનાએ જ એને માર્યો હોવો જોઈએ. એમ નહિ હોય તો એગ્રિપીનાના જ કોઈ મારાની તલવારનો એ ભોગ થઈ પડ્યો હોવો જોઈએ એ નક્કી. સૌ થથરી ગયા.

એગ્રિપીનાની સામી બેઠેલી મૂર્તિ કાળની મૂર્તિ જેવી લાગી, અને જ્યારે એ તલવારની અણીને બરાબર દેખાય તેવી રીતે હાથમાં

નીચી પકડી રાખીને જવાબ માગવા ઊભી થઈ ત્યારે તો સૌને ઘેરી વળીને ખાખ કરતી આગ ઊભી થઈ હતી તેમ લાગ્યું.

પણ નાર્સિસસ પૂરો સ્વસ્થ હતો. મારકસ સેલાનસના આવેલા અંતની ખબર પડવા છતાં, આગ સામે પહાડોને પણ માટી બનાવી દેતો વરસાદ બનીને એ ઊભો થયો.

"એગ્રિપીનાની માગણી સ્વીકારવામાં સામ્રાજ્યનો ભય દેખાય છે. એગ્રિપીના પોતાની માગણીને પાછી ખેંચી લેવા વિષે શાંતિથી વિચાર કરે એ જરૂરી છે." એ બોલ્યો.

"આપ કોણ બોલો છો?" એગ્રિપીના બોલી.

આ પ્રશ્નથી નાર્સિસસનું સ્વમાન ઘવાયું, પણ એણે નમ્રતાને ન છોડી. એણે શાંતિથી કહ્યું, "ભૂતકાળમાં આપનું હિત જોવામાં આનંદ માનનાર અને ભવિષ્યનો સુખી માર્ગ બતાવવા ઇચ્છતો હું નાર્સિસસ આ બોલું છું."

એગ્રિપીના હસી અને ઠંડી રીતે બોલી, "આપનો આભાર."

આ ઠંડા શબ્દોએ નાર્સિસસને ટાઢ ચડાવી દીધી. કંપારી છૂટે એવા સ્વરમાં એ બોલી ઊઠ્યો, "અને આ એ નાર્સિસસ છે જે આપના જુલ્મોના ડરથી મૂંગી બનેલી આ રાજસભાના પ્રતિનિધિ તરીકે પણ બોલે છે."

એગ્રિપીના આ વખતે વધુ મોટેથી હસી: "આપ કોઈએ સોંપ્યા વિના રાજસભાના પ્રતિનિધિનું જે સ્થાન લઈ લો છો તે જરા વધુ-પડતી ધૃષ્ટતા છે. રાજસભાના પ્રતિનિધિ તરીકે રાજમંત્રીને જ રહેવા દો. એણે બોલવાનું એને જ માટે રહેવા દો."

આ અપમાનથી નાર્સિસસ એકદમ પાછો પડ્યો. સૌને આ અપમાન ખૂંચ્યું.

"એગ્રિપીના!" સેનેકા ઊભો થયો. સૌએ એની સામે જોયું. દૃષ્ટિને સ્થિર રાખી દૃઢ સ્વરે એ બોલ્યો, "જે ફરજ મારે માથે હતી તે માનવંત નાર્સિસસને એમની આ વૃદ્ધાવસ્થાએ ઉડાવતાં જે અપમાન સહન કરવું પડ્યું તે માટે હું દિલગીર છું. પરંતુ હું જાહેર કરું છું કે નાર્સિસસ જે બોલ્યા તે મારા જ દિલની વાત બોલ્યા છે. ખજાનાની વ્યવસ્થા રાજસભાના જ હાથમાં રહે તેને હું ઇષ્ટ માનું છું. હું માનું છું કે રાજસભાના પ્રતિનિધિ તરીકે આપ મને તો માન્ય રાખશો જ, અને આ રીતે વ્યક્ત થયેલા રાજસભાના હુકમને પણ માન્ય રાખશો."

એગ્રિપીનાએ આ જવાબની આશા રાખી નહોતી.

એ બોલી, "સેનેકા, આપનું આજનું જીવન કોને આભારી છે એ આપને યાદ હશે."

"આ રીતે રાજસભામાં ખુલ્લી રીતે કોઈને શેહમાં લાવીને, ભૂતકાળના ઉપકારો યાદ કરાવીને, માણસના મુક્ત અભિપ્રાયને દબાવી દેવો એમાં રાજકારણી કુનેહ નથી." નાર્સિસસ એકદમ બોલ્યો.

"સેનેકાની સાથે હું વાત કરું છું, આપ વચ્ચે—" એગ્રિપીના બોલતી હતી. સેનેકા એના વાક્યને અધું જ રહેવા દઈને બોલી ઊઠ્યો, "હા, મારી જ સાથે વાત કરો. માનવંત નાર્સિસસને બેસી જવાની હું પ્રાર્થના કરું છું. એગ્રિપીના હવે મને બરાબર સાંભળે."

"હું રાજસભાને રાજસભાની રીતે જ કાયદાઓનું નિયમન કરાવનાર સમજું છું. ન્યાય એ ન્યાય જ છે, વ્યક્તિના અંગત સંબંધો નથી, એટલે બીજી બધી ચર્ચાઓને બંધ પડવાનો હુકમ આપું છું અને મારા આગલા શબ્દોને કાયમ રાખું છું: ખજાનો પરાપૂર્વથી રાજસભાના અધિકારમાં જે રીતે રહ્યો છે તે જ રીતે ચાલુ રહેશે, એ મારા શબ્દો."

એગ્રિપીનાને માથે જાણે વીજળી પડી. એણે બૂમ મારી. "નીરો શું કહે છે, નીરો શું કહે છે?" પણ નીરો નિશ્ચિંતપણે પોતાના આસનમાં ઊંઘતો જ હતો. એગ્રિપીનાએ એને ઢંઢોળીને પૂછવા માંડયું તો એ ગુસ્સામાં કંઈક બબડીને પડખું ફરી ગયો. રાજસભાને તો એનું કંઈ ન થયું, પણ એગ્રિપીનાના ક્રોધની સીમા ન રહી. માનમર્યાદા બધું ભૂલી જઈને એણે ત્રાડ મારી, "નીરો!"

બૂમથી નીરો ફરી ઝબકીને સામી ત્રાડ મારતો બેઠો થઈ ગયો, "નાલાયકો, હઠો, ભાગો!"

પણ ત્યાં તો એની નજર ઊંચી થઈ. એગ્રિપીના એની સામે આગ વરસાવતી જોતી હતી. એ ધ્રૂજી ઊઠયો, મોં ફેરવી લઈને એ બોલી ઊઠયો :

"ઓહ, આને દૂર કરો!"

તરત જ અંગરક્ષકો આગળ દોડી આવ્યા. એગ્રિપીના સ્તબ્ધ થઈ ગઈ. એ નીરોની સામે આવી, "નીરો, તું સિઝર છે, રાજસભાને હુકમ જોઈએ છે." એ બોલતી હતી.

"હા, જાઓ, મારો હુકમ છે, હું સિઝર છું, હું હુકમ કરું છું, હું મને ફાવશે તેવો હુકમ આપીશ, આપ જાઓ, આપ ચાલ્યાં જાઓ અહીંથી. આપ જાઓ, નહિતર—"

એગ્રિપીનાને માથે જાણે વીજળી પડી. એની ડિયાના ચંદ્રમહેલના ઊંચા દરવાજા પરથી નહિ પણ અશેષ શિખર આકાશ પરથી પડીને ભાંગીને ભુક્કો થઈ ગઈ. નીરો એને અપમાનિત શબ્દોમાં જાકારો આપે છે! એને ઊભા રહેવાનું મુશ્કેલ લાગ્યું.

સભા સામે જોઈને એ બોલી, "આપ માનવંતા સભ્યો—" શું બોલવું એ એને સૂઝતું નહોતું.

"સિઝરનો હુકમ–સિઝરનો હુકમ, આપને બહાર જવાનો સિઝરનો હુકમ થયો છે." લુપસ્ટસે મોટેથી બૂમ મારી.

"મને સિઝરનો હુકમ?" એગ્રિપીના બોલી.

"હા, આપને હુકમ. આપ જાઓ. અમે આપનું સાંભળી નહિ શકીએ." વિન્ડેકસ બોલ્યો ને છેલ્લે એની ટેવ મુજબ એણે 'હો–!' એવો ગર્જનધ્વનિ કર્યો. આખી સભાએ એ 'હો'ના ધ્વનિને ઝીલી લીધો.

"સિઝરનો હુકમ!" બધી તરફથી બૂમ ઊઠી.

"સિઝરનો હુકમ થયા પછી કોઈએ ઘડીભર પણ એના પાલનમાં વિલંબ ન કરવો જોઈએ. સભાની શાંતિને ખાતર પણ એગ્રિપીનાએ સભાસ્થાન છોડી જવું જોઈએ." સેનેકા બોલ્યો.

"હા, એગ્રિપીનાએ સભા છોડી જવી જોઈએ." નીરો આસન પર બેસતાં બોલ્યો.

એક ક્ષણ પણ હવે એગ્રિપીના ઊભી રહી શકે તેમ નહોતી. એ એકદમ ચક્કર ફરીને પાછલે માર્ગેથી મહેલમાં જવાના આંતરિક શાહીમાર્ગ પર ઝપાટાબંધ ઊતરી ગઈ.

એ ઓરડામાં મુશ્કેલીથી પહોંચી શકી. ક્રોધ અને અપમાનથી એની આંખે તમ્મર આવતાં હતાં.

થરથર કંપતી એ છેક સાંજ સુધી આસન પર લંબાવીને પડી રહી. સાંજે એ હોઠ પીસીને ઊભી થઈ. ભેટમાં એણે ખંજર લીધું. કબાટમાંથી એણે એક પડીકો કાઢી. લોકસ્ટાના હાથમાંથી પડી ગયેલી એ પડીકીઓને એ ભોંયરામાંથી ઉડાવી લાવી હતી તેમાંની એ પડીકી હતી. લુપસ્ટસનું મકાન એ જાણતી હતી. એ રાજમહેલની નજીક જ હતું. એના વિરોધના બદલામાં એને માટે ખંજર અને નાર્સિસસને

મારે પડીકી. નાર્સિસસ જેવા કાતિલ વિરોધીને માટે દેખાય એવી તલવારની અણી કરતાં વધુ સુલભ અને વધુ કાતિલ એવી આ પડીકી નાર્સિસસને માટે એને બહુ યોગ્ય લાગી. પોતાની બિલાડી પર એણે આ પડીકીનો અખતરો કરી જોયો હતો. એનો એક જ નાનો કણ દૂધમાં ભેળવીને એણે બિલાડીને આપ્યો ને તત્ક્ષણ બિલાડીના પ્રાણ ઊડી ગયા હતા. બીજી પડીકીની અસર નરમ હતી. શેરીઓના પથ્થરો પર રથનાં પૈડાંઓને ગડગડાવતી અને ઘોડાઓના દાબડાઓને ઠબકારતી એ લુપસ્ટસના મકાને આવી. લુપસ્ટસ બહુ શાંત હતો, સાદો હતો, એકલ જીવન ગુજારતો હતો. સંધ્યા નમતી હતી તે જોવા એ બારીની બહાર નજર નાખીને ઊભો હતો. ઘરના ગુલામો આડાઅવળાં કામમાં કે ફરવામાં હતાં. દબાતે પગલે એગ્રિપીના ઉપર આવી. કોઈએ એને જોઈ નહિ. ઉંબરમાં આવતાં જ એણે લુપસ્ટસને વાંસો ફરીને ઊભેલો જોયો. એ ઓરડામાં આવી. હળવેથી બારણું અંદરથી વાસી દીધું. લુપસ્ટસ ઊતરતી સંધ્યાને જોવામાં એટલો બધો મશગૂલ હતો કે એને એની આજુબાજુનું બીજા કશાનું લેશ પણ ભાન નહોતું. એગ્રિપીના તદ્દન નજીક આવી, નજીક આવીને ઝડપથી પાછળથી લુપસ્ટસની ગરદનને પકડી, આંચકો મારીને એણે એને નીચે પાડ્યો ને છલાંગ મારીને એની છાતી પર ચડી ગઈ.

લુપસ્ટસ કંઈ સમજી ન શક્યો. 'સંધ્યાના રંગના હોજ તો એના ઉપર ઠલવાઈ નથી આવતા, ને એથી એ એમાં બૂડી તો નથી જતો,' આવી જ કંઈ શંકા એને થઈ. એની આંખો પણ સંધ્યાના તેજથી ભરાયેલી દેખાતી હતી. એ કંઈ સમજે તે પહેલાં તો એગ્રિ-પીનાએ એની ખુલ્લી છાતીમાં પોતાનું ખંજર ભોંકી દીધું. સંધ્યાનો રંગ ગુલાબી મટીને ઘાટો લાલ થઈ ગયો ને એના હોજના હોજ લુપસ્ટસ ઉપર ઢોળાઈ આવ્યા. એ હોજમાં લુપસ્ટસ ડૂબી રહ્યો. એ હોજથી ઉપર આવવા માટે થોડા ધમપછાડા કરી એ શાંત થઈ ગયો.

એગ્રિપીના ઊભી થઈ ગઈ. ઊભાં થતાં એની નજર લુપસ્ટસની શાંત બનેલી આંખો તરફ ગઈ. એના કોઈ ભવ્ય દર્શનથી મસ્ત બનેલા ચહેરા ઉપર નજર પડી. એના શરીરે થોડી ધ્રુજારી પ્રસરી ગઈ. એને ત્યાંથી એકદમ નાસી છૂટવાની ઈચ્છા થઈ, પણ એકવાર તો એને લાગ્યું કે એના પગ જમીન સાથે જડાઈ ગયા છે. પણ પછી તરત જ એ જોરપૂર્વક ફરી, બારણા તરફ ઝડપથી ચાલી, બારણું ખોલ્યું. ફરીને એ બંધ કરવા માટે બારણા તરફ મોં કરવાની પણ એની હિંમત ન ચાલી. ઓટલાનાં બે ચાર જ પગથિયાં ઊતરી એ ઉપરથી જ રથના ડાંડા પર પગ મૂકી અંદર બેસી ગઈ ને ઘોડાઓની લગામ ખેંચી.

હવે એ જવા માગતી હતી નાર્સિસસને ત્યાં. મહેલ તરફ વળવા ઘોડાઓને લગામથી હુકમ આપતાં એણે પરાણે બે ચાર વાર મનને પાછું ખેંચ્યું.

નાર્સિસસના મકાન આગળ એ આવી. જેમ પરાણે એ આ તરફ આવી હતી તેમ પરાણે જ મકાનના ઓટલાનાં પગથિયાં ચડી. ચડતાં ચડતાં એને જાણે શ્વાસ ચડતો હતો, એના પર ખૂબ ખૂબ થાકનાં ચિહ્નો ફરી વળતાં હતાં.

એ પહેલા ઓરડામાં દાખલ થઈ. નાર્સિસસ અહીં જ બેઠો હતો.

એ હજી હમણાં જ રાજસભામાંથી આવીને બેઠો હતો. એને જવનું શરબત પીવા આપીને પુડલાસ અને વન્સીમસ રસોડામાં જમવાનું તૈયાર કરવા ગયા હતા. નાર્સિસસના પગ આગળ એનો વહાલો કૂતરો બેઠો હાંફતો હતો.

એગ્રિપીનાને આવેલી જોઈ નાર્સિસસે સ્મિત કરીને એને આવકાર આપ્યો. બેસવા માટે એને આસન આપ્યું અને પાસે પડેલા બીજા પ્યાલામાં પોતાના પ્યાલામાંથી ભાગ પાડીને શરબત આગળ

ધર્યું. એગ્રિપીનાએ એ કશા તરફ ન જોયું. એણે પડીકી સામે ધરી, "આપ આને આપના પ્યાલામાં નાખી દો." એ બોલી. બોલતાં એને તકલીફ પડી.

નાર્સિસસે એના મોં સામું જોયું, પછી હાથ લંબાવ્યો. પડીકી લઈ લીધી. કંઈ પણ પૂછ્યા વિના પોતાના મનમાં પણ તર્ક કર્યા વિના, એણે પ્યાલામાં ભુક્કી નાખી અને પ્યાલો મોંએ માંડતાં કહ્યું, "મારા મનમાં આપને માટે લેશપણ શત્રુભાવ નથી, આપનું સદા શુભ જ વાંચ્છુ છું એટલે કહું છું, આપ અહીંથી જલદીથી વિદાય થઈ જાઓ. જો કોઈ ઘરમાંથી બહાર આવશે ને આપને જોશે તો મારા મૃત્યુ માટે આપને તકલીફ ઊભી થશે. હું વૃદ્ધ છું, મને મૃત્યુનો ભય નથી. આપે મને એક વખત વિશ્વાસ આપ્યો છે કે બ્રિટાનિકસ અને ઓક્ટેવિયાની આપ માતા બનીને આપ એમને જાળવશો, ને મારા એ વિશ્વાસને દૃઢ થવાનાં કારણો પણ મને મળ્યાં છે, એટલે હવે એમની વિશેષ ચિંતા નિરર્થક સમજી હું મૃત્યુને આવકારું છું. હવે આપ જલદી ચાલ્યાં જાઓ! સૌનું કલ્યાણ થાઓ."

એગ્રિપીના આ સાદા શબ્દોથી પણ ધ્રૂજી ઊઠી. પડીકી પાછી લઈ લેવા એણે હાથ સહેજ લાંબો કર્યો, પણ ત્યાં તો નાર્સિસસે પ્યાલી મોંએ માંડી દીધી હતી અને એગ્રિપીનાને જલદી ઘર છોડી જવાને ઈશારો કરી રહ્યો હતો. એગ્રિપીના સ્તબ્ધ થઈ થોડીવાર ઊભી રહી, પછી હળવેથી વાંસો ફરી. એના પગ ભાંગી પડતા હોય તેમ તે બારણા તરફ જતી હતી. બહાર આવીને થોડીવાર તો એ રથને પણ વેગ ન આપી શકી. થોડું ચાલ્યા પછી જ ઘોડાઓ વેગમાં આવ્યા.

અચાનક એણે ઘોડાઓને વાવાઝોડાનો વેગ આપી દીધો. જતાં જતાં એણે રસ્તામાં જોઈ લીધું કે ક્ષેનોફોન સામેથી આવતો હતો. ક્ષેનોફોને એને જોઈ. એની આંખોમાં આવી ગયેલા ચમકારે એને કહી

દીધું હતું કે એણે એને ઓળખી પણ લીધી. એ નાર્સિસસને ત્યાં જ જશે, કોઈએ એને આ શેરીમાં આવેલ નહોતી જોઈ, ક્ષેનોફોન જ જોઈ ગયો છે, એ એનું નામ જાહેર કરી દેશે. અને પછી તો કેટ-કેટલી વાતો બહાર આવશે. ક્લૉડિયસના ખૂન વિષે ક્ષેનોફોન જાણે છે, એ વાત પણ હવે બહાર કેમ નહિ આવે? એક ક્ષણ એના મગજમાં આવી ગયું કે એ પાછી વળે, પોતાના રથનાં પૈડાં નીચે ક્ષેનોફોનને કચડી નાખે. એ ડોસાને મરતાં શી વાર લાગશે? એણે રથના વેગને ધીમો પાડ્યો.

પણ રથને એ પાછો ફેરવી શકી નહિ.

ખૂન! કેટલાં ખૂન? કેટલાને હજી મારવા પડશે? ક્ષેનોફોન પછી સેનેકા, સેનેકા પછી વિન્ડેક્સ, વિન્ડેક્સની સાથે કેટકેટલા? અને એ પણ જોવા મળ્યું કે નીરોએ પણ એની સામે પોતાના અવાજને ઊંચો કર્યો હતો. નીરોનું પણ—

રથ રસ્તા વચ્ચે જ સ્થિર થઈને ઊભો રહી ગયો છે તેનું તેને ભાન આવતાં એણે લગામને ખેંચી. ઘોડા દોડ્યા, પણ થોડું દોડીને ધીમા પડી ગયા છતાં તે તરફ એનું ધ્યાન ન રહ્યું. ઘોડા ધીમે ધીમે ચાલતા હતા.

'ખુન પછી પણ શું?' ગઈ કાલ રાતના જ વિચારો એને આવતા હતા.

રથ ધીમે ધીમે ચાલ્યો જતો હતો ને શેરીના ચોકમાં એણે એક નાની મંડળીને ઊભેલી જોઈ. મંડળીની વચ્ચે એક લાંબો ઝભ્ભો પહેરેલ માણુસ શાંતિથી બોલતો હતો: "ખ્રિસ્તે બધાને પ્રેમ કરવા માટે પોતાના પ્રાણ આપ્યા, અને હવે બધા ખ્રિસ્તને પ્રેમ કરવા લલચાય છે. જેમ જેમ લોકો ખ્રિસ્ત વિષે જાણશે તેમ તેમ તેને વધુ પ્રેમ કરશે કારણ કે એણે સૌના ભલાનો જ વિચાર રાખ્યો, સૌને

એણે મિત્રો જ માન્યા, કોઈ પ્રત્યે એના મનમાં પણ દ્વેષ નહોતો. એક દિવસ એવો પણ આવશે કે જ્યારે એના દુશ્મનોને પણ એના પર અન્યાય કરવા માટે પસ્તાવો થશે. જેના મનમાં દ્વેષ હોય છે તેને જ અશાંતિ હોય છે, જેના મનમાં પ્રેમ હોય છે તેને બધે સુંદર ને શાંત જ લાગે છે."

એગ્રિપીનાને સમજાયું નહિ કે એ શું બોલે છે. એણે રથને આગળ ચલાવ્યો.



## ૪૦

# રોમન-દૌર્બલ્ય

**ક્ષેનોફોનને** ક્લૉડિયસની સ્મશાનયાત્રા નીકળી ત્યાં સુધી પોતાના કૃત્યનું ભાન નહોતું થયું. ત્યાં સુધી તો એ પોતાને મળેલ બહુમૂલ્ય મોતીઓની માળાનાં મોતી ગણતો હતો ને એ દરેક મોતીનું શું ઉપજે એમ છે તેની ગણતરી કરતો હતો, ને ભવિષ્યના સુખની કલ્પનામાં રાચતો હતો. પણ ઘેર આવીને બેસતાં એને બેચેની જણાવા લાગી. એક પછી એક અદશ્ય થતા જતા શક્તિમાન નાગરિકોનું શું થાય છે, કોણ છે એ કૃત્યની પાછળ, એની છાની છાની બોલાતી વાતો એના સાંભળવામાં આવતી ને દરેક વાતે એ ધ્રૂજતો. એનું કારણ પોતે જ હતો. પોતે જો એગ્રિપીનાને મદદ ન કરી હોત તો ક્લૉડિયસનું મૃત્યુ ન થાત, પોતે ગમે તેમ કરીને ક્લૉડિયસને પાંચ વરસ જિવાડી શક્યો હોત તો બ્રિટાનિકસની પાછળ નાર્સિસસ અને બીજા ભલા નાગરિકોનું દળ હતું તે બ્રિટાનિકસને સિઝર બનાવત અને આજની આ દશા ન આવત, બલ્કે ઑગસ્ટસનો યુગ ફરીને જોવા મળત.

આટલા દિવસ એગ્રિપીનાની બક્ષિસ નહોતી મળી તેથી એ શું ઓછો વૈભવ ભોગવતો હતો? શું એનાં બીબાળકો ભૂખે મરતાં હતાં? શા માટે એ મોતીની લાલચમાં ફસાયો? જીવન હવે કેટલું જીવવું છે? આટલા માટે એણે જીવનનો મોહ રાખ્યો? શા માટે એણે મૃત્યુને વધુ વહાલું ગણીને એગ્રિપીનાનું કાવતરું ખુલ્લું ન કરી દીધું?

ક્ષેનોફોનને રાતદિવસ વ્યથા થવા લાગી.

અને જ્યારે એણે નાર્સિસસે રાજસભામાં બતાવેલી હિંમતની વાત સાંભળી ત્યારે એને એના પ્રત્યે ખૂબ માન થયું ને પોતાના પ્રત્યે ઘૃણા ઊપજી. સ્ટેટિયસ ટોરેસની આત્મહત્યાના સમાચારે એને ગંભીર બનાવી દીધો. ટોરેસને માટે એ માર્ગ ઇષ્ટ હતો તો મારે માટે કેમ નહિ? એને વિચાર થયો.

અને હજી પણ આ સ્થિતિને પાછી વાળી શકાય એમ નથી? હું પોતે જ એ પાછી વાળી શકું. હેલોટસને હું ગમે તેમ કરીને સાક્ષીમાં લઈશ. અમને ભલે જે સજા મળવાની હોય તે મળે પણ એગ્રિપીનાના કૃત્યને તો ખુલ્લું કરવું જ. રાજસભાને ને પ્રજાને એની ભયંકરતા બતાવવી, થતો હોય તો બળવો પણ થવા દેવો. એગ્રિપીના સામે જ એ બળવો જશે, એગ્રિપીનાના દિવસો પૂરા થશે.

એણે વિચાર કરી લીધો, પ્રથમ નાર્સિસસ પાસે જઉં. એણે રાજસભાને પોતાના તરફ ખેંચી છે, એ સૈન્યને પણ ખેંચી શકશે. એ નાર્સિસસને ત્યાં જવા ઊપડ્યો.

શાંત પગલે ધીરે ધીરે માથું હલાવતો ને વિચારમાં લાંબી દાઢીના સફેદ વાળને પંપાળતો એ ચાલ્યો જતો હતો, ત્યાં અચાનક એના કાને સામેથી વેગપૂર્વક દોડ્યા આવતા રથનાં પૈડાંનો અવાજ આવ્યો. એણે સામું જોયું. ઘોડાઓ ઊછળી ઊછળીને એક રથને રસ્તાઓના પથ્થર પર ઉલાળતા ખેંચી લાવતા હતા. આખો રથ પડદાથી ઢંકાયેલ

હતો. આગળથી થોડોક ભાગ ખુલ્લો હતો. ક્ષેનોફોન વૃદ્ધ હતો પણ એની આંખો હજી ઘણી સારી હતી. એણે રથની એ નાની ખુલ્લી બારીમાંથી જોયું કે રથની હાંકનાર એગ્રિપીના છે. એગ્રિપીનાનું મોં પરસેવે રેલાયું હતું તે પણ એણે જોયું. એનો આખો ચહેરો સૂજી ગયો હોય એમ પણ એને લાગ્યું. એને આશ્ચર્ય થયું.

એ જ્યારે નાર્સિસસના મકાન આગળ આવ્યો ત્યારે લોકોનું ટોળું ત્યાં જામ્યું હતું. શું છે એ એણે આગળના લોકોને પૂછ્યું. લોકોએ આશ્ચર્યથી કહ્યું, "માનવંત નાર્સિસસને કોઈ ઝેર આપી ગયું. ઘરનાં માણસો રસોડામાં હતાં. કોણ આવ્યું ને કોણ ગયું એની ખબર ન પડી."

"મને એક વ્યક્તિ વિષે શંકા છે" બોલતો એ આગળ વધ્યો. "માનવંત ક્ષેનાફોનને માર્ગ આપો" એમ બોલતા લોકો એકમેકને ખસેડતા ગયા ને ક્ષેનોફોન ઘરમાં ગયો. ઘરનું વાતાવરણ શોકમય લાગતું હતું, છતાં ત્યાં પવિત્રતાની શાંતિ હતી. નાર્સિસસના ચહેરા પર ઈશ્વરીય તેજ લાગતું હતું. એની પાસે ઘૂંટણિયે પડી પ્રાર્થના કરતા વન્સીમસ પાસે ક્ષેનોફોન બેસી ગયો. એણે ધીમા શબ્દોમાં કહ્યું, "મને એક વ્યક્તિ વિષે શંકા છે."

વન્સીમસે એની સામે જોયું. થોડીવારની શાંતિ પછી એ બોલ્યો, "જિસસના પિતા એને સુબુદ્ધિ આપશે, જો આપણે કંઈ નહિ કરીએ તો."

ક્ષેનોફોનને આ જ્ઞાન નવીન લાગ્યું, પણ એને એની અસર પણ થઈ. સંમતિમાં એણે આંખો મીંચી ને હૃદયમાં ઊંડો ઊતર્યો.

લોકો વીખરાતાં એ ઘેર પાછો આવ્યો. એના હૃદયમાં તુમુલ જાગ્યું. એણે ઘરનાં ગુલામોને વિદાય કર્યાં. એ મનમાં ગણગણ્યો, "ઓ પ્રભુ, મને માફ કરજે."

થોડીવારે ઊઠીને એ પોતાના અભ્યાસના ઓરડામાં ગયો. કસરત કરવાનાં કડાંમાં દોરડું ભરાવેલ હતું, દોરડાને સરકણી ગાંઠ વાળેલી હતી, ગાળિયો કરીને અંદર ગળું ભરાવી દીધું અને પછી લટકી ગયો.

સૌ સૂવાની તૈયારી કરતું હતું ત્યારે મોડેથી ગુલામો ઘેર આવ્યાં પણ ઘરમાં અંધારું હતું. એમને વિચાર થતો હતો કે માલિક ઘરની બહાર ગયેલા દેખાતા નથી, એમનું ઉપરણું ખીંટીએ જ છે, એમના બહાર જતાં પહેરવાના જોડા અહીં ખૂણામાં જ છે, ઘરમાં અંધારું કેમ છે? માલિક ક્યાં ગયા? અભ્યાસના ઓરડામાં પણ અંધારું હતું, નહિ તો માની શકાય કે તેઓ ત્યાં હશે. છતાં એમણે બધે તપાસ કર્યા પછી ત્યાં તપાસ કરવા ડોકિયું કર્યું. દોરડે લટકેલ શબને જોઈને શ્વાસ ઊડી ગયા. એ ત્યાંથી ભાગ્યાં. એમને બીચારાંને કદાચ આવા ઘણા અનુભવો થયા હશે તેથી એ બોલતાં જતાં હતાં, "રોમન લોકો આવા કેમ છે? આપઘાત કરવાની એમને આટલી બધી જરૂર પડે છે?"



## ૪૧

# એક રાત્રિ

એ મહેલમાં પાછી આવી. પોતાના ઓરડામાં આવી ત્યારે એનું મગજ સાવ સુન્ન હતું. ઓરડાની વચ્ચે એ ઊભી રહી. એકાએક એને લાગ્યું કે એના મગજમાં મોટું ધમસાણ ચાલે છે. સેનેકા હજી એની સામે છે. વિન્ડેક્સ છે, નીરો છે! 'ઓહ!' એ પોતાના ઓરડામાં આવીને ઉદ્‌ગાર કાઢી ઊઠી. એણે જોરથી લમણાં દાબ્યાં ને 'હવે શું'ના વિચારમાં શયનાસન પર જઈ પડી. શયનાસનની છત પર ડિયાનાની મૂર્તિ રેશમી દોરાથી ભરેલી હતી. મૂર્તિ સામે એની મીટ મંડાઈ રહી. એકાએક એને લાગ્યું કે ત્યાં ડિયાના નથી, પણ નાર્સિસસ છે. નાર્સિસસ એની સામે એકીટશે જોઈ રહ્યો હતો. 'ઓહ! જાઓ, જાઓ, તમે અહીં કેમ આવ્યા છો? મારે જોઈએ છે ડિયાના! નાર્સિસસ નહિ.' પાસે જ પોતાની તલવાર સૂતી હતી તે ઉપાડીને તે બેઠી થઈ ગઈ ને જરા ઊંચી થઈને જોરથી ચરર અવાજે છતનું કાપડ ચીરી નાખ્યું. ડિયાનાની મૂર્તિ ચિરાઈ ગઈ. એનાં ચીથરાં બે બાજુ લટકી પડ્યાં ને વચ્ચેના બાંકોરામાંથી

ઓરડાની પથ્થરની છત ઊંચે દેખાઈ. એ ત્યાં જ ઊંચે જોઈ રહી. એને થયું, એની આંખો ડોળામાંથી કદાચ બહાર ઊછળી પડશે. એણે ગભરાઈને આંખોને બંધ કરી દીધી. એ પાછી સૂઈ ગઈ, પણ બંધ આંખોની સામે પણ નાર્સિસસ ફરીને જીવંત થયો. નાર્સિસસની પાછળ ક્ષેનોફોન, સેનેકા, નીરો કેટલા કેટલા લોકો ડોકાવા લાગ્યા. ,‘ શા માટે આવ્યા છે આ લોકો ?” એ બોલી ઊઠી. એકાએક એ શાંત થઈ ગઈ. એ વિચાર કરવા લાગી, પણ વિચારો એને ગભરાવતા હતા. એને લાગ્યું કે પોતે કદાચ ગાંડી થઈ જશે. એ પથારીમાંથી બહાર આવી.

શું કરવું એ સમજાતું નહોતું. ઝરૂખા આગળ આવી. બહાર દૂર દીવાઓનો આછો પ્રકાશ દેખાતો હતો, પણ ઊંચે અંધારું હતું. અંધારા સામે એ તાકીને જોઈ રહી. ઓરડામાં અજવાળું કરવાનો એને વિચાર આવ્યો. પાસે ગઈ પણ ખરી, પણ ‘ના, હું કાંઈ બીકણ છું ?’ એવો વિચાર આવતાં ત્યાંથી પાછી ફરીને ઝરૂખા પાસે આવી.

‘ જીવનમાં બસ, અંધારું છે ? હાથેથી સળગાવતાં તો મીણબત્તી સળગે છે ને અજવાળું થાય છે. સવાર પડે છે, સૂરજ ઊગે છે ને પ્રકાશ લાગે છે, પણ દીવો ન હોય તો ? ચકમક ન હોય તો ? સૂરજ ન હોય તો ? તો અંધારું જ ને ?’

‘ ના, આ કંઈક ચમકે છે, એ પોતાની મેળે ચમકે છે, અંધારું એની પાસે પણ જઈ શકતું નથી. શું છે એ ? નાર્સિસસનું પ્રેત ! એ નાર્સિસસ પણ નથી, ક્ષેનોફોન છે, ટોરેસ છે, સેશાનસ છે, અરે પેલી ડાકણ લોકસ્ટા પણ છે. એમની પાછળ ઝાંખા તેજે પણ પ્રકાશતા ક્લોડિયસ છે, ક્રિસપસ છે, પેલો છોકરો, પોન્ટિયા જતાં દરિયાકાંઠે પોતાના ઠેલાથી પડી ગયેલો નાનકડો માછીમારનો છોકરો, પણ છે. એ બધાં કેમ પ્રકાશે છે ? આમાં ટાઈબેરિયસ છે ? ના ! કેઈયસ છે ? શેરિયા છે ? લેપિડસ છે ? નવાઈ ! એ લોકો નથી ! હા, એની

માતા છે, એના પિતા પણ દૂર દૂર દેખાય છે. આમ કેમ છે? કોઈ લોકો પ્રકાશે છે, કોઈ સાવ અંધારામાં જ મળી ગયેલાં રહ્યાં છે. આમાં પોતે ક્યાં હશે? નીરો ક્યાં હશે? પ્રકાશમાં તો તેઓ નહિ જ હોય.'

'જો જીવનમાં અંધારું જ હોય તો પેલા સ્વયંપ્રકાશિતને પ્રકાશ ક્યાંથી મળ્યો? સૂરજ ક્યાંથી આવ્યો? ચકમકમાંથી નીકળતો પ્રકાશ ક્યાંથી આવ્યો? કોઈક-કોઈક તો એવી પ્રથમ વસ્તુ હશે જ ને કે જે બીજાને પ્રકાશ આપતી હશે? એ વસ્તુ કઈ? પ્રકાશ એ એ વસ્તુ. પ્રકાશ કેમ પ્રકાશિત છે? જેની પાસે પ્રકાશ નથી પહોંચી શકતો તે જ અંધકાર. અંધકાર જેવી કોઈ મૌલિક વસ્તુ છે જ નહિ. તો પ્રકાશ બધે કેમ નથી પહોંચી શકતો?'

એગ્રિપીનાનું મગજ ચક્રાવા લેતું હતું. એ સ્થિર થઈ ઊભી જ રહી. એના હાથ સીધા રહીને નીચે જોડાઈ ગયા હતા. એની આંખો વિચારમાં સહેજ મિચાઈ ગઈ હતી. કલાક એક વીતી ગયો.

જીવનના એક એક કરીને બધા—નાનામોટા તમામ પ્રસંગોને એણે યાદ કર્યા. એ તદ્દન નાની હતી, ડિવાનાની મૂર્તિનું પહેલીવાર આશ્ચર્યપૂર્વક દર્શન એણે કર્યું પછી લેપિડસ એને મહેલમાં મૂકી જતો હતો. ત્યારે નાનકડો પેલાસ 'મા તમને બોલાવે છે' કહીને એની સામે આવ્યો હતો. એણે એને એના જીવન વિષે ભોળા ભાવે પ્રશ્નો કર્યા હતા ને એના પ્રત્યે સમભાવથી ખેંચાઈ હતી. પેલા માછીમારના છોકરા તરફ એણે લાગણી અનુભવી હતી. આ પ્રસંગો યાદ કરતાં એણે ભીનાશ અનુભવી. ક્લોડિયસના મૃત્યુની રાત્રિએ કતલના ઓરડામાંથી પસાર થતાં એને જે વિચાર આવ્યા હતા તે પ્રસંગ ફરીને યાદ આવ્યો ને એણે ભીનાશ અનુભવી. મેસાલિનાનાં બાળકો પ્રત્યે જે કરુણાભાવ એણે વ્યક્ત કર્યો હતો ને જે એણે અવ્યક્ત પણ પોતાના હૃદયમાં માનપૂર્વક રાખ્યો હતો તે યાદ કરતાં તેણે ભીનાશ અનુભવી. નીરો પ્રત્યે જે પ્રેમથી એ છલકાઈ જતી તે પ્રેમ યાદ આવતાં એણે ભીનાશ અનુભવી અને સમજાઈ ગયું કે આ જ પ્રકાશ છે. પ્રેમ એ

પ્રકાશ છે, એ જ શાશ્વત છે, એ જ્યાં છે ત્યાં શાંતિ છે, ત્યાં આશ્વાસન છે, ત્યાં જીવનનું પરમ નિધેય છે. હમણાં જ રસ્તામાં સાંભળેલ ખ્રિસ્તનાં પ્રેમ વિષેનાં વચનો એને યાદ આવ્યાં.

'ત્યારે ડિયાના ? મહત્ત્વાકાંક્ષા એ શું છે ? મહત્ત્વાકાંક્ષા ન હોત તો લોકો મારું નામ આટલું બધું જાણત ?' પણ આ પ્રશ્નની સાથે જ એના પૂર્વજ ઑગસ્ટસનું નામ એકદમ એને યાદ આવ્યું. પોતાના જ પિતા જર્મનીકસનું નામ એકદમ યાદ આવ્યું. એણે પોતાનાથી જ પોતાના પરાજયનો સ્વીકાર કર્યો. 'ટાઈબેરિયસનું નામ એ જીવતા હતા ત્યાંસુધી લોકો ઓછું જાણતા હતા ? કેઈયસનું નામ ઓછું જાણતા હતા ? પણ આજે લોકો એને કેટલું યાદ કરે છે ? અને એક પેઢી પછી તો કદાચ પુસ્તકમાં જ એ નામ રહેશે, ધીરે ધીરે કદાચ પુસ્તકમાંથી પણ અદૃશ્ય થઈ જશે, લોકો યાદ કરશે તો કેવળ ઘૃણાથી જ યાદ કરશે, કેવળ ગાળ દેવાના એક પર્યાય તરીકે જ યાદ કરશે. આજે પણ એ દેખાવાની શરૂઆત તો થઈ જ ગઈ છે ને ? પણ ઑગસ્ટસનું નામ કદી ભૂંસાવાનું હતું ? લોકો હમેશાં એનું નામ યાદ કરીને શાંતિ અનુભવશે, ને એથી ઑગસ્ટસનો પ્રેતાત્મા પણ શાંતિ અનુભવશે.'

આકાંક્ષા—નાની કે મોટી એ મુખ્ય વસ્તુ નથી-પ્રકાશને પ્રગટ કરનાર આકાંક્ષા જ મુખ્ય વસ્તુ છે. અંગોમાં જોર કરતી શકિતને એ માર્ગે પણ ન લઈ શકાય ? દોડયા જ કરતા, દોડયા જ કરતા, પૂરપાટ દોડયા કરતા, વચ્ચે જે કાંઈ આવે તેને ઠેબે ઉડાડતા ઘોડા કેટલું દોડી શકશે ? એ ક્ષિતિજની પાર પહોંચી શકશે ? ક્ષિતિજનો પંથ એટલો ટૂંકો છે ? અને ધીરજથી, આડાં આવતાં વિઘ્નોને ખસેડવામાં શ્રમ ખર્ચ્યા વિના, એમના પ્રતિકારને સહકારમાં ફેરવી નાખતા અને સર્વ શક્તિને ક્ષિતિજે જ પહોંચવા માટે સંઘરતા ઘોડાને માટે એ પંથ લાંબો છે ? કંટાળાભર્યો છે ?

અંધારું હતું એટલે રાજમહેલના દ્વારની કમાન પરની ડિયાનાની

પ્રતિમા તો દેખાતી નહોતી, પણ અગ્રિપીનાએ એને આ પહેલાં અનેક વાર જોઈ હતી એટલે એ એની આંખો સામે સ્પષ્ટ આવી ગઈ. આ પહેલાં કદી નહોતી જોઈ એવા ધ્યાનથી એણે એને જોવા માંડી. એણે ડિયાનાને બહુ વખત જોઈ હતી પણ કદી આટલી ચોકસાઈથી નહોતી જોઈ. 'ડિયાનાના મોં પર તો કેવા ધીર ભાવો છે, એનાં અંગોમાં શક્તિ દેખાય છે, તરવરાટ છે, પણ અસ્થિરતા જરા ય નથી. અને પાછળ બેઠેલા ઍપોલો પ્રત્યે એનો તુચ્છકારનો ભાવ તો જરા ય નથી. આસપાસનું વાતાવરણ બહુ મૃદુ અને શીતળ છે, કોઈ પુણ્યકાર્ય માટે પ્રવાસ આદર્યો હોય એવી સહકારની ભાવના ત્યાં દેખાય છે. એમાં કોઈને દબાવવાની, કોઈને ચગદી નાખવાની લવલેશ ઇચ્છા નથી દેખાતી. પ્રકાશને ફેલાવવા ડિયાના આવે છે, જ્યારે ઍપોલો એને કહેશે કે હવે તમે જાઓ, હવે મારો પ્રવાસ હું એકલો ખેડીશ, આરામ લેવાને સમુદ્રમાં પોઢવાનો મારો સાંજે સમય થયો હોય ત્યારે ફરી આવજો, એટલે ડિયાના ચાલી જશે અને આજ્ઞા પ્રમાણે જ પાછી આવશે. અને પછી આખી રાત એ ચંદ્રમધુ વર્ષાવ્યા કરશે. આ છે ડિયાનાનું સાચું સ્વરૂપ. એના ઘોડા વેગીલા છે, એનામાં પ્રવાસની દૃઢતા છે, એનામાં જોમ છે પણ એ બધું છે પ્રકાશને ફેલાવા.'

બીજો કલાક વહી ગયો. ત્રીજો કલાક વહી ગયો. એને ખબર ન પડી કે એની આંખોમાંથી આંસુની ધારા ચાલી છે. એ એકદમ પાછી ફરી બિછાના પર પડી ગઈ. ફરી બિછાના પર જ ઘૂંટણ પર ઊભી થઈ ગઈ ને પોતાની જ તલવારથી ચીરી નાખેલી ડિયાનાની મૂર્તિવાળી કાપડની છતના લીરાઓને બે હાથ વચ્ચે દાબી દઈ હાથને છાતીએ દાબ્યા અને 'નાર્સિસસ, નાર્સિસસ !' એમ બોલતી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

એ સ્થિતિમાં એ ક્યારે પાછી સૂઈ ગઈ ને ઊંઘી ગઈ તેની તેને ખબર ન પડી. સવારે ઊઠી ત્યારે ઠીક મોડું થયું હતું, પણ એના મગજમાં શાંતિ હતી.

૪૨

# નીરોની મહેફિલમાં

એગ્રિપીના ગયા પછી સભામાં થોડીવાર ખૂબ ધમાલ મચી રહી. એગ્રિપીના જેવી સ્ત્રીને તેમણે આવો પરાજય આપ્યો એથી તેઓ ખૂબ આનંદ પામતા હતા. નીરોના જયકારથી સભાગૃહ ગાજતું હતું. નીરો મસ્ત બની એ સાંભળતો હતો.

રાજસભામાં આજે તો હવે કંઇ થાય એમ હતું નહિ એટલે સેનેકાએ જાહેર કર્યું, "આજે બનેલી વિચિત્ર ઘટનાની નોંધ લેવાય તે માટે સભા સમય કરતાં વહેલી બરખાસ્ત થાય તે સામે કોઈનો વિરોધ હોય તો જણાવે."

કોઈ બોલ્યું નહિ, કોઇએ હાથ ઊંચો કરીને પણ એ સામે વિરોધ દર્શાવ્યો નહિ એટલે સેનેકાએ સિઝરની વતી સભા-બરખાસ્તનો હુકમ આપ્યો.

સભાગૃહ ખાલી થયું, સૌ ચાલતા થયા; પહેરેદારો જ અહીં-તહીં દેખાતા હતા, ને બહાર ઊભા હતા થોડા અમલદારોને સિઝરની દોસ્તી શોધતા થોડા બીજા જણ.

સેનેકાએ હળવેથી નીરોને ફરીને જગાડચો, "આપણે મહેલમાં જઈએ."

"બસ?" નીરો બોલ્યો. "આજે મજા તો આવી." એ વળી બોલ્યો. પછી આળસ મરડીને, મોટું બગાસું ખાઈને, એ હાથે આંખો ચોળતો ઊભો થયો. હજી એની આંખમાં ઊંઘ હતી, પણ એ ચાલવા લાગ્યો. એકવાર એણે એક લથડિયું ખાધું પણ સેનેકાએ એને થોડાં ડગલાં ટેકો આપીને ચલાવ્યો એટલે એ સ્ફૂર્તિમાં આવી ગયો ને છૂટથી ચાલવા લાગ્યો.

બંધ બગીમાં તેઓ બેઠા. પાછળ ખુશામતિયાઓની બગીઓ ચાલી. કામ માટે સિઝરની રાહ જોતા અત્યાર સુધી ઊભા રહેલા અમલદારો, કામ નહિ પતે એમ લાગતાં, ચાલતા થઈ ગયા.

મહેલમાં તેઓ આવ્યા ત્યારે તો સિઝર બરાબર જાગ્રત થઈ ગયો હતો. રથમાં સેનેકાએ એને વાતો કરાવીને જાગતો કરી દીધો હતો. મહેલમાં આવીને સેનેકા એને કેટલીક વાતો સંભળાવવા માગતો હતો.

સિઝરના પોતાના ઓરડા પાસે તેઓ આવ્યા ત્યારે સેનેકાએ એને ઓરડામાં દોર્યો. નીરો ઓરડામાં આવ્યો કે ઓરડામાં બેઠેલી એક વ્યક્તિ ચમકીને ઊભી થઈ ગઈ. બાપ તરફથી વારસામાં મળેલી કાચી આંખોને ઝીણી બનાવીને નીરોએ જોયું, "ઓક્ટેવિયા!" એણે આશ્ચર્યથી પૂછ્યું.

ઓક્ટેવિયા બીકથી ધ્રૂજવા લાગી. નીરો એની નજીક ગયો એની નજીક જઈ એનું બાવડું પકડીને એને બારણા તરફ એણે ધકેલી, "અનેકવાર ના પાડ્યા છતાં મારા ઓરડામાં આવે છે? ચાલી જા બહાર, લોકો તને મારી પત્ની કહેતા હોય તો ભલે કહે, પણ યાદ રાખ કે તું મારી પત્ની છે જ નહિ, તારા મનમાંથી એ ભાવ કાઢી નહિ નાખે, અહીં આવવું બંધ નહિ કરે તો કોઈક દિવસ હું તને મારી નાખવાનો."

ઑક્ટેવિયા ધ્રૂજતી ધ્રૂજતી બહાર ચાલી ગઈ. નીરો ખડખડાટ હસ્યો. પછી ભાઈબંધો તરફ ફરીને બોલ્યો, "કેવી ડરાવી ? કમજાત છે છોકરી, એગ્રિપીના વચ્ચે ન હોય તો એને મેં ક્યારની યે મારી નાખી હોય."

"જી હા, જી હા, એગ્રિપીના થકી જ તો આપની બધી તકલીફો છે ને ?" સૌએ અભિપ્રાય આપ્યો.

"પણ સિઝર હવે પોતાનું મહત્ત્વ સમજ્યા છે. આજે રાજ-સભામાંથી એમણે એગ્રિપીનાને કેવાં નસાડયાં ? સિઝર આખરે સિઝર છે." એક જણુ બોલ્યો.

"ખૂબ હિંમત સિઝરની !" એક બીજો જણ ટેગેલિનસ બોલ્યો.

"ભારે ધમાલ હતી. એગ્રિપીનાએ રાજસભાનું બહુ અપમાન કર્યું, પણ નાર્સિસસે ઠીક ચીમકી આપી-જો કે નાર્સિસસની હવે ખેરસલ્લા નથી."

"નહિ, નહિ, હવે તો સિઝર બરોબર કડકાઈ રાખશે ને ? એગ્રિપીનાનું હવે બહુ ચાલશે નહિ." પોલિક્લિટસ નામે ભાઈબંધ બોલ્યો.

"હા, જો સિઝર કડક નહિ થાય તો સેનેકાની પણ ક્યાં છે સલામતી ? એગ્રિપીના તો કોણ જાણે શું છે ! એ ધારે છે એને એ મારી જ શકે છે. જાદુ—"

"અરે ભાઈ, ભોજનગૃહમાં જ ચાલો, અહીં ઊભા ઊભા જ વાતો કરશું ને ક્યાંક એગ્રિપીના—" વિન્ડેક્સ બોલતો હતો.

"એગ્રિપીના ?" નીરો કંટાળાથી બોલ્યો. "એ શું કરશે ? પણ સૌની ઇચ્છા હોય તો ભોજનગૃહમાં જ ચાલો."

"થોભો, મને એક બીજો વિચાર આવે છે. આપણે જંગલમાં જઈએ તો ? ભોજનસામગ્રી અને ભોજન માટે સૂવાનાં* આસનો ને બીજી વસ્તુઓ જંગલમાં જ આવે." નીરો બોલ્યો.

---

* સૂતાં સૂતાં ભોજન લેવાની રોમનોની પદ્ધતિ હતી.

"સરસ!" સૌએ એ સૂચનામાં સૂર પુરાવ્યો.

"પણ જંગલમાં જઈએ તો સાવ લુખ્ખા જશું? મારી પત્ની તરફ તો મને જોવું ય ગમતું નથી, પણ આકટેને એને બદલે સાથે લેશું. પણ તમે સૌ તમારી પત્નીઓને લાવો–ઓથો તો પોતાની પત્નીને જરૂર લાવે. પોપિયા સેબિના જેવું હાર્પ રોમમાં બીજું કોણ વગાડે છે? મને ગાતાં તો સરસ આવડે છે, અરે, મારી બનાવેલી કવિતાઓ પણ મને મોઢે છે, કેટલીક તો મેં ગેલિયોને લખાવી છે, હાર્પ હું હવે પોપિયા પાસેથી શીખી લઈશ. બસ, ગાશું, બજાવશું અને નૃત્યો પણ થશે. વાતો થશે, ભોજન થશે, આનંદ આવશે."

"એ સરસ યોજના છે. "સૌ સંમત થયા.

આકટેને બોલાવી લીધી. રાજમહેલના રસોડામાં હુકમો થઈ ગયા ને બગીઓ શહેરની શેરીઓમાં ફરી, નીરો સાથેના નીરોના ભાઈબંધોની પત્નીઓને લેતી નગર બહારના સુંદર જંગલ તરફ ચાલી.

આખો દિવસ સાંજ અને રાત પણ જંગલની મહેફિલમાં નીકળી. વાતોમાં રાજસભાનો આજનો બનાવ, નીરોની હિંમત એવી જ વાતો ચાલી. ગેલિયો નામના લેખકે પોતાની રસદાર ભાષામાં રાજ-સભામાંનો બનાવ ફરી ફરીને વર્ણવ્યો. તેમાં એગ્રિપીનાની જોહુકમી, એગ્રિપીનાની બદનામી, સિઝરનું ભરસભામાં એગ્રિપીનાએ કરેલું અપમાન, રાજસભાએ સિઝરની આજ્ઞા માટે રાખેલો આગ્રહ, સેનેકાની બહાદુરી, નાર્સિસસની બહાદુરી અને સૌથી વિશેષ તો નીરોએ પોતાની માતાની જ સામા થવાની બતાવેલ હિંમત વગેરે એવી રીતે કહ્યું કે નીરો ખુશ ખુશ થઈ ગયો.

વાત સાંભળતાં સાંભળતાં નીરો એકદમ જોશમાં આવીને ઊભો થઈ ગયો. એ મોટેથી બોલ્યો, "એ એગ્રિપીના મારી માતા નથી. એના નામ પર આટલાં બધાંની સમક્ષ હું થૂંકું છું." અને એ ખરેખર

થૂંક્યો. "અહીં તમે બધાં મારાં પ્રિય મિત્રો છો, બોલો, મારે હવે આગળ શું કરવું જોઈએ ?"

"એગ્રિપીનાને દૂર કરો." અભિપ્રાયો તો હાજર જ હતા.

"હું બીજો ઉપાય કહું." એક મિત્ર બુરસ બોલ્યો.

"વાહ, બુરસ વધુ દૂર સુધીનું વિચારી શકે છે, બોલો!" એક બે જણ બોલ્યા.

"એગ્રિપીનાને આજે સભામાંથી ચાલ્યા જવાનો હુકમ કરી શકાયો એમ એને દૂર કરવી સહેલ નથી, પેલાસ જે અશ્વદળપતિ છે તે એની તરફેણમાં છે, પોલિબિયસ પણ તેવો જ છે પણ એને તો આપણી બાજુ ફેરવી શકાય, પણ પેલાસને ફેરવી નહિ શકાય. વળી એગ્રિપીનાને પ્રજાનો પણ કંઈક સાથ છે, કારણ કે એ પ્રજામાં ફરેલ છે અને વિશેષમાં ક્લૉડિયસનો પુત્ર બ્રિટાનિકસ એના પ્રેમને વશ છે અને બ્રિટાનિકસ પ્રત્યે પ્રજાને ભાવ છે. અગ્રિપીનાને આજ ને આજ દૂર કરવા જતાં તો આપણે જોખમ વહોરી બેસીએ. એટલે આપણે એને ધીરે ધીરે રાજસભામાંથી દૂર કરવી, પછી રાજમહેલની સર્વસત્તાધીશતા લઈ લેવી, પછી એને રાજકુટુંબની સ્ત્રીઓ જે મર્યાદામાં રહે તે મર્યાદામાં રહેવા ફરમાવવું—"

"બસ–બસ–બસ સમજ્યા! પછી એને કેદ કરવી, પછી એને મારી નાખવી, સારો ઉપાય છે." સૌએ અવાજ કરી મૂક્યો.

"અને સિઝરે પોતાનો હુકમ વધારતાં રહેવું. સિઝરે એ માટે હિંમત કેળવવી. એ તો ચોખ્ખું છે કે હુકમ સિઝરનો જ હોય." બુરસને પોતાની યોજના પોતાને જ પૂરી કહી બતાવે તેનો રસ હતો.

છેક સવારે બધાં નગરમાં પાછાં આવવા તૈયાર થયાં. પાછાં વળતાં નીરોના રથમાં નીરો અને આકટે બે જ એકલાં હતાં. નીરોએ આકટેની કમ્મરે પોતાનો હાથ વીંટાળી રાખ્યો હતો. પ્રેમભાવમાં

છલકાઈ જતાં નીરો બોલ્યો, "તું મને કેટલી વહાલી છે!" અને એણે એને જોરથી દાબી.

આકટે એ ગૂંગળામણમાંથી ધીમે ધીમે છૂટી ને પછી ધીમેથી બોલી, "પણ સિઝરે માતા પ્રત્યે પણ વહાલ રાખવું જોઈએ."

નીરો હસ્યો. "તું માતાને જાણતી નથી. આકટે! તારાથી મને દૂર રાખનાર એ જ છે."

"તોપણ તમે સારા થાઓ એવી મારી પ્રાર્થના છે."

"સારો તો હું છું પહેલેથી, આકટે! અલબત્ત, હું ખરાબ થયો છું પણ ખરાબ થયા વિના હું રહી શકતો નથી, પણ હજી યે મને થાય તો છે જ કે હું ખરાબમાં ખરાબ કરતાં સારો રહું તો ઘણું સારું. આ જો ને, તને હું પ્રેમ કરું છું એટલો હું સારો નથી?" નીરો બોલ્યો ને એણે આકટેના ચિબુકને પકડી તેનું મોં પોતાની તરફ ફેરવ્યું. આકટેએ સ્નેહભીની આંખોએ નીરોની આંખોમાં જોયું.



## ૪૩

# આજ્ઞાધીનતાની ટેવ

એ ઊઠી, શાંતિથી તૈયાર થઈ. રાત્રે એણે ઇચ્છયું હતું કે સેનેકાને, પોતે સેલાનસ, નાર્સિસસ વગેરેને જે માર્ગે મોકલી દીધા હતા તે માર્ગે મોકલી દેવાનો વિચાર કરવો ને નીરોને રાજસભામાં આવતો બંધ કરવો, પણ અત્યારે એને એનાથી જુદી જ જાતની ઇચ્છા થઈ. નીરોને આજ સુધી એણે રાક્ષસ બનવાની કેળવણી આપી હતી તેને બદલે એને હવે ઈશ્વરીય માર્ગે લેવાનો પ્રયત્ન કરવો, એને સિઝરની જવાબદારીઓનું અને એ ઉઠાવવાનું કામ કેટલું પવિત્ર છે એ સમજાવવાનું શિક્ષણ આપવું, રાજસભાના પ્રશ્નોમાં એને રસ લેતો કરવો, સર્વેનો પ્રેમ મેળવવાનો પ્રયત્ન કરતાં યોગ્ય રીતે રાજસભાની દોરવણી કરવી એ વસ્તુ તરફ એના મનને વાળવું. એનામાં આળસ, પ્રમાદ, ઉદ્ધતાઈ વગેરે જે દોષો છે તે પોતાને કારણે જ છે, કારણકે તે તેને તો કંઈ કરવાની તક મેળવવા જ દેતી નથી, તેને બદલે ધીરે ધીરે એને જ બધું કરતો કરવો. અને સેનેકાએ જે વિરોધ કાલે રાજસભામાં ઉઠાવ્યો હતો તે તો બરાબર જ હતો, એ અંતરથી સાવ તો ચોખ્ખો

માણસ નથી પણ એને એની જવાબદારીઓ સમજાવી હોય, એનું હિત સુરાજ્યપદ્ધતિમાં જ અને સિઝરને સારે માર્ગે જ લઈ જવામાં છે એ વાત જો એની પાસે સ્પષ્ટ કરી દેવામાં આવે, તો એ સારો થઈ શકે ને એની સામે કશું કરવાપણું ન રહે.

એ બહાર નીકળી. મહેલના ઓરડાઓ આગળથી પસાર થતી હતી ત્યાં એક ઓરડામાંથી દોડતી ઓક્ટેવિયા બહાર નીકળી. ઝડપથી દોડીને બહાર નીકળતાં એ એગ્રિપીના સાથે અથડાઈ પડી. એગ્રિપીનાએ એને એકદમ પોતાની છાતી સાથે દાબી દીધી. “કેમ, આટલી બધી ઉતાવળ શેને માટે છે?”

ઓક્ટેવિયાને તો પોતાનો એ ગુનો જ લાગ્યો. એ ડરથી નીચું જોઈ ગઈ. એગ્રિપીનાએ એને વાંસે હાથ ફેરવ્યો ને શાંતિથી ફરી પૂછ્યું, “ક્યાં જવું છે?”

“નાર્સિસસકાકાનું શબ–સરઘસ નીકળ્યું છે તેમાં જવું છે.”

એગ્રિપીનાએ નમ્રતાથી મસ્તક નમાવ્યું. પછી એણે પૂછ્યું, “ખુશીથી જા. મારા વતી પણ એમને માટે પૂજારીને ફૂલ આપજે. હાં, નીરો તો ઓરડામાં જ છે ને?”

“ખબર નથી.”

“કેમ?”

ઓક્ટેવિયાએ જવાબ આપતાં સંકોચ અનુભવ્યો. એ ગળામાંની ડાંચકી મુશ્કેલીથી દૂર કરીને બોલી, “તેઓ મને બોલાવતા જ નથી.”

એગ્રિપીના સમજી ગઈ. એણે કહ્યું, “વારુ, જા, તારે મોડું થતું હશે.”

ઓક્ટેવિયા ધીરે ધીરે ચાલી ગઈ. થોડે દૂર જતાં એણે ફરી દોડવા માંડ્યું.

એગ્રિપીના વિચારમાં આગળ ચાલી. ઓક્ટેવિયાની સ્થિતિએ

એને વિશેષ વિચારમાં નાખી દીધી હતી. એને એના એહિનોબાર્બસ સાથેના પ્રથમ દિવસોની હજી યાદ હતી. એની પોતાની પાસે તો એક વિશિષ્ટ જીવનહેતુ પણ હતો, ગૃહિણી થવાને એનું માનસ સર્જાયું જ નહોતું, ત્યારે આ કે જેના લોહીના અણુએ અણુએ સ્ત્રી પ્રસરેલી છે તેવી નવપરિણીતાની શી સ્થિતિ હશે?

નીરોના ઓરડા આગળ એ આવી તો ઓરડા આગળ એક ગુલામ ઝોકાં ખાતો હતો. એગ્રિપીનાએ એને જગાડ્યો. પેલો ઝબકીને જાગી ગયો ને ઊભો થયો. એગ્રિપીનાએ એને પૂછ્યું, "સિઝર ઓરડામાં છે? તપાસ કર."

"માફ કરો, ભૂલી ગયો, ઊંઘી જવાયું, ખબર નથી." ગુલામ ભયથી બોલ્યો ને પછી ઓરડા પર ટકોરા મારવા લાગ્યો.

"ખોલીને અંદર જા, હોય તો કહે કે સિઝરની માતા સિઝરની મુલાકાત માગે છે."

ગુલામે બારણાને ધક્કો માર્યો. બારણું ખૂલી ગયું. એગ્રિપીના એક બાજુ ઊભી રહી. ગુલામ અંદર આંટા મારી આવ્યો. નીરો તો જંગલમાં મહેફિલ માટે ગયેલો, બહાર આવીને એણે એગ્રિપીનાને કહ્યું. "નથી."

એગ્રિપીનાને થયું, 'નાર્સિસસની સ્મશાનયાત્રામાં ગયેલ હશે? તો મને કહીને–પૂછીને જ જાય.'

છાયાઘટિકાયંત્રમાં એણે જોયું કે રાજસભાનો સમય થયો હતો. નીરો હજી તૈયાર થવાને પણ આવ્યો નહોતો. એણે વિચાર કર્યો હતો કે નીરોને એ રાજસભાના આજના કામથી અગાઉથી માહિતગાર કરશે, પોતે બનશે ત્યાં સુધી સભામાં ચૂપ જ બેસશે ને નીરોને જ કામ કરવા દેશે. સેનેકાને પણ એ કહેવા માગતી હતી કે નીરોને એ રાજસભામાં દોરવણી આપે ને પોતાની ઓછામાં ઓછી

અપેક્ષા રાખે. પોતાની ઇચ્છા હવે પ્રજાને દૃઢ સંસ્કારવાન ને જવાબદારી સમજતી કરવાની હતી. એમ કરવાથી જ સામ્રાજ્ય બળવાન અને સુવ્યવસ્થિત બનશે.

પણ નીરો ન આવતાં ને સેનેકાને પણ મળવાનું ન બનતાં એ કંઈક નિરાશ થઈ ગઇ. એણે પોતે જ હવે તો રાજસભામાં એકલાં જવાનું ધાર્યું.

એ જ્યારે રાજસભામાં આવી ત્યારે બહુ જ થોડા સભ્યો સભામાં હાજર હતા. એ આશ્ચર્ય પામી, પણ પછી ખ્યાલ કર્યો કે કાલે પોતાના સભા છોડી ગયા પછી કંઈ નિર્ણય થયો હોય, અથવા નાર્સિસસની સ્મશાનયાત્રામાં ઘણા સભ્યો ગયા હોય.

એનું પ્રથમ તો ધ્યાન નહોતું ગયું પણ જ્યારે એ ઘણી વાર સુધી એ મંચ પર ઊભી રહી ને છતાં હાજર રહેલા સભ્યોએ એની સામું પણ ન જોયું, એ આવી છે તેવું તેમણે જાણ્યું પણ ન હોય તેમ તેઓ લાંબા પગ કરીને એકમેકના ગળામાં હાથ નાખીને ગપ્પાં મારતાં બેઠા હતા, ત્યારે એને યાદ આવ્યું કે એ આવી ત્યારે એના સામું તો કેટલાકે જોયું હતું પણ રોજના નિયમ મુજબ કોઈ એને માન આપવાને પણ ઊભું નહોતું થયું, ને તરત પોતાનાં ગપ્પાંમાં મગ્ન થઈ ગયા હતા.

એના ઘડાઈ ગયેલા માનસને આ એકદમ અપમાનજનક લાગ્યું. એની છાતીમાં શ્વાસ ભરાતો હતો, એની આંખોમાં ચમક આવતી હતી, એના ગળામાં ગર્જના ઘૂંટાતી હતી પણ તરત બધો ઉશ્કેરાટ ઊતરી ગયો. રાતના વિચારોની છાયાએ એના મગજને એકદમ આવરી લીધો ને એ નમ્ર બની ગઈ. નાર્સિસસના ખૂનના પ્રાયશ્ચિત્ત તરીકે આવાં અનેક અપમાનો ગળી જવાં પણ એને જાણે યોગ્ય લાગ્યાં. એણે શાંતિથી પૂછ્યું, "માનવંતા સભ્યો મને જણાવી શકશો કે આજે સભાગૃહ આટલું બધું ખાલી કેમ છે?"

એક બે જણાએ એની સામે જોયું, પણ તરત ફરીને નજર ફેરવી લીધી. એણે ફરીને પૂછ્યું, એક જણે જવાબ આપ્યો, "અમને ખબર નથી."

"નવાઈ!" એગ્રિપીના બોલી. એ બોલતાં બહુ સંયમ રાખવા જતાં પણ એને થઈ ગયું કે જો એ ત્રાડ મારીને બોલે તો આમાંના એકેની એ તાકાત નથી કે તે એની આમ ઉપેક્ષા કરી શકે, પણ તરત એ વિચારને હસી કાઢ્યો. 'દુશ્મનો વધારવાની જ એ રીત છે ને? આજ સુધી એણે જે રીતનો વર્તાવ રાખ્યો હતો તેનો જ આ પ્રત્યાઘાત છે. નાર્સિસસની આ રીતે કેમ કોઈ ઉપેક્ષા નહોતું કરતું?'

એ મંચની બહાર ચાલી ગઈ. એ મહેલમાં જ સીધી આવી ગઈ. નીરોના ઓરડાથી થોડે દૂર હતી ત્યાં જ ઓરડામાં એ વખતે નીરોને અને તેની સાથે એક છોકરીને દાખલ થતી જોઈ. નીરો આકટેને આગ્રહ કરી પોતાની સાથે લાવ્યો હતો. મા એની સાથે પોતાને જોઈ ગુસ્સો કરે તો તે જ વખતે માને ચોખ્ખા શબ્દોમાં એનું સ્થાન સમજાવી દેવાનો એણે વિચાર કર્યો હતો. એગ્રિપીના બારણા આગળ આવી. ગુલામોએ એને બારણું ખોલી આપ્યું. બારણું ફરી ખૂલતાં નીરોએ પાછળ જોયું. એગ્રિપીનાને જોતાં જ એનું બળ હરાઈ ગયું ને એ થોડો ગભરાયો, નમન કરવા એક ડગલું આગળ આવ્યો ને ઘૂંટણિયે પડયો. એગ્રિપીનાએ એના કપાળ પર એક ચુંબન લઈ એને ઊભો કર્યો ને શાંતિથી પૂછ્યું, "ક્યાં ગયો હતો?"

નીરો જવાબ આપવા માટે ગૂંચવાયો. થયું કે તે માતાને એમ કહે કે રાજસભામાં એ ગયો હતો તો માતાને ખૂબ ગમે, પણ તો એ પછી તરત બીજો પ્રશ્ન આવે કે વહેલો કેમ આવી ગયો?

તો એનો જવાબ શો દેવો એના વિચારમાં એ હતો, ત્યાં એગ્રિપીના બોલીઃ " હું રાજસભામાં જઈ આવી. બહુ થોડા સભ્યો હાજર હતા, સેનેકા પણ નહોતા."

નીરો વધુ ગૂંચવાયો, ત્યાં એગ્રિપીનાએ પુછ્યું, "નાર્સિસસની શબયાત્રામાં ગયો હતો ?" નીરોએ એકદમ હા કહી દીધી. હા કહ્યા પછી તો એને થયું કે નાર્સિસસનું જ મૃત્યુ થયું છે એ મૂળ વાતની જ એને ખબર નથી, એટલે એને બીક લાગી કે જો આગળ પ્રશ્ન થશે તો એ ખોટો ઠરશે. એગ્રિપીનાનાં છૂટક છૂટક વાકયો વચ્ચે ક્ષણ બે ક્ષણનો જ વિલંબ જતો હતો એટલે નીરોએ છેલ્લે આપેલ જવાબ વિચાર કર્યા પછી આપ્યો હોય એમ લાગે એમ નહોતું એ નીરો સમજી ગયો, પણ એને વળી થયું કે નાર્સિસસે તો કાલે એગ્રિ-પીનાનો રાજસભામાં એટલી હદે ખુલ્લો વિરોધ કર્યો હતો કે એની શબયાત્રામાં ભાગ લેવા માટે એગ્રિપીના એની ધૂળ કાઢી નાખશે. પણ એની નવાઈ વચ્ચે એગ્રિપીના કંઈ જ બોલી નહિ. એ એટલું જ બોલી, "હવે તું જલદી તૈયાર થઈ ને આવ, આપણે આજે સાથે જ ભોજન લેશું, ઑક્ટેવિયાને પણ સાથે લેજે. આપણે ભોજન પર નિરાંતે થોડી અગત્યની વાતો કરવી છે." નીરોએ માથું હલાવી હા કહી.

અને એ ચાલી ગઈ. એના ગયા પછી નીરોએ વાંસો ફરીને જોયું તો આક્ટે ત્યાં નહોતી. એ નિરાશ થઈ ગયો. એને મા ઉપર ગુસ્સો આવ્યો.

એગ્રિપીનાના ગયા પછી ગુલામે મોં સાફ કરવા માટે સુગંધી પાણી આપ્યું ને શરીરે ને માથે ચોળવા સુગંધી તેલના કટોરા લાવ્યો. સિઝરને એ બધું અંગે લગાડે તે માટેની આજ્ઞાની તે રાહ જોતો ઊભો હતો પણ સિઝરે એને ચાલ્યા જવાનું જ કહ્યું.

સુગંધી પદાર્થો જેમના તેમ પડયા હતા ને નીરો એમ ને એમ બેસી રહ્યો. અહીં આવતાં એણે કેવી કેવી કલ્પના કરી હતી!

આફટે એને સુગંધીનું મર્દન કરશે, એનાં અંગો ધસશે, એને માથે પાણી રેડશે, એની જોડે પાણીની કૂંડીમાં બેસી સ્નાન કરશે ને મજાની વાતો કરશે. એની બધી કલ્પનાઓને એગ્રિપીનાએ ધૂળમાં રોળાવી. વધારામાં એ તો એને જલદી તૈયાર થઈને પોતાની પાસે આવવાનું પણ કહેતી ગઈ!

'ઓચિંતી ઘડીએ આવીને ગભરાવીને મા એની પાસેથી આવવાની કબૂલાત ભલે લઈ ગઈ, પણ હવે જવાનો તો નહિ જ. જોઉં છું એ શું કહે છે? શું કરે છે? મને પણ કંઈ કહેવાની તક મળશે.' એ ગણગણ્યો ને એ ખરેખર ન ગયો.



૪૪

## ઘડાયેલા સ્વભાવ

એગ્રિપીના તો ભોજનગૃહમાં નીરોની રાહ જ જોતી રહી. એણે આજે પોતાના મગજમાં કેટકેટલાં કામોનો વિચાર કર્યો હતો. જો ભોજન બરાબર સમયે નહિ પતે તો બધાં કામોનો સમય એટલો પાછળ ઠેલાશે ને છેલ્લા કામ માટે સમય નહિ રહે અથવા બધું પતાવવા માટે દરેક કામ ઉતાવળથી કરવું પડશે.

એણે એક બે વાર ગુલામોને નીરોને ખબર આપવા મોકલ્યા પણ નીરોએ એમને કંઈ જવાબ આપ્યા વિના જ ડરાવીને કાઢી મૂક્યા. એગ્રિપીના અકળાતી હતી. એમ ને એમ ઠીક ઠીક વાર થઈ ગઈ એટલે એનાથી ન રહેવાયું. નીરોને જે વાતો કરવાની હતી તે માટે એણે આ જ સમય પસંદ કર્યો હતો. એ વાતો માટે બીજો જુદો સમય કાઢવો એને નિરર્થક લાગતો હતો. એ જરા રોષમાં આવી ગઈ ને ઊભી થઈને જાતે નીરો પાસે જવાને ચાલી.

નીરોના ઓરડા આગળ ગઈ ત્યારે બહાર ઊભેલા ગુલામે ખબર આપ્યા કે નીરોએ બારણું ઉઘાડવાની ના કહી છે. એ ઊંઘે છે.

"ઊંઘે છે? અત્યારે?" એગ્રિપીનાએ પૂછ્યું.

"મને એમ કહેવા કહ્યું છે." ગુલામ ગભરાઈને બોલ્યો.

"હું કહું છું કે ખોલી નાખ." એગ્રિપીના બોલી. રાજકાજમાં ખર્ચવાનો સમય આ રીતે વપરાય તે એને પસંદ નહોતું એટલે એ ઉશ્કેરાઈ ગઈ.

આખી પ્રજામાં, રાજસભામાં ને રાજમહેલમાં સૌ કોઈ જાણતું હતું કે સિઝર કરતાં સિઝરની માતાનો હુકમ મોટો છે, એટલે ગુલામ એગ્રિપીનાના હુકમ આગળ કંઈ બોલી શક્યો નહિ, એણે બારણું ખોલી આપ્યું.

દીવાનખાનાના ઓરડાની પછીના શયનગૃહનું બારણું ઠેલતાં અને અંદર પ્રવેશીને પલંગ તરફ જોતાં જ એ થંભી ગઈ. એ એકદમ આડું જોઈ ગઈ.

બારણું ખૂલવાનો અવાજ સાંભળતાં જ ઝબકીને એક છોકરી પલંગ પરથી નીચે ઠેકી પડી હતી ને વસ્ત્રો ઠીક કરતી હતી. એગ્રિપીનાએ આ છોકરીને સામાન્ય રીતે મહેલમાં ફરતી એકાદ બે વાર જોઈ હતી, પણ એને એ ઓળખતી તો નહોતી જ. પેલી છોકરી ઠીક થઈ ગઈ ને ઓરડાની બહાર નીકળી જવા આગળ આવી એટલે એગ્રિપીનાએ એને રોકી, પૂછ્યું, "કોણ છે?"

છોકરી લજ્જાથી નીચું જોઈ ગઈ. એ થરથર કંપવા લાગી. એગ્રિપીનાના ગુસ્સા વિષે એણે સાંભળ્યું હતું. એ જવાબ જ દઈ ન શકી.

"શું છે તારું નામ?" એગ્રિપીના દરેક શબ્દ પર ભાર મૂકીને બોલી.

"આકટે –" છોકરીએ માંડ માંડ ગળામાંથી અવાજ કાઢ્યો.

"આકટે?" એગ્રિપીનાને આશ્ચર્ય થયું. એ એને ઓળખી ગઈ. નીરો આની જ જોડે પરણવાનો આગ્રહ રાખતો હતો. એ વિચાર-

માં પડી ગઈ. આની સાથે પરણવા ન મળતાં નીરોએ આ સંબંધ રાખ્યો છે? છોકરી ઉપર રોષ કરવાનું તો એને કારણ લાગ્યું નહિ. એ બીચારી તો સિઝરનો હુકમ થાય એટલે નિરુપાય જ. એણે છોકરીને બારણું બતાવી દીધું. આકટે આસ્તેથી બહાર નીકળી ગઈ.

એગ્રિપીના થોડીવાર સ્થિર ઊભી રહી. એના બધા વિચારો અલોપ થઈ ગયા. ક્રોધથી એનાં અંગો ઝણઝણી ઊઠયાં. એ હોઠ દાબીને આગળ વધી. કમ્મરે તલવાર હતી તે કાઢી તેની અણી નીરોના અંગૂઠાને અડાડી. અણી વાગતાં નીરો ઝબકીને જાગ્યો. ખુલ્લી તલવારે માને ઓરડામાં જોતાં એ ધ્રૂજી ઊઠયો. એણે પોતાના પડખામાં નજર કરી, આકટે ચાલી ગયેલી જણાઈ. એક ક્ષણમાં એના મગજે કેટલી યે લાગણી અનુભવી લીધી, અને એ લાગણીઓનું છેલ્લું સ્વરૂપ હતું રોષનું. માતા સાથે જમવા ન જતાં તેણે આકટેને બોલાવી હતી, શયનાગારમાં જ થોડું ભોજન તેની સાથે પતાવી રાતનો ઉજાગરો દૂર કરવા તે ઊંઘ લેવા પડયો હતો. આકટેએ એને એગ્રિપીનાનું માન જાળવવા કહ્યું અને ઊંઘવું હોય તો રજા લઈ આવવી એવું સૂચન કર્યું પણ એણે તો ખાસ વિરોધ ખાતર પણ મા પાસે ન જવાની અને એ રીતે એને ઉશ્કેરી એની સામે થવાની પોતાની હોંશ પૂરી કરવાની જ પોતાની ઇચ્છા રાખી. ઊંઘમાં પણ એ માતાને ગરમ ગરમ જવાબો જ આપતો હતો, એ જ ક્ષણે એને એગ્રિપીનાએ તલવારની અણીથી જગાડી દીધો.

રોષથી લાલ થયેલી આંખોને એ થોડીવાર એગ્રિપીના સામે માંડી રહ્યો. એગ્રિપીના ચમકી. નીરોની આ હિંમત? એને ઝાળ લાગી. નીરોએ બૂમ મારીને એમાં તેલ રેડયું. "તમને મારા શયનાગારમાં આવવાની પરવાનગી કોણે આપી?"

"મને પરવાનગી?" એગ્રિપીના એક ડગલું આગળ આવી.

એ નજીક આવતાં નીરોને એનું સ્વરૂપ વિકરાળ લાગ્યું. એની બધી હિંમત ઓસરી ગઈ. એને ગભરામણ છૂટી.

"આ છોકરીને શા માટે બોલાવે છે ?" એગ્રિપીનાએ તીક્ષ્ણ દૃષ્ટિએ એની આંખો સામે આંખો માંડીને પૂછ્યું.

"આપ – આપ – આપ આપનું કામ..." નીરો હિંમત લાવવા મથતો હતો.

"મારું કામ ? મારું કામ તને મારે વશ રાખવાનું છે. આજ પછી ઓક્ટેવિયા સિવાય કોઈ છોકરીની સાથે તું જોવામાં ન આવવો જોઈએ. આ મારો તારે માટેનો સ્પષ્ટ હુકમ છે."

નીરો હુકમ સાંભળી રહ્યો.

"ભોજન પર ચાલ." એગ્રિપીનાએ હુકમ કર્યો.

"મને ઇચ્છા નથી." ડરતો ડરતો નીરો બોલ્યો.

"તોપણ ચાલ."

"મને ઊંઘ આવે છે."

"અત્યારે કેમ ઊંઘ આવે છે ?"

નીરોમાં હવે હિંમત નહોતી કે એ સાચું બોલી શકે. માતાની સામે થવાનું જોર, એવો વિચાર પણ, માતા સામે આવી એટલે અદૃશ્ય થઈ ગયો. એ જુઠ્ઠું બોલ્યો, "રાત્રે આરામ નહોતો, બરાબર ઊંઘ ન આવી."

અત્યાર સુધી ઉગ્ર સ્વરે ને અક્કડ રીતે જ વાત કરતી એગ્રિપીના પુત્રની નબળી તબિયત અને તેને લીધે ઊંઘ ન આવી શકવાની વાત સાંભળી એકદમ નરમ બની ગઈ. "ઓહ, ત્યારે મને સવારે કેમ ન કહ્યું ? તો હું તારી ઊંઘમાં ખલેલ પાડત જ નહિ; ચાલ સૂઈ જા, હું જાઉં છું, ઓક્ટેવિયાને મોકલું ?"

"ના." નીરોએ માથું જ હલાવ્યું.

"ઈશ્વર તને તંદુરસ્ત ઊંઘ આપે, હું જાઉં છું." એગ્રિપીના ચાલી ગઈ.

નીરો પલંગ પર ફરીને પડયો પણ એને ઊંઘ ન આવી શકી. એણે આકટેને યાદ કરી. ગુલામને એને બોલાવવાને મોકલ્યો, પણ એ મળી નહિ. નીરો ગુસ્સાથી બેઠો થઈ ગયો. પોતે માના પ્રભાવમાં કેટલો દબાઈ ગયો છે એ વિચારે એને પોતાની જાત પ્રત્યે રોષ આવ્યો ને પછી માતા પ્રત્યે રોષ આવ્યો. 'એને જલદી દૂર કરવી જોઈએ, એની સામે એની હાજરીમાં થઈ શકાતું નથી માટે એ મારી સામે જ ન આવી શકે એમ કરવું જોઈએ.' નીરોનો વિચાર દૃઢ બનતો હતો.

એગ્રિપીના પાછી ભોજન પર આવી પણ એને ખાવાની ઈચ્છા ન થઈ. એને થયું, પોતે સમજ્યા વિના નિર્દોષ પુત્ર ઉપર ગુસ્સે થઈ ગઈ. પુત્ર દિવસે શા માટે ઊંઘે છે એનું કારણ વિચાર્યા વિના એણે એની નબળી તબિયતમાં આરામ આપતી મીઠી ઊંઘ બગાડી. એને આકટેનો વિચાર આવ્યો, પણ એ માટે પણ એના મનમાં થયું, એ સિવાય બીજું પરિણામ હોઈ પણ શું શકે? જુવાન માણસની ઇચ્છાઓને વડીલો કચડી જ નાખવાના પ્રયત્નો કરે ત્યારે એ ઇચ્છાઓને તૃપ્ત કરવા તે છાના માર્ગો લે જ, એમાં એનો શો દોષ? એને એનું હૃદય ડંખવા લાગ્યું. અને આ રીતે ડરાવીને, દાબમાં રાખીને, મારી ઇચ્છાઓની જ દોરી પર ચલવીને એને હું મૌલિક બુદ્ધિનો બનાવી શકીશ? એના પ્રત્યેના પ્રેમનો મારો આ માર્ગ છે? મને જ હું કાબૂમાં ક્યાં રાખી શકું છું? મેં નિશ્ચય કર્યો હતો કે પ્રેમથી જ જો કંઈ થાય તો કરવું છે, નમ્રતાથી જ જે પરિણામ આવે તે લાવવું છે, એ મારો નિશ્ચય નિશ્ચયના પ્રથમ પ્રભાતે જ ડૂબી ગયો! આવી અસ્થિર હું બીજાની ઇચ્છાઓને જકડી રાખવાનો દાવો શી રીતે કરી શકું! એને વિચારો આવતા હતા ને પશ્ચાત્તાપ થતો હતો.

એણે નક્કી કર્યું કે જ્યાં સુધી ધીરજથી કામ કરી શકાય તેવું થોડું પણ દૃઢ ને આમ એક ક્ષણમાં જ ઉશ્કેરાઈ ન જવાય તેવું મનોબળ તૈયાર ન થાય ત્યાં સુધી નીરોને એની રીતે વર્તવા દેવો. આ સમય દરમિયાન એ પણ જોઈ શકાશે કે નીરોની વૃત્તિઓ કઈ રીતે કામ કરે છે ને એને અનુસરી એને કઈ રીતે કાર્યસાધક બનાવી શકાય.

થોડીવાર ભોજન પર આમ જ વિચાર કરી એ માત્ર દૂધનો પ્યાલો જ પી લઈને ઊઠી ગઈ.

અને તે દિવસે જ એણે પોતાના ઓરડામાં ડિયાનાની પ્રતિમાની પડખે નાર્સિસસનું પૂતળું મુકાવી દીધું.



૪૫

# ખ્રિસ્તની નજીક

એગ્રિપીનાએ મનને ઘડવાનો નિશ્ચય કર્યો, પણ તે કેમ ઘડવું તેની તેને સૂઝ ન પડી. મન ઉશ્કેરાઈ ન જાય તે માટે એણે રાજકારણી પ્રવૃત્તિઓ પ્રત્યેની જિજ્ઞાસા તજવા માંડી, પણ છતાં ય કોઈ વાર પેલાસને કે એસોરોનિયાને કે બારણે ઊભેલા ગુલામને પણ એનાથી પૂછી જવાતું; ને જ્યારે એ જાણતી કે નીરો રાજસભામાં ગમે ત્યારે આવે છે, એગ્રિપીના માટે સદ્‌ભાવથી બોલનારનું ભરસભામાં અપમાન કરી નાખે છે, સભામાં કંઈ કામ થતું નથી હોતું, કેવળ ગપ્પાં ને નીરોની ખુશામતો ચાલે છે; નીરોનો ઘણો સમય તો પોતાના ઓરડામાં ખુશામતિયાઓ અને સ્ત્રીઓમાં જ જાય છે, મહેફિલોમાં ગમે તેવું ખેલાય છે ને બોલાય છે—ત્યારે એનું મન ઉદ્વેગ પામતું. એને એમ પણ થઈ જતું કે એ પોતે એક ત્રાડ મારે તો એટલા જ માત્રથી નીરોની બધી પ્રવૃત્તિઓ નિયમનમાં આવી જાય. એ એક વખત રાજસભામાં જઈ એકાદ સભ્યને જરા મોડા થતાં કે સભ્ય રીતે ન વર્તતાં જોતાં દંડ ફટકારે કે બધું જ બરાબર ચાલતું થઈ જાય. એ

માટે એના મનમાં ઉશ્કેરાટ આવી જતો પણ તરત એ પોતાનો નિર્ણય યાદ કરતી ને વિચારતી—એમ થાય એ તો શક્ય છે પણ એનું આખરી પરિણામ કયું સંભવશે? ને એ શાંત થઈ જતી.

પણ છતાં ય એને થતું કે આમ નિષ્ક્રિય તો કેમ જ બેસી શકાય? નાનપણથી જ જેને કૂદવા ને ઠેકવાની જ આદત છે તે મનનાં ને અંગોનાં ઘોડાંઓને આજે ખીલે બંધાયા ચેન કેમ પડે? એમ તો એ અકાળે મરી ન જાય?

એ વિચાર કરતી હતી ત્યાં બહારથી બારણા પર ટકોરો થયો. એગ્રિપીનાએ અંદરથી પૂછ્યું, "કોણ છે?" .

"ભૂ-ત!" જવાબ આવ્યો.

આ રીતે જવાબ આપનાર કોણ હશે એ એગ્રિપીના ધારી ન શકી, પણ એને ય ગમ્મત કરવાની ઇચ્છા થઈ આવી. એણે પૂછ્યું, "ભૂતનું કંઈ નામ ખરું કે નહિ?"

"ભૂતનું નામ 'હાઉક!'" જવાબ મળ્યો.

"આ નામ તો બિવડાવે એવું. જાઓ ભાઈ જાઓ, ભૂતભાઈ, આપના જેવા માટે અહીં પ્રવેશ નથી."

"અરે પણ, બારણું તો ખોલો. ભૂતનું રૂપ જુઓ ને પછી નામને વખોડીને એને કાઢી મૂકજો."

એગ્રિપીનાએ હળવેકથી બારણું ખોલ્યું ને "જોઈ લો, આ તમારું ભૂત!" કરતી ઓક્ટેવિયા અંદર ઘૂસી આવી.

"ઓહ, ઓક્ટેવિયા? કેમ, કંઈ કામ છે?"

"કામ વિના આવ્યાં હઈશું? પણ આજ તો આપની ઉપર એક ચઢાઈ લઈને જ ખાસ આવી છું."

"ચઢાઈ?"

"હાં! હું તો સંદેશવાહક છું; લશ્કર જોવું છે?"

"હા ભાઈ, જોવું જોઈશે કે લશ્કર કેવડુંક છે, એ જોયા પછી સમજાણુ પડે કે લશ્કર સામે ચડાઈ માંડવી કે સુલેહ માગવી."

"આપને સુલેહ જ માગવી પડશે. આવો, આમ જુઓ." કહીને ઑક્ટેવિયા એગ્રિપીનાને બાજુના એક ઓરડામાં લઈ ગઈ. ઓરડાની વચ્ચે એક પડદો હતો. "જો જો, હાં!" કરીને ઑક્ટેવિયાએ પડદો ખસેડચો કે ખડખડાટ હાસ્યનો સાગર ઊછળી ઊઠ્યો.

"અરે, કોણ છો આ બધાં?" એગ્રિપીના ગમ્મતના ભાવમાં બોલી.

"પેલાસ!" ઑક્ટેવિયાએ ઉચ્ચાર કર્યો ને બધાંની વચ્ચે નીચો નમીને સંતાઈ રહેલો પેલાસ ઊભો થયો.

"બ્રિટાનિકસ!" ઑક્ટેવિયાએ બીજું નામ લીધું ને સંતાયેલો બ્રિટાનિકસ ઊભો થયો.

"પોમ્પોનિયા!" ત્રીજું નામ બોલાયું.

એક પ્રૌઢ, ગંભીર, શ્વેતવસ્ત્રધારી, સાદાઈથી પરિપૂર્ણ ને મોં પર પવિત્રતા ને ખાનદાનીના ભાવોવાળી સ્ત્રી હળવેથી ઊભી થઈ. વિનયથી એણે એગ્રિપીનાને મસ્તક નમાવ્યું. એગ્રિપીનાએ મસ્તક નમાવીને છાતીએ હાથ મૂકીને વધુ નમ્રતાથી નમનનો સ્વીકાર કર્યો.

"આપની ઓળખાણ મળશે તો આનંદ પામીશ." એગ્રિપીના બોલી. એગ્રિપીનાનો પ્રશ્ન સાંભળી ઑક્ટેવિયા એકદમ બોલી ઊઠી.

"અરે, ઓળખાણ તો મારે ઘણાંની કરાવવાની છે, આપ એમની પ્રત્યે એકદમ પક્ષપાત કેમ બતાવી દો છો? નહિ નહિ, હાં, એમની ઓળખાણ તો પહેલાં જ. એ છે અમારી મેરી—માતા મેરી, ખ્રિસ્તની માતા મેરી જ તેઓ હોય એમ નથી લાગતું?"

પોમ્પોનિયાએ ઑક્ટેવિયાના શબ્દોથી લજ્જિત થઈને કહ્યું, "હું તો એક મામૂલી સ્ત્રી છું. સિઝર જુલિયસ પછી, થોડાં જ વર્ષો

પહેલાં બ્રિટનને જીતનાર અને પછી ત્યાં જ જંગલીઓને હાથે મૃત્યુ પામનાર બહાદુર અને દેશભક્ત પતિની હું સામાન્ય પત્ની છું. ખ્રિસ્તનો લોકકલ્યાણક ઉપદેશ સાંભળીને એમની પ્રેરણાનો પ્રસાદ મેળવ્યો. એ પ્રેરણાનો ઈશ્વરપ્રેરિત ઉપયોગ હું મારા જીવનને નમ્ર બનાવવામાં અને બીજાને તેમ કરવા સમજાવવામાં કરું છું."

"આપનો પરિચય મને સુખદાયી થાય તેવું હું જોઈ શકું છું."

"અમે આજે જઈએ છીએ સંત જોનની સભામાં. આપને ત્યાં લઈ જવાને જ અમે સૌ અહીં આવ્યાં છે." ઓક્ટેવિયા બોલી.

"અને આજે છે દેવ નાર્સિસસનું માસિક શ્રાદ્ધ. એ મહાનુભાવના આત્માને પ્રાર્થનાની અંજલિ આપવામાં પણ આપ સાથ પૂરશો એવી અમને આશા છે." પોમ્પોનિયા નમ્ર સ્વરે બોલી.

"મને આપના સુંદર આમંત્રણથી આનંદ થાય છે. હું હમણાં જ તૈયાર થઈને આવું છું." એગ્રિપીના બોલી અને ઝડપથી પાછી ફરીને પોતાના શણગારગૃહમાં ગઈ. ઓક્ટેવિયા કંઈક કહેવા માગતી હતી તે કહી ન શકી.

ખૂબ વિચાર કરીને એગ્રિપીનાએ પોતાનાં અંગોને બેસતાં આવે તેવાં છતાં ખૂબ સાદાં વસ્ત્રો પસંદ કરી કાઢ્યાં ને થોડીવારમાં એ સૌની સમક્ષ પાછી ઉપસ્થિત થઈ ગઈ. એના શરીર પર કે વાળમાં કે વસ્ત્રમાં ક્યાં ય ઘરેણું કે સુશોભન નહોતું, છતાં જાણે એમાંથી જ એગ્રિપીનાનું સૌંદર્ય કોઈ પણ પરિધાન કરતાં વિશેષ રૂપે પ્રગટ થતું હતું. આવીને એગ્રિપીનાએ પોમ્પોનિયા અને પછી પોતાની ઉપર નજર નાખી જોયું કે એના કરતાં પોતે વધુ સાદી છે કે નહિ. જોઈ રહ્યા પછી એને સંતોષ થયો. આજ ત્રીસ બત્રીસ વર્ષની ઉમરે પણ, લગભગ પચ્ચીસ વર્ષ પહેલાં ડિયાનાની મૂર્તિને પ્રથમ વાર ધ્યાનથી જોતાં એની આંખોમાંથી જે નિર્દોષતા ટપકતી હતી તે જ આજે

એની આંખોમાં હતી. એને પોતાને તો એનો ખ્યાલ પણ નહોતો, કારણ કે આજની નમ્રતાની ત્યાગની ને પ્રેમની નિર્દોષતા તો એના શાંત, સ્વચ્છ ને ઊંડા માનસસરને તળિયેથી એનાં પાણીમાં જરા સરખો પણ ખળભળાટ મચાવ્યા વિના ઉપર આવતી હતી, જે જોવાની એને ટેવ નહોતી. ડિયાનાની દૃષ્ટિ તો એને વારે વારે નિર્ઝાંગો પર જ જોવા તરફ વાળતી હતી. એમાંથી જે પરિણામ આવ્યું તે તો જગતે જોયું હતું. જગતે જોવાનું હતું હવે આનું પરિણામ. સૌ મુગ્ધ બની એના આ નવા સૌંદર્યને જોઈ રહ્યાં.

"કેમ, ચાલશું ને?" થોડીવાર એમ ને એમ ઊભી રહ્યાં પછી એગ્રિપીના પોમ્પોનિયા તરફ જોઈને બોલી.

હવે જ ઑક્ટેવિયાને બોલવાનું સૂઝયું, "વાહ! ચાલશું એટલે? માતાએ પોતાની ઓળખાણ આપી દીધી એટલે પત્યું, એમ ને? માતા પણ બડાં સ્વાર્થી છે. રહો, ચાલશો ક્યાં? બધાંની નહિ તો થોડાંની તો ઓળખાણ લઈ જ લેવી પડશે. જુઓ, આ છે અમારા લંગડા સરદાર." ઑક્ટેવિયાએ તો એકદમ શરૂ પણ કરી દીધું. એ સાંભળીને એગ્રિપીના એકદમ હસી પડી. એને પણ પોતાનું નાનપણ યાદ આવ્યું. ઑક્ટેવિયાની આજની ઉમરે તો એ ખૂબ ગંભીર બની ગઈ હતી, પણ ઑક્ટેવિયાના સંજોગોએ એને એવી બાબતોથી દૂર રાખી હતી ને એ પાંચ વર્ષની બાલિકાના જેવી જ મુગ્ધ હજી પણ રહી હતી. એગ્રિપીનાને એના પ્રત્યે ખૂબ વહાલ ઊપજ્યું. એ બોલી:

"એમનું બીજું કંઈ નામ ખરું કે નહિ?"

"નામ એપિક્ટેટસ. ખ્રિસ્ત વિષેની માહિતી એની પાસે ખૂબ છે. બીજા આ સાહેબ ટિટસ. એ પોતાને રાજવંશી ગણાવે છે, પણ અમને તેઓશ્રી મળ્યા હતા રસ્તામાં પડેલાની સ્થિતિમાં. પછી એક છે આક્ટે, સરસ છે છોકરી, પણ સિઝર એને કાલે જ પરાણે લઈ

ગયા બાયાનગર. સિઝર બાયાનગરમાં એક ગ્રીષ્મભવન રચાવે છે તેનું સ્થાન જોવા તેઓ ગયાં છે. ”

એગ્રિપીનાનું મગજ આ સમાચારે થોડું ખળભળી ગયું, પણ ત્યાં તો ઑક્ટેવિયા બોલી, “ અને આ છે વન્સીમસ, નાર્સિસસનો ગુલામ. ” નાર્સિસસ નામ આવતાં એગ્રિપીનાની વિચારદિશા એકદમ બદલાઈ ગઈ.

“ બધાંની ઓળખાણો અત્યારે આપવા રહીશું તો કોઈની યાદ નહિ રહે, ને વળી આપણને મોડું પણ થશે, માટે આપણે હવે ચાલીએ. ” પોમ્પોનિયા બોલી.

સૌ ચાલવા લાગ્યાં. એગ્રિપીનાની જોડાજોડ જ પોમ્પોનિયા ચાલતી હતી. એને બીજે પડખે વન્સીમસ થોડો આગળ રહીને ચાલતો હતો અને બ્રિટાનિકસ થોડો પાછળ રહીને ચાલતો હતો. બધાંને દોરવાને ખૂબ હોંસીલી એવી ઑક્ટેવિયા સૌથી ખૂબ આગળ દોડતી જતી હતી, અને એની હરીફાઈમાં ચાલતો હતો લંગડો એપિક્ટેટસ.

“ નાર્સિસસ ઘણો વખત અમારી વચ્ચે બેસતા. ” પોમ્પોનિયાએ કંઈ વાત શરૂ કરવાના હેતુથી કહ્યું. આજના પ્રસંગને સંગત પણ એ શરૂઆત હતી.

“ તેઓ તો દીક્ષા નહિ લીધી હોવા છતાં આપણા સૌ કરતાં ખ્રિસ્તની વિશેષ નજીક હતા. એમના મૃત્યુથી મેં તો પિતા જ ગુમાવ્યા. ” વન્સીમસ ગળગળા સ્વરે બોલ્યો.

આ વાત નીકળતાં સૌ ગમે તેમ ધમાલ કરતાં ચાલતાં હતાં તે શાંત થઈ ગયાં. વન્સીમસ આગળ બોલ્યો:

“ મહારાણીજી, એમને આ જિંદગીમાં ભૂલવા અમારા સૌ માટે મુશ્કેલ છે. પ્રેમની માત્રા એમના હૃદયમાં એટલી બધી હતી કે તેઓ ગમે તેવા પ્રતિસ્પર્ધીના દોષને—તેનાથી પોતાને થયેલા અન્યાયને ભૂલી

જઈ શકતા. પોતાના ખૂનીને માફ કરી દે તે પુરુષના હૃદયમાં પ્રભુ કેવા હશે ! ”

વન્સીમસની આંખમાંથી આંસુ રેલાવા લાગ્યાં. એગ્રિપીનાની સામે તે દિવસનું દશ્ય ખડું થયું, એનું હૃદય ધડકવા લાગ્યું.

વન્સીમસ ફરી બોલવા લાગ્યો:

“ પણ હું એક બીજા જ પ્રસંગને સંભારું છું. એના સાક્ષી પુડલાસ અહીં સાથે છે.” એ થોડું અટક્યો, વળી શરૂ કર્યું, “ હું આજે જીવતો હોઉં, જિસસ આજે મને શાંતિ આપતા હોય તો તે દિવસની એમની મહાન ક્ષમાવૃત્તિને જ પ્રતાપે. પોતાના ઘરની કુમારિકા ઉપર કોઈ ગુલામ જુલ્મ કરે તો તે ગુલામને જીવતું પણ કોણ રહેવા દે ? પણ એમણે મને કંઈ જ ન કર્યું. અને એમનું મૃત્યુ ! અમને ખાતરી છે કે એમણે જાણવા છતાં, શત્રુની જ શાંતિને માટે, ઝેર પી લીધું. હું તો રસોડામાં હતો. બહાર કોઈના રથનો અવાજ આવ્યો. હું બહાર આવતો જ હતો પણ પૂરીઓ તવામાં હતી એટલે એ બહાર કાઢ્યા જેવી થાય ત્યાં સુધી મારે બેસી રહેવું પડ્યું. ને પુડલાસ બીજા કામમાં હતા એટલે એ એકદમ ન જઈ શક્યા. એટલી વારમાં તો રથનો પાછા જવાનો અવાજ સંભળાયો, એટલે મને થયું કે મહેમાનને આવકાર આપવા જલદી બહાર જવું જોઈતું હતું, ને તવામાંની પૂરીઓ ઝટપટ બહાર કાઢીને હું બહાર જવા દોડ્યો. પણ ઓરડાના બારણામાં આવતાં નાર્સિસસનો ચહેરો જોઈને મારા પગ ત્યાં જ જડાઈ ગયા. એમની આંખો ફાટી ગઈ હતી, એમના હોઠ લીલા થઈ ગયા હતા, માથું આસન પર એક બાજુ ઢળી ગયું હતું ! મારા ગળામાંથી બૂમ સુદ્ધાં નીકળી શકી નહિ. ત્યાં તો પુડલાસ આવ્યા. એની પણ મારા જેવી સ્થિતિ થઈ. જેમ તેમ શક્તિ લાવીને અમે એમની બાજુમાં ગયા. પાંપણો સહેજ હલતી હતી. એમના

હાથમાંની શરબતની પ્યાલીમાં થોડું શરબત હતું તેને તળિયે લીલા રંગની થોડી છારી બાઝેલી હતી. કાચ પર પડતાં કાચ પણ લીલો થઈ જાય તેવું કાતિલ ઝેર ! મેજ પર એક બીજી અધીં પ્યાલી શરબત પડ્યું હતું. તે ચોખ્ખી હતી. એક પ્યાલીમાંથી જ બે પ્યાલી શરબત કોઈને સત્કારવા માટે જ કરેલ હોય એ સમજાય તેવું હતું અને તેમાંથી ઝેરવાળી પ્યાલી પોતે લેવી એનો અર્થ એ નવા આવેલે જ ઝેર આપ્યું.

"કોણ ઝેર આપી ગયું એ જોવા હું ઓટલા પર જવા દોડતો હતો ત્યાં એમનો હાથ હલ્યો. ગળામાંથી થોડો ઘરઘર અવાજ નીકળ્યો ને હું અટકી ગયો. એમનું માથું હલ્યું. હું સમજી ગયો કે તેઓ ખૂનીને પકડવા માગતા નથી. હું એમનો હાથ પકડીને નીચે બેસી ગયો. ત્યાર પછી થોડી જ ક્ષણોમાં એમના પ્રાણ ચાલ્યા ગયા."

આખું વાતાવરણ ગંભીર બની ગયું.

"તે વખતે ધાર્યું હોત તો રથનો ચીલો ક્યાં જાય છે તે જોઈને, ઓરડામાં આછી રજમાં પડેલ પગલાંઓ પરથી પણ, ખૂનીને પકડી શકાત; પણ ત્યારે મને પ્રાર્થનામાં જિસસે કહ્યું, 'તારા શેઠે જેને માફી આપી તેને તારે પણ માફી આપવી જોઈએ. મેં પણ જેમણે મારું મૃત્યુ નિપજાવ્યું તેને માફી આપી છે. મૃત્યુ એ કંઈ મૃત્યુ નથી. અને છતાં ય મૃત્યુ નિપજાવનારાં તો જાણતાં નથી કે તેઓ શું કરે છે! એમને માફી આપો! એમને પ્રભુ બુદ્ધિ આપશે, તેઓની શિક્ષાની ચિંતા તમે તમારે માથે ન લો, કારણ કે સાચી શિક્ષાની રીત એકલો પ્રભુ જ જાણે છે.' મને શ્રદ્ધા છે કે એ જિસસના જ શબ્દો હતા, એટલે મેં એનું પાલન કર્યું છે."

વન્સીમસે પ્રાર્થનાથી પોતાથી આંખો મીંચી. સૌ ગદગદિત થયાં. એગ્રિપીનાના ગળામાં ડૂમો ભરાઈ આવ્યો હતો. પણ એને લાગ્યું

કે હમણાં ડૂસકું નીકળી જશે એટલે એણે જોર કરીને આંખો મીચીને ડૂસકાને અંદર જ સમાવી દાબ્યું.

સાંકડી ગલીકૂંચીઓમાં થતાં, ધુમાડે કાળાં થયેલાં ને ગંદાં ઘરો આગળની ગંદકીને ખૂંદતાં, તેઓ શહેરના ઉજ્જડ જેવા ભાગ તરફ આગળ વધતાં હતાં. ટાઈ બેરિયસના મૃત્યુ સમયે જ્યારે કેઈયસ કેપ્રિ ગયો અને પાછળ જર્મનોની ચડાઈ આવી ત્યારે લોકોને ઉશ્કેરવા એ શહેરમાં થોડું ફરી હતી, પણ એ તો ચૌટાંઓના વિસ્તારમાં. ફરી એક વાર લેપિડસની રાખ સાથે કેઈયસે એને શહેરમાં ફેરવી ત્યારે પણ રાજમાર્ગો પર જ. આવી શેરીઓ તો તે આજે જ જોતી હતી. એને અહીંની ગંદકીથી નાકે ડૂચો મારવો પડતો હતો. રાત હતી પણ અહીં નગરનિયામકસમિતિને આ શેરીઓના લોકોને માટે દીવા મૂકવાની જરૂર નહોતી જણાઈ. રાત્રિના બાર વાગતા હતા એટલે સામાન્ય રીતે લોકો ઊંઘી ગયા હતા, તોપણ કોઈ કોઈ ઘરના ઊંચા ઓટલા પર ચંદ્રના પ્રકાશમાં ઘરની અને પાડોશની બે ચાર સ્ત્રીઓ અને એકાદ બે વૃદ્ધ પુરુષો પોતાના તત્ત્વસલાહકાર ( હાઉસ ફિલોસોફર )ની સાથે તત્ત્વચર્ચા કરતાં બેઠાં હતાં. સ્ત્રીઓનાં અને પુરુષોનાં કપડાં મેલાં ને ફાટેલાં હતાં. પુરુષોના ખેસ કેવળ લાંબું ચીંદરડું હોય તેવા જ હતા અને સ્ત્રીઓનાં વસ્ત્રો તો એમનાં સ્તનને ઢાંકવાને પણ પૂરતાં નહોતાં. સ્ત્રીઓના ખોળામાં કે જમીન પર ઊંઘી ગયેલાં બાળકોનાં શરીરો તો તદ્દન ઉઘાડાં હતાં. એમનાં શરીર મેલથી કાળાંમશ લાગતાં હતાં. બે ચાર ઘર આગળ તો એણે છેક એવે ટાણે સ્ત્રીઓને શેરીના થાળા વિનાના અને ચોમેર ગંદાં ખાબોચિયાંથી ઘેરાયેલા કૂવામાંથી પાણી પણ સીંચતી જોઈ. એને આશ્ચર્ય થયું.

એણે પોમ્પોનિયાને પૂછ્યું, “આ લોકો અત્યારે કેમ પાણી ભરે છે?”

"એમને એમ કરવું જ પડે છે. અત્યારે જ તેઓ ઘરનું કામ કરવા નવરાં થઈ શકી હશે."

"એમ કેમ ?"

"એમને પોતાનો રોજનો રોટલો મેળવવા અત્યાર સુધી બીજાનું કામ કરવું પડે છે. તેઓ પુસ્તકો બનાવવાનાં ભોજપત્રો લીસાં કરવાનું કામ કરે, ઊન કાંતે, ચટાઈઓ ગૂંથે, કાપડ વણે, વહેલી સવારથી મોડી રાત સુધી કામ કરે ત્યારે જ પૂરતું ખાવાનું મેળવી શકે. અત્યારે કામ પૂરું થયે કામના દલાલો પાસેથી એમને પૈસા મળ્યા હશે, અત્યારે જ તેઓ લોટ ને ડુંગળી ખરીદી શકયાં હશે. હવે તેઓ રાંધશે ને એ આખો દિવસ ચલાવશે. અત્યારે ઘરનું કામ પતાવી તેઓ સૂઈ જશે ને બે ચાર કલાકની ઊંઘ લઈ ને પાછાં ઊઠીને કામે લાગી જશે."

"અસહ્ય આ તો !" એગ્રિપીના બોલી.

"પણ તેઓ સહન કરે છે. ઘરમાં પુરુષ હોય તો તે લહિયાનું કામ કરે. એમની લખવાની ઝડપ એટલી બધી હોય છે કે તેઓ એક દિવસમાં સેંકડો ભોજપત્રો લખી નાખી શકે છે. રોમમાં પુસ્તકોનો પ્રચાર કેટલો બધો છે ? વાંચનારને વાંચવાનું તો આપવું જ જોઈએ ને ? પણ આ લોકોની સ્થિતિનો વિચાર કોને છે ? એમને સગવડ હોય તો વળી ઘરમાં તેલના દીવાને અજવાળે ને નહિતર ઓટલા પર કે અગાશીમાં ચંદ્રને અજવાળે બેસીને રાત્રે પણ લખવું પડે. એમનાં કાંડાંની નસો ફૂલી જાય, એમના ખભા દુઃખવા આવે, એમની કમ્મર રહી જાય પણ એમને લખવું જ પડે." પોમ્પોનિયા બોલી.

'અને છતાં એમને માટે આવાં ઘર ? એમને ખાવાને માત્ર ડુંગળી ને રોટલો જ ? એમને પહેરવાને, લાજ ઢાંકવાને, સારાં તો ઠીક પણ પૂરાં વસ્ત્રો પણ નહિ ?" એગ્રિપીના આશ્ચર્યમાં ગંભીર બની ગઈ.

"એમ જ. વેપારીઓનું કામ દલાલો મારફત થતું હોય છે. એ દલાલો વચ્ચેથી ખૂબ નફો લે છે. દલાલોને શું મહેનત લેવાની હોય છે? વેપારીને શું કરવાનું હોય છે? તેઓ પોતાની દુકાનમાં થોડા કલાક બેસે છે. પુસ્તક લેવા આવનાર સાથે થોડી ચાલાકીની વાતો કરે છે ને આ ગરીબ લોકો કરતાં તેઓ પોતાનું મહેનતાણું બસો-પાંચસોગણું લેએ છે! આમને આટલા સખત કામ માટે બે ત્રણ જ તાંબાના સિક્કા મળે. ઇજિપ્તથી વહાણમાં બેસી અહીં ભોજપત્રો લાવનાર ગરીબ ખલાસીઓની પણ આટલી જ મજૂરી ગણાય છે. આટલી મજૂરીના બદલામાં તેઓ ઘણીવાર જીવને પણ જોખમમાં મૂકે છે. દુનિયામાં કહેવાય છે કે રોમ બહુ સમૃદ્ધ છે, રોમ બહુ શોખીન છે, રોમમાં બહુ વિદ્વાનો છે પણ રોમની પચ્ચીસ લાખની વસ્તીમાંથી પંદર લાખ માણસો તો આવાં જ છે. સમૃદ્ધ, શોખીન ને વિદ્વાનો કહેવાય તેવા તો પંદર હજાર પણ નહિ. અને આ પંદર હજાર લોકો જ રોમની ચડતી પડતી ને ખ્યાતિનાં પ્રતીકો છે!"

એગ્રિપીના સાંભળી રહી. એ બોલી, "આ લોકોના ઉદ્ધાર માટે તમે શું વિચાર કર્યો છે?"

"શું થઈ શકે? અમે તો એમને જિસસની વધારે નજીક લાવવાનો પ્રયત્ન કરીએ છીએ, તેમના જીવનમાં સંતોષ પ્રગટાવવાનો પ્રયત્ન કરીએ છીએ, કારણ કે સંતોષ એ જ પરમ સુખ છે."

"ના!" એગ્રિપીના જોરપૂર્વક બોલી. "આવી સડેલી જિંદગી જીવવાનો આદેશ જિસસે આપ્યો જ ન હોય. આપની સમજમાં કંઈક ભૂલ હોવી જોઈએ. જિસસની નજીક આ સ્થિતિમાં તેઓ કેમ આવી શકે એ મારી કલ્પનામાં ઊતરી શકતું નથી."

પોમ્પોનિયા આશ્ચર્યથી સાંભળી રહી.



૪૬

# દિશાપલટો

**સં**ત જોનનું ભાષણ સાંભળીને એગ્રિપીના મહેલમાં પાછી આવી.

ક્ષમા, ઉદારતા, ત્યાગ, દુઃખીને મદદ-એ બધી ભાવનાઓના પ્રવચને એના હૃદયને અસર કરી, એણે પોતાના જીવનને અકિંચનોની સેવામાં ગાળવાનો નિર્ણય કર્યો.

સૂર્ય ઠીક ઊંચે આવી ગયો હતો એટલે એને થયું કે નીરો આવ્યો હોય તો બોલાવું. એણે ગુલામને મોકલ્યો. ગુલામે પાછા આવીને કહ્યું કે નીરો બાયાનગર ગયેલ છે, હજી આવેલ નથી. સેનેકા માટે પણ એણે તપાસ કરાવી, એ પણ નીરોની સાથે ગયો હતો. નીરોની સાથે તો કેટલી યે સુંદરીઓ, કેટલી યે મિજલસની સામગ્રી ને કેટલાં ય ગુલામો ને ચાકરો ગયાં હતાં. સિઝરની ગેરહાજરીમાં ગંભીર પ્રશ્નની ઉપસ્થિતિને સમયે પરિસ્થિતિનો વિચાર કરનાર કોણ છે ? એણે તપાસ કરી–કોઈ નહિ અથવા ગગે તે. રાજસભાની બેઠકો પણ સિઝર ન હોય તેટલા દિવસ મોકૂફ રહે. બાકીનાં કામો તો

પડી ગયેલા ચીલામાં ચાલ્યા કરે. પણ એમાં અચાનક અવ્યવસ્થા ઊભી થાય તો તેનું ધ્યાન રાખનાર કોઈ નહિ.

એગ્રિપીના વિચારમાં પડી ગઈ. આ અવ્યવસ્થાનો બોજો આખરે તો ગરીબવર્ગને નીચે ને નીચે જ રાખવામાં પરિણમે છે. એને આગળ વિચારો આવ્યા. સિઝરના એ દિવસના આનંદ માટે કેટલી ધમાલ! એની પાછળ કેટલી ઉડાઉગીરી ને કેટલું ખર્ચ! અને આવી મહેફિલ શું આ એક હોય છે?

એને થયું કે જિસસનો ઉપદેશ ખરેખર તો ધનવંત લોકોને માટે જ હોવો જોઈએ, ગરીબોને માટે એ નકામો છે.

પણ જો સાધનસંપન્નો એ ઉપદેશને ન લે તો તો? એને પ્રશ્ન થયો. એણે ઑગસ્ટસના કાળને યાદ કર્યો. ત્યારે તો જિસસનો ઉપદેશ નહોતો, ત્યારે લોકોની સ્થિતિ કેવી હતી? ઇતિહાસ તો એ લેપિડસ પાસે ભણી હતી છતાં એણે ઑગસ્ટસે પોતે લખેલું પોતાનું જીવનચરિત્ર વાંચવા કાઢયું. એમાં લોકોની સ્થિતિનું જે વર્ણન કર્યું હતું તે પરથી એને લાગ્યું કે સામાન્ય રીતે લોકોની સ્થિતિ આજ કરતાં સારી હતી. એ સારી હોવાનું કારણ એણે એ આત્મ-ચરિત્રમાં શોધવા પ્રયત્ન કર્યો. એમાં કાયદાઓની થોડી વિગત હતી તેમાંથી એને સમજાયું કે કાયદાથી વેપારીઓ ને શાહુકારો ઉપર કર ભરવાની ફરજ નાખે છે તે રીતે તેમને માથે પોતાનાં ગુલામો અને નોકરોને પણ અમુક કામનું અમુક મહેનતાણું આપવાની પણ ફરજ પાડી શકાય. રાજવ્યવસ્થાના શિક્ષણમાં ગ્રીસના એક વિદ્વાન પ્લેટોનું એક પુસ્તક એણે વાંચ્યું હતું. રોમના રાજકારણના અભ્યાસમાં એ પુસ્તક એક હાંસીના નમૂનારૂપ જ હતું, કોઈ એને ગંભીરતાથી, ધ્યાનપૂર્વક અને સમજવાના ઉદ્દેશથી વાંચતું જ નહિ. આજે એગ્રિપીનાને એ ફરીથી વાંચી જવાની ઇચ્છા થઈ. સિઝરના

ગ્રંથાલયમાં એ એને માટે ગઈ. એણે જોયું કે ગુલામે એને જવા દેવા માટે એ અચકાતો હોય એમ જ માર્ગ બતાવ્યો હતો, પણ એણે એ પ્રત્યે લક્ષ ન આપ્યું.

પ્લેટોના વિચારો વાંચ્યા પછી એને પ્રજાસત્તાક રાજ્યની અને આદર્શ નગર કોને કહેવાય એની કલ્પના મળી. હવે એ નીરોના જ આવવાની રાહ જોતી હતી. એને પસ્તાવો થયો કે આજ સુધી એણે એને માટે જેને શિક્ષક તરીકે નીમ્યો તે સેનેકા તેનો સાથીદાર અને રાજમંત્રી બનવાને ઘણો અયોગ્ય હતો. સેનેકા નીરોને બેલગામ બનતાં જ શીખવી શકે એમ હતો. પણ હજી ક્યાં મોડું થયું છે? નીરો મારો પુત્ર છે, એ હજી મારી આજ્ઞામાં છે, મને એના પ્રત્યે પ્રેમ છે ને એ પ્રેમથી હું એને મારા પ્રત્યે પ્રેમ ધરાવતો કરીશ.

પંદર દિવસ, મહિનો, બે મહિના થઈ ગયા ત્યારે જ સમાચાર આવ્યા કે નીરો બાયાનગરથી પાછો આવે છે. પ્રજાના મોટા ભાગની સ્થિતિ જ્યારે આવી હોય ત્યારે ગ્રીષ્મભવનનો શોખ જ પ્રથમ વસ્તુ તરીકે અયોગ્ય છે, ઉપરાંત એના સ્થાનની પસંદગી માટે આટલો સમય વ્યર્થ ગુમાવવો એ પણ અયોગ્ય છે. અને ગ્રીષ્મભવનનો ઉપયોગ શો છે? કેવળ આરામ માટે જ ને? સિઝર કેવળ આરામ જ કરવાને નિર્માતો હોય છે?

આ સમય દરમિયાન એ કાંઈ પોતાના ઓરડામાં કે મહેલમાં જ નહોતી પુરાઈ રહી, પોતાના ખાનગી કામ માટે ઓછામાં ઓછો વખત આપી તે બધો વખત લોકોમાં ફરવા જ જતી, લોકોને એમની સ્થિતિમાં થોડી થોડી મદદ કરતી. એને ઇચ્છા તો થતી હતી ખૂબ મદદ કરવાની, પણ એની પાસે હવે એટલી મિલકત નહોતી રહી. સિઝરપદ મેળવવા માટે એણે જે લખલૂટ નાણું લાલચો ને ઇનામો આપવામાં વેડરી નાખ્યું તે માટે તેને પસ્તાવો થયો. પોતાની

એ મૂર્ખાઈ જ હતી, એમાં મહત્ત્વાકાંક્ષા જેવું કંઈ હતું જ નહિ, એમ એને લાગ્યું. એને થયું કે જો એ આ લોકોની સ્થિતિને પલટાવી નાખે તો જ મનાય કે એનામાં ખરેખરી શક્તિ રહી છે.

નીરો આવ્યો એટલે એ એક પળનો પણ વિલંબ કર્યા વિના એની પાસે પહોંચી.



૪૭

# ગુમાવેલી તક

એગ્રિપીના નીરોના ઓરડા પાસે આવી. એ અંદર જવા ગઈ કે બહાર ઊભેલા ગુલામોએ આડી તલવાર ધરીને એને અટકાવી. "સિઝરે કોઈને પણ અંદર જવાની મનાઈ કરી છે." એક જણ બોલ્યો.

એગ્રિપીના હસીને બોલી, "એની માતાને પણ?"

"એમણે કોઈનું નામ બાકી (અપવાદ) તરીકે આપ્યું નથી એટલે એમ જ—" ગુલામ પોતાના તોરમાં બોલ્યે જતો હતો, પણ અચાનક એનાથી એગ્રિપીનાના ચહેરા સામું જોઈ જવાયું. એના ચહેરા પર તંગ બનતી રેખાઓ જોઈને એ ધ્રૂજી ગયો, એનું વાક્ય અધૂરું જ રહી ગયું.

એગ્રિપીનાએ ચહેરાની રેખાઓને એકદમ નમ્ર બનાવી દીધી ને હસીને કહ્યું, "સિઝરને પૂછીને જલદી આવ કે તેઓ એમની માતાને મળશે કે નહિ?"

ગુલામ અંદર દોડ્યો. પહેલો ઓરડો દીવાનખાનાનો, બીજો મુલાકાતનો, એક બાજુ ત્રીજો આરામનો, બીજી બાજુ અભ્યાસનો,

અને પછી શયન-ભોજન-વિનોદ એમ સિઝરની જુદી જુદી પ્રવૃત્તિ માટે જુદા જુદા ઓરડા હતા. દરેક ઓરડા પર ગુલામો ગોઠવાયેલા હતા. એ બધા જ નવા હતા. સંદેશવાહક ગુલામ ગયો ને જવાબ લઈને પાછો આવ્યો.

"સિઝર એમની માતાને પણ નહિ મળી શકે." એણે એગ્રિપીનાને કહ્યું.

આમ રાહ જોવી, અને રાહ જોયા પછી પણ આવો જવાબ સાંભળવો એ એગ્રિપીનાના સ્વભાવની વિરુદ્ધ હતું. ત્રણ ચાર મહિના પહેલાં આ જવાબ એને કોઈએ આપ્યો હોત તો પ્રથમ તો એ જવાબ લાવનાર, ને પછી જવાબ મોકલનાર–બંનેને તે જ ક્ષણે લોહીના તળાવમાં તરાવી દેત. આ ચાર મહિનાના ચિત્તપરીક્ષણે એણે એ સ્વભાવ ઉપર ઘણો કાબૂ લાવી દીધો હતો, તોપણ જવાબ સાંભળીને એનાથી ચમકી જવાયું. એણે જરા મોટે સ્વરે કહ્યું, "જાઓ, પૂછો કે કોઈ નિશ્ચિત સમય સિઝર આપી શકશે ખરા ?"

ગુલામ ડરતો ડરતો ફરીને અંદર ગયો ને જવાબ લાવ્યો, "સિઝર કહે છે, આપને મળવાની તેઓ જરૂર નથી જોતા."

"જરૂર નથી જોતા !" શબ્દો ઉપર ભાર મૂકીને બોલતાં એગ્રિપીનાએ જાતે જ અંદર જવાને ડગલું ઉપાડયું. એના ધ્યાનમાં આવ્યું કે ગુલામો એને જતી અટકાવવા એમની તલવારો આડી ધરે છે, પણ તલવારો ઊંચી કરતાં એમના હાથ થરથર ધ્રૂજે છે. એને તરત જ થયું, લોકો મને અટકાવી તો નહિ શકે પણ એથી મારે જ કારણે પાછળથી સિઝર એમના બૂરા હાલ કરશે. આગળ ભરેલું ડગલું એણે પાછું હઠાવી લીધું ને પીઠ ફેરવીને એ ચાલતી થઈ.

આ પ્રસંગે એના ચિત્તમાં અતિશય ક્ષોભ ઉત્પન્ન કર્યો. નીરોમાં આટલા વખતમાં એટલી હિંમત આવી ગઈ કે એ એની માતાને પણ મળવાની ના કહી શકે! બાયાનઝર એ ગયો ત્યારે પણ એની રજા

લેવા એ આવ્યો નહોતો. આનું કારણ એણે પોતાના વર્તનમાં નમ્રતા આણી તે હતું? ના, એ સંભવિત નહોતું. નીરોએ એનો અનાદર શરૂ કર્યો...આફ્રટે સાથે એણે એને પહેલો જોયો તે દિવસે એનું મૂળ સ્વરૂપ બાહ્ય રીતે તો એ જ હતું. એટલે આ અનાદરનો પ્રારંભ ત્યાર પહેલાંથી જ શરૂ થઈ ગયો છે, અને એનું કારણ એના પર પડેલ અતિ દબાણમાં જ રહ્યું છે.

એના મનમાં આ અનાદરથી ઉશ્કેરાટ ઘણો આવ્યો પણ નિશ્ચય કર્યો હતો કે એ જૂનો માર્ગ કે જે નિષ્ફળ જ લાગ્યો છે ત્યાં જવાને તો દોરાઈ ન જ જવું, એટલે એણે પરાણે મનને કાબૂમાં રાખ્યું ને ઇચ્છા કરી કે એક વાર નીરો સાથે નિરાંતે વાતો થઈ શકે તો સારું. જો એમ બને તો એની બધી ગેરસમજણોને મિત્રભાવે દૂર કરી શકાય ને એને કર્તવ્ય તરફ વાળી શકાય.

નીરોને મળાય તે માટે તે તેના આવવા-જવાના માર્ગ પર, મનમાં અપમાન લાગી જતું હોવા છતાં, નજર રાખતી રહી.

આમ ને આમ બે ત્રણ દિવસ નીકળી ગયા છતાં જ્યારે નીરો એને મળી શકયો નહિ ત્યારે એની ધીરજની પરાકાષ્ઠા આવી ગઈ. ક્રોધથી છણુછણી ઊઠીને, હાથમાં તલવાર પકડીને એ એના ઓરડા પાસે ગઈ. બહાર ઊભેલા ગુલામોએ એને અટકાવી. આજે વળી નવીન જ ગુલામો ત્યાં હતા. પણ બે ગુલામોની આડી ધરાયેલી બંને તલવારો ઉપર ફટફટ એમ જોરથી ને ઝડપથી પોતાની તલવારના ઝાટકા મારી એ તલવારોને ગુલામોના હાથમાંથી નીચે પાડી નાખીને એ અંદર પ્રવેશી ગઈ.

તલવારોના ચમકારાએ અને ખણખણાટે, અને ગુલામોના અવાજે અંદરના ગુલામોને સચેત કરી દીધા. આજુબાજુથી બીજા રક્ષકો પણ દોડી આવ્યા. અંદરના ગુલામો આડા આવ્યા. તેઓ બધા જ નવા હતા. રાજમાતાની વાતો એમણે સાંભળી હતી પણ

એને જોઈ નહોતી. આ રાજમાતા જ હોવી જોઈએ એવી એમણે કલ્પના કરી લીધી. સિઝરે સ્પષ્ટ હુકમ આપ્યો હતો કે રાજમાતાને પણ અંદર ન આવવા દેવી, જરૂર પડે તો એમનો સામનો કરવો. પણ એગ્રિપીનાની ઊંચી પાતળી ને અક્કડ કાયા, લાલ લાલ બનેલો ચહેરો, લીલા રંગની છાંયવાળી આંખોમાં ક્રોધથી આવી ગયેલો તેજના ભડકા જેવો રંગ અને સખ્ત મુઠ્ઠીમાં પકડાયેલી ને શક્તિશાળી દેખાતી લાંબી તલવાર જોઈને તેઓ પાછા ખસી ગયા. એગ્રિપીના સિઝરના શોભનગૃહમાં જઈને એકદમ ઊભી. કેટલીયે ગુલામ સ્ત્રીઓ એને શણગારતી હતી. કેટલીયે સુંદર નગરનારીઓ એને આનંદ આપવા એની સામે બેઠી હતી. ઓથો, એક મોભાદાર રોમન ઉમરાવ હતો, તેની પત્ની પોપિયા સેબિના તો નીરોના ગાલો જોડે પોતાના ગાલોનો સ્પર્શ કરાવતી નફ્ફટ ચાળા કરતી એને રીઝવતી હતી. આકટે એક બાજુ બેઠી ધીમું ધીમું હાર્પ વગાડી રહી હતી.

એગ્રિપીના ઓરડામાં જઈને ઊભી રહી. બહાર થયેલ અવાજો-એ ઓરડામાં કોઈનુંયે ધ્યાન નહોતું ખેંચ્યું—તેઓ પોતાની મસ્તીના શોરમાં જ મસ્ત હતાં, પણ ઓરડામાં થયેલા એગ્રિપીનાનાં પગલાંના અવાજે એમને ચોંકાવ્યાં. આકટેનું હાર્પ સ્થિર થઈ ગયું, પોપિયા ખસીને દૂર થઈ ગઈ ને સૌનું ધ્યાન એગ્રિપીના તરફ ચોંટી રહ્યું. એગ્રિપીનાએ સત્તાવાહક અવાજે કહ્યું, "નીરો—!"

અચાનક કેમ બધું બદલાઈ ગયું તેના આશ્ચર્યમાં અને આ અવાજથી ચમકીને નીરોએ પાછળ જોવા પોતાની ભરાવદાર ગરદનને સહેજ પાછળ ફેરવી. એગ્રિપીનાને જોઈ પ્રથમ તો એને અંગે પણ ભયની થોડી ઝણઝણાટી આવી ગઈ, પણ પછી તરત જ ગુસ્સાથી લાલ થઈને એણે બૂમ મારી: "આપને અહીં કોણે આવવા દીધાં?"

"આવવા માટે પણ મને કોઈ રજા આપનાર જોઈએ!" એગ્રિપીના શબ્દો પર ભાર દેતી બોલી.

"તમને એટલે? તમે કંઈ વિશેષ છો?"

"નીરો!" એગ્રિપીના જોરથી ત્રાડ પાડી ઊઠી. આખો ઓરડો એ ત્રાડથી ધ્રૂજી ઊઠ્યો. પણ નીરો બાયાનગરમાં આ બે મહિનામાં ઉદ્ધત થવાની ઘણી કેળવણી પામી આવ્યો હતો, મા પ્રત્યેનો એનો ખ્યાલ સાવ જ બદલાઈ ગયો હતો. મા હવે એને ડરવા જેવી વસ્તુ નહોતી રહી. એણે સામે એવી જ જોરથી બૂમ મારીઃ

"ગુલામો! મારી તલવાર! બહાર કાઢો આમને!"

"ગુલામોને નાહક જોખમમાં ન નાખ. અને તારી તલવાર એટલી શક્તિ ધરાવતી થઈ ગઈ છે કે શું?" એગ્રિપીનાની તલવાર આ શબ્દો સાથે જ ઊંચી થઈ ને એનો પગ એક ડગલું આગળ વધ્યો. એની મૂર્તિ હતી તેથી અનેકગણી વિકરાળ થઈ ગઈ. ઓરડામાં સૌ કોઈ થરથર કંપવા લાગ્યાં. સૌ ધીરે ધીરે પાછાં હડતાં બહાર નીકળી ગયાં. નીરો ડર્યો, એણે અવાજો કર્યા, "ગુલામો, સૈનિકો, રક્ષકો, સિઝરનું ખૂન!" અને એણે બહાર જવા દોટ મૂકી.

એગ્રિપીના એકદમ હઠીને એની આડે ઊભી રહી, "મને સમય આપ, મારે કેટલીક વાતો કરવી છે."

પણ નીરો તો બૂમો મારતો રહ્યો ને થોડી જ વારમાં ચારે તરફનાં બારણાંઓને જોરથી હડસેલી–ખોલીને રક્ષકો ખુલ્લાં હથિયારો સાથે અંદર દોડી આવ્યા. એગ્રિપીના એમ તો કોઈથી ગભરાય એમ હતી જ નહિ, એ સ્થિર ઊભી રહી. એના ઉપર કોઈ હથિયાર ઉગામી શકે એમ હતું નહિ. નીરોએ રક્ષકોને હુકમ કર્યો, "પકડો, કેદ કરો." પણ કોઈ એગ્રિપીનાની નજીક પણ જઈ શક્યું નહિ.

એગ્રિપીનાએ શાંતિથી પૂછ્યું, "શા માટે આટલી ધાંધલ કરે છે? મારે તારી જોડે શાંતિથી થોડી વાતો જ કરવી છે. સિઝર તું જ રહે,

હુકમ તું જ ચલાવ; પણ હું તારી મા છું, તને સિઝર બનાવનાર હું છું, તારું સાચું રક્ષણ એક માત્ર હું જ કરી શકીશ, મારી સાથે વાતો કરતાં યે ડરે છે?"

"દંભ! કાવતરું! તમે ચાલ્યાં જાઓ, નહિતર—"

નીરોના શબ્દો ઉપર એગ્રિપીના હસીને બોલી, "નહિતર? તારી કે કોઈની તાકાત નથી કે નહિતર શું એ કોઈ કહી શકે. સારું, તું શાંત હોઈશ તેવો બીજો કોઈ સમય મળવા માટે પસંદ કરીશ."

ખીંટી ઉપર ચાબુક ચડચો હતો. નીરોએ એ ઉઠાવ્યો ને એકાએક ધૂનમાં આવી ગુલામો ને રક્ષકો ઉપર ફડાફડ એણે એ ફટકારવા માંડચો: "નામર્દો! જાઓ, ભાગો અહીંથી!" ગુલામો નાઠા.

એગ્રિપીના પોતાના ઓરડામાં આવી. આરામગૃહમાં ખૂણામાં રાખેલા આસન પર એ બેઠી. અપમાન, રોષ અને કાર્ય ન થઈ શકયાનો અસંતોષ ઉત્તેજનાથી એનાં અંગોને બાળી રહ્યાં હતાં, ત્યાં એની નજર એક બાજુ પર એણે રખાવેલ નાર્સિસસ ને ડિયાનાની પ્રતિમાઓ પર પડી. તરત નજર ફરીને બીજી બાજુના અરીસામાં પડી. અરીસામાં એનું અને પ્રતિમાઓનું પ્રતિબિંબ એકી સાથે દેખાતું હતું. એ પોતાના ચહેરા પરના ભાવોને અને પ્રતિમાઓના ભાવોને જોઈ રહી. તરત એને પોતાની ભૂલ સમજાઈ. એણે હજી રાહ જોવી જોઈતી હતી, એણે એટલા બધા ઉશ્કેરાટથી કામ નહોતું લેવું જોઈતું. એના ચહેરા પરના ઉગ્ર ભાવોએ જ સામેથી પ્રતિકારનો પડઘો ઉઠાવ્યો હતો. જો એના ચહેરા પર દૃઢતા સાથે નમ્રતા ને પ્રેમના જ ભાવો હોત તો નીરો એની સાથે શાંતિથી વાત કરત જ. બીજી વખતે મળવાનું થશે ત્યારે એ શાંતિ જ ધરી રાખશે એવો એણે મનમાં પાકો નિર્ણય કર્યો.

પણ બીજે દિવસે તો એણે જાણ્યું કે નીરો ફરવા માટે રોમની બહાર ચાલ્યો ગયો છે. આ સમાચારે એગ્રપીનાને કંઈક હતાશ કરી, એને લાગ્યું કે આગલે દિવસે એણે એક તક ગુમાવી.

૪૮

## એ જ પ્રસંગ, પણ કેટલો ભેદ!

એગ્રિપીનાના થોડા દિવસ તો પરિતાપમાં જ ગયા, પણ પછી એ સ્વસ્થ થઈ. નીરો ન આવે તો પોતે રાજસભ્યોને મળે, પોતે નવા હુકમો કાઢે ને પોતે જ નવી રાજવ્યવસ્થા સ્થાપે; નીરોને નામે એ કરવું, નીરોને માટે એ કરવું અને નીરો આવે એટલે એને એ બધું સોંપી દેવું એ વિચાર તો એની પાછળ હતો જ.

એણે પેલાસ, પોમ્પોનિયા, વન્સીમસ અને બીજી જે કોઈ પણ શક્તિશાળી વ્યક્તિઓ હતી તેમને બોલાવી, પોતાના કામની રૂપરેખા સમજાવી, બ્રિટાનિકસને પણ એણે પોતાના સાથમાં લીધો. એને એણે કહ્યું, "આગળ આવવાની, મોટા દેખાવાની, માનપાન કે મોટા હોદ્દા મેળવવાની કે કોઈ લોભ, લાલચ કે અંગત સુખની વાંછા રાખ્યા વિના જો આપણે પ્રજાને કેળવીએ—આ રાજ્ય એમનું છે, કારણ કે ઉત્પન્ન તેઓ કરે છે ને સિઝર ને ધનવંતોને સુખી તેઓ બનાવે છે, તો તેઓ પોતાની જવાબદારી સમજી રાજકાજમાં ભાગ લે, સુંદર રાજવ્યવસ્થા યોજાય ને એક કે થોડા જ જણના લાભમાં

થતાં કામો થવાને બદલે સૌના સુખ માટેનાં કામો થાય ને ઈર્ષા ને લડાઈઓ બંધ પડે. એ રીતે જ આપણે આપણું કાયમી સુખ પણ મેળવી શકશું ને એ જ રીતે ખ્રિસ્તના આદેશને સર્વત્ર પ્રસરાવી શકશું."

સૌએ એગ્રિપીનાની વાતને યથાર્થ માનીને તેવો ઉપદેશ લોકોમાં ફેલાવવાના પ્રયત્ન માટે તેમણે વચન આપ્યું.

પછી એગ્રિપીનાએ પરિપત્રો તૈયાર કર્યા. સરદારોને, ઉમરાવોને, રાજસભ્યોને અને અગ્રણી શહેરીઓને એણે એ મોકલ્યા. એમાં એણે નવી રાજવ્યવસ્થાનો વિચાર કરવા માટે એકત્ર થવાનું આમંત્રણ આપ્યું હતું. શહેરમાં સામાન્ય લોકોમાં પણ એણે એ વિષેનો વિચાર ફેલાવ્યો ને તેમને તેમના હક્કોનું ભાન કરાવ્યું. એણે ઓગસ્ટસે એક વાર કરેલા વિચારની લોકોને યાદ આપી. રોમના સ્થાપનાકાળથી જે પ્રજાસત્તાક રાજવ્યવસ્થા ચાલતી આવી હતી તેને સ્થાને બ્રિટનને પ્રથમ જીતનાર જુલિયસે સિઝરનું પદ ધારણ કરી 'આગેવાન' (સિઝરનો અર્થ) ને બદલે 'સર્વસત્તાધીશ બાદશાહ' પદના હક્કો ભોગવવા માંડ્યા, અને પ્રજાસત્તાક રાજ્યનો અંત આવ્યો. તે પ્રજાસત્તાક રાજ્ય પુનઃસ્થાપિત કરવાનો ઓગસ્ટસનો વિચાર હતો. પણ એણે જોયું કે લોકોમાં એ કાળે પૂરતી સમજ નહોતી, પૂરતી જાગૃતિ નહોતી અને એટલા માટે એણે પોતાના વિચારને મોકૂફ રાખ્યો. જો દરેક સારા સત્તાધીશના સમયમાં આ જ વાંધાને આગળ કરવાનો રહે તો તો કદી પ્રજાસત્તાક આવે જ નહિ, માટે પ્રજાએ તુરત પોતાના હક્કો સમજવા જોઈએ, પોતાની અંદર કાર્ય માટે તત્પરતા પ્રગટ કરવી જોઈએ અને સિદ્ધિ માટે પ્રયત્ન કરવા જોઈએ.

એના અને એનાં અનુયાયીઓના ઉપદેશથી લોકોએ તો જાણે એક નવી વસ્તુ જાણી. એમણે એ માટે વિશેષ જિજ્ઞાસા પણ પ્રગટ કરવા માંડી.

પણ એગ્રિપીનાને એના પરિપત્રનો જવાબ ન મળ્યો. એણે ફરી લખ્યું, તો ય કંઈ જવાબ ન આવ્યો, એટલે એ બધાને રૂબરૂ મળવાનો વિચાર કર્યો.

પહેલાં તો જે માણસો પોતાની વાતો સમજી શકે અને જેઓએ આજ સુધી એને સાથ આપ્યો હતો તેવાઓ પાસે તે ગઈ અને પછી બીજાઓને મળી. એના આશ્ચર્ય વચ્ચે એણે જોયું કે ઘણાખરા તો એની વાતમાં વાંધાઓ બતાવતા હતા, કોઈ તો એ અશક્ય ને અસંભવિત છે એમ પણ કહેતા હતા. આને માટે કોઈ પાસે એને સંતોષ થાય એવી દલીલો નહોતી. કેટલાકે તો સ્પષ્ટ રીતે એનો વિરોધ પણ કર્યો. ચાર જણાએ હસીને એનો સ્વીકાર કર્યો, પણ એગ્રિપીના સમજી ગઈ—એમના હસવા પાછળ કંઈ ગુપ્ત ભેદ રહ્યો છે.

અને એ ભેદ શું હતો તે એને થોડા જ દિવસોમાં જાણવા મળ્યું. એકાએક એને સમાચાર મળ્યા કે નીરો રોમમાં આવી ગયેલ છે. એ સમાચાર મળતી વખતે એણે છેલ્લા મહિનામાં જાતે ગરીબ લોકો માટે ઊભા કરેલ ચિકિત્સાભવનમાં એ માંદાની માવજતમાં રોકાયેલી હતી. એણે મનમાં ધાર્યું કે આ વખતે બહુ શાંતિ જાળવીને નીરો સાથે પોતાની યોજના સંબંધમાં તે વાત કરશે.

સાંજ પડવા આવી પણ તે કામમાંથી છૂટી શકતી નહોતી. એ વખતે મકાન બહાર કંઈક ધમાલ થતી સંભળાઈ, ત્યાં એને એક જણ આવીને કહી ગયું કે સિઝર પધારે છે. નીરો પોતાને સામે ચાલીને મળવા આવે છે તે જાણીને તેને હર્ષ થયો. એ બારણા સામે મળવા આવી.

પગથિયાં ઝડપથી ચડતો અને ક્રોધેભર્યા ચહેરાવાળો લાગતો નીરો જોરથી બૂમો મારતો જાણે આખલો ધસ્યો આવતો હોય એમ ધસ્યો આવતો હતો, એનું સ્વરૂપ જોઈને એગ્રિપીના સ્તંભિત થઈ ગઈ.

એગ્રિપીનાને દૂરથી જોતાં નીરો ક્રોધથી ત્રાડ્યો: "પકડો, મારો એ રાજદ્રોહીને!"

પાછળ દોડ્યા આવતા સૈનિકો વધુ જોશથી દોડ્યા. આખું ચિકિત્સાભવન એમની બૂમોથી અને દોડાદોડથી ગાજી ઊઠ્યું. જે માંદાંઓ એગ્રિપીનાના મીઠા સ્પર્શથી માંડ નિદ્રામાં પડ્યાં હતાં તેઓ ઝબકીને જાગી ઊઠ્યાં ને કોઈ તો ચીસ પણ પાડી ઊઠ્યાં. એગ્રિપીના આ તોફાનનું કારણ સમજી નહિ.

એ તો પ્રેમથી હાથને લાંબા કરી 'નીરો, બેટા!' કરતી આગળ વધી. ત્યાં તો નીરો દૂર અટકીને સિપાહીઓ તરફ ફરી બોલ્યો, "સામનો કરે તો તમારી તલવારોથી પૂરી કરજો એને! પકડો એને!"

સિપાહીઓ એકદમ દોડીને નજીક આવ્યા, તેમણે એગ્રિપીનાને ઘેરી લીધી.

નીરોએ માતાને હુકમ કર્યો, "જરા પણ વિરોધ વિના ચાલવા માંડો, જો કંઈ કરશો તો મારે સિપાહીઓને હુકમ કરવો પડશે કે તેઓ તમને બાંધીને ધક્કા મારીને આગળ કરે."

એગ્રિપીના સ્તબ્ધ થઈ ગઈ. એને પ્રશ્ન થયો, 'એનો પુત્ર, જેને માટે એણે પોતાના જીવનનાં ઉત્તમોત્તમ ધન, આકાંક્ષાઓ અને પ્રાપ્તિઓ ખર્ચી નાખ્યાં, જેને માટે એણે પોતાનું સમગ્ર બળ અને જીવન કામે લગાડ્યું તે એનો પુત્ર, એને આવી આજ્ઞા કરે છે?' એ થોડીવાર નીરો સામે જોઈ રહી. એની આંખમાં રોષ જરા યે નહોતો, ઠપકો પણ એણે એમાં ન ભર્યો; એમાં માત્ર હતી કરુણા. એને થતું હતું, પુત્રને સુખી કરવા માટેના એના તમામ પ્રયત્નો એળે ગયા. પુત્રનાં દુર્ભાગ્ય કે એ એની માતાનો પ્રેમ, માતાની ઇચ્છા

સમજી શકતો નથી, પુત્રનાં એ દુર્ભાગ્ય માટે એને દુઃખ થતું હતું. એની આંખને ખૂણે થોડી ભીનાશ આવી ગઈ.

પણ નીરોએ એ ભીનાશમાંથી કંઈજ બોધ ન લીધો. એણે તો પોતાની આગલી આજ્ઞાને વધુ કર્કશ બનાવીને કંઈક બોલવાને હોઠ ખોલવાનો વિચાર કર્યો. એગ્રિપીનાએ એની આંખમાંથી, એના ફફડું ફફડું થતા હોઠમાંથી, એના અંતરને વાંચી લીધું ને એ કંઈ વધુ બોલે તે પહેલાં એની સામે પ્રેમથી જોઈ રહેલાં માંદાં દુઃખીઓ સામે પ્રેમની એક નજર નાખી વિદાય લઈને ચાલવા માંડ્યું.

શહેરના રસ્તાઓ પર સિપાહીઓ વચ્ચે બંદીની પેઠે ચાલવાનો એનો આ બીજો પ્રસંગ હતો. પણ પહેલા અને બીજા વચ્ચે કેટલું અંતર હતું! પહેલી વખત એને એનો મા-જણ્યો ભાઈ દોરતો હતો, આ વખતે એનો પોતાનો જ જણ્યો પુત્ર દોરી રહ્યો હતો! આ પ્રસંગથી એગ્રિપીનાના હૃદયમાં દુઃખનો ડૂમો ભરાઈ આવ્યો, પણ એણે આંખ મીંચીને જિસસનું સ્મરણ કરી લીધું. 'જિસસ, તારે તો આથી યે વધુ દીન દિશામાં ચાલવું પડ્યું હતું. તેઓ જાણતા નથી કે તેઓ શું કરે છે, તેમને તું માફી આપજે, તેમને સન્માર્ગ બતાવજે.'



## ૪૯

## 'મને શંકા છે'

"કમાલ સિઝર! કમાલ નીરો! જરા પણ થડકાટ વિના એગ્રિપીના જેવીને પણ કેદ કરી લીધી. આવી રીતે તો ક્રેઇયસ પણ એને પકડવાની હિંમત કરી શકયો નહોતો."

નીરોની આસપાસ એની મિત્રમંડળી જામી હતી. દારૂની પ્યાલીઓ ઊડતી હતી ને ખુશામતનાં ગીતો ગવાતાં હતાં.

"અરે, પણ એગ્રિપીના એક શબ્દ પણ બોલી શકી નહિ. રોજ તો હથિયારો ખખડાવ્યા કરતી, તલવાર જુઓ તો ખુલ્લી ને ખુલ્લી, નીરોની હાકલ પડી ત્યાં? થરથર કંપે! એના સોબતીઓ પાસે વિદાયનો પણ એક શબ્દ બોલી શકી નહિ એટલી ડરી ગઈ."

"અરે, મેં તો ત્યારે જ જોયું કે સિઝરનું ઉગ્ર સ્વરૂપ એવું હોઈ શકે છે. એ વખતે તો હરક્યુંલસ પણ એનું રૂપ જોઈને ભાગી ગયો હોત."

વખાણ સાંભળીને નીરો ફુલાતો હતો. એ બોલ્યો, "એમ કર્યા વિના છૂટકો નહોતો. સારું થયું કે આપણા ભલા વિન્ડેકસ અને

પ્રોક્ષિમસે અને એમના જેવા બીજા રાજસભ્યો, સરદારો ને શહેરીઓએ મને એની યોજનાથી વહેલો વાકેફ કરી દીધો, નહિતર–મારી માતાને હું તો ઓળખું ને કે એ કેવી મહત્ત્વાકાંક્ષી ને ચાલાક છે! હવે બીજાઓ પણ જાણશે કે નીરો સામે હરીફાઈ માંડવા જનાર પ્રત્યે નીરો કેવો ઉગ્ર થઈ શકે છે.”

“પોતાના પુત્ર સામે પુત્રની ગેરહાજરીનો લાભ લઈ પોતાનું રાજ્ય જમાવવાની ઇચ્છા કરે તેવી માતા પણ વિચિત્ર કહેવાય!”

“એ ડાકણ કહેવાય!” નીરો તુચ્છકારથી બોલ્યો.

“મને થાય છે કે એના આ કાર્યમાં પેલાસ પણ છે, એને પણ દૂર કરવો જોઈએ.” એક અમલદાર બોલ્યો.

“એગ્રિપીનાના મનમાં હોવું જોઈએ કે નીરોને એની જ ઇચ્છા પ્રમાણે વર્તવાની ફરજ પડશે. કારણ કે નહિ તો એ લોકોને ઉશ્કેરી બ્રિટાનિકસને રાજ્યનો હક્કદાર ઠરાવશે ને નીરો પદભ્રષ્ટ થશે. બ્રિટાનિક્સ હજી જીવે છે એટલે એ જોરમાં રહે છે.” બીજો બોલ્યો.

નીરો આ છેલ્લી વાત સાંભળીને એકદમ સચેત થયો. એણે કહ્યું, “ચાલ્યા જાઓ બધા અહીંથી. મારે બ્રિટાનિકસનો એકદમ વિચાર કરવો છે.” અને એ આસન પર લાંબો થઈને સૂતો હતો ત્યાંથી અર્ધો બેઠો થઈ ગયો. સાથીદારો એનો ચહેરો જોઈને ઊભા થઈ ગયા.

“અરે પોપિયા સેબિના, આપ તો બેસો જ, આપના વિના તો હું કંઈ વિચાર જ નહિ કરી શકું. અને આકટે તું પણ બેસ. તું નથી જાણતી કે તારા વિના મને ઘડી પણ ગમતું નથી?”

બધા ચાલ્યા ગયા. પોપિયા ને આકટે બને રહ્યાં. નીરોએ એ બંનેના હાથ ખેંચીને પોતાની તરફ ખેંચી. આકટે ડરતી ડરતી નજીક ગઈ ને એક પડખે બેસી ગઈ. પોપિયા ઓથો જેવા સરદારની

પત્ની હતી પણ તેનું ચારિત્ર્ય ઘણું ભ્રષ્ટ હતું. ઓથો બાયાનગર જ રોકાયો હતો અને એ એકલી જ રોમ પાછી આવી હતી, એટલે કોઈ જ પ્રકારના વર્તનનો એને સંકોચ નહોતો. એ હસતી હસતી નીરો તરફ ખેંચાઈ.

એક બાજુ આકટે ને બીજી બાજુ પોપિયા—બંનેના ખભા પર બે હાથ મૂકી નીરો બોલ્યો, "બોલો, તમારી શી સલાહ છે, બ્રિટા-નિકસ માટે? આકટે, તારી?"

આકટે ચૂપ જ રહી.

નીરો બોલ્યો, "આકટે બહુ ગભરુ છે, એ તો હમેશાં સદ્ચારિત્ર્યની, ક્ષમાની ને દયાની જ વાતો કરશે. આખરે તો એ ગુલામ! આ ગુલામો પેલા જિસસનાં વચનો લઈને બેઠાં છે પણ મારે કોઈક દિવસ એમને જિસસનું નામ લેવા માટે જ મારવાં પડશે. એ લોકોની વેવલાઈ મને કંટાળો આપે છે."

આકટેના શરીરમાં એક સ્પષ્ટ ધ્રુજારી પ્રસરી ગઈ. નીરો ખડખડાટ હસ્યો.

"ઓહ, એમાં તું આટલી ધ્રૂજવા લાગી ગઈ! બીજા ઉપર હું ગમે તે જુલ્મ કરું પણ તું એટલું ય નથી સમજતી કે તારો હું ગમે તેવો મોટો દોષ પણ માફ કરી દઉં? તું તો મારી આકટે છે, તું મને કેટલી વહાલી છે!" એણે એને આવેશમાં પોતાની તરફ વધુ નજીક ખેંચી. તોપણ આકટે ધ્રૂજતી જ રહી, એ દૂર જ રહેવાનો પ્રયત્ન કરવા લાગી. નીરોએ પોપિયા તરફ જોયું. પોપિયા તો જાતે જ વધુ નજીક આવતી હતી.

"તું શું કહે છે પોપિયા? બ્રિટાનિકસનું શું કરવું જોઈએ?" નીરોએ પૂછ્યું.

"હું કાંઈ સિઝર થોડી છું ? મારામાં સિઝર જેટલી બુદ્ધિ ક્યાંથી હોય! સિઝર કંઈ કહે તો સમજ પડે કે તે બરાબર છે કે નહિ." પોપિયા સ્મિત કરતી બોલી.

પોતાની બુદ્ધિ માટે પ્રગટ થયેલા માનથી નીરો ફુલાયો. એ બોલ્યોઃ

"હું તો નક્કી કરીશ જ, પણ હું તમારી બુદ્ધિને કસવા માગતો હતો."

"અમારી બુદ્ધિને એમ કસીને એનું માપ લઈ લો તો કદાચ અમે એમાં બહુ પાંગળાં દેખાઈએ, અને અમે સિઝરની મહેરબાની ગુમાવી બેસીએ." પોપિયા બોલી.

"વાહ, સરસ જવાબ! કંઈ નહિ. એ તો હું નક્કી કરી લઈશ કે શું કરવું. ચાલો હવે હાર્પ ઉપર આપ કંઈ વગાડો. જુઓ, હું ગાઉં છું, મારી જ બનાવેલી કવિતા હું ગાઈશ. કેમ આકટે, તું પણ ગાઈશ ને?" નીરો બોલ્યો. આકટેએ માથું હલાવીને હા કહી.

મોડી રાત સુધી નીરો એમ ને એમ પડ્યો રહ્યો. આકટે તો એક બાજુ ઊંઘી ગઈ હતી. નીરો અને પોપિયા બંને અગાશી પર ગયાં. નીરો હવે તો હાર્પ વગાડતાં શીખી ગયો હતો. તેણે થોડો વખત વગાડ્યું ને સાથે ગાયું પણ ખરું.

અચાનક એને યાદ આવ્યું કે બ્રિટાનિકસનો વિચાર હજી બાકી છે; એણે પોપિયાને એકદમ નીચે ચાલી જવાનું કહ્યું.

પોપિયા પણ ચાલી ગઈ. નીરો કેટલીક વાર એકલો ઊભો રહ્યો. એણે આંગળી ઊંચી કરી હલાવતાં હલાવતાં જાણે કંઈ ગણતો હોય તેમ વિચાર કર્યો ને પછી દાંત ભીંસીને એ નીચે ઊતર્યો.

નીચે રક્ષકો એને માટે ઊભા જ હતા. એમણે એને એના ઓરડા તરફ દોરવા માંડ્યો. પોતાના ઓરડા પાસે આવ્યા પછી જ

નીરોએ જાણ્યું કે એ પોતાને જ્યાં જવું હતું ત્યાં નથી આવ્યો, એટલે એણે બ્રિટાનિકસના ઓરડા તરફ દોરી જવા કહ્યું. તેઓ તેને ત્યાં લઈ ગયા. બ્રિટાનિકસના ગુલામે કહ્યું કે બ્રિટાનિકસ એગ્રિપીના પાસે છે. એ થોડો નિરાશ થયો, થોડો વધુ ગુસ્સે પણ થયો ને પોતાના ઓરડામાં પાછો આવ્યો. બ્રિટાનિકસને દૂર કર્યા વિના આજે એને ચેન પડે તેમ લાગતું નહોતું. એણે વિચાર કર્યો: એગ્રિપીના પાસે એમ તો જવું જોખમભર્યું, કંઈક દંભ કરીને કામ કાઢવું જોઈએ.

એ પાછો ઊઠ્યો, બહાર નીકળ્યો, રક્ષકો એની પાછળ ચાલ્યા. એગ્રિપીનાના ઓરડા આગળ આવીને એણે એમને થોડે દૂરથી જ પાછા વાળી દીધા.

એગ્રિપીનાએ પોતાને માટે હવે ત્રણ જ ઓરડા રાખ્યા હતા. આગલો ઓરડો સત્કાર માટે ને અંદરના બે ઓરડામાં એક શયન–ભોજન ઈત્યાદિ માટે ને એક સ્નાન ઈત્યાદિ માટે. પહેલાં તો ફરવા માટે જ એક ખાસ વિશાળ ઝરૂખો હતો, વસ્ત્રપરિધાન અને શણગાર માટે એક ખાસ, ભોજન માટે એક, મુલાકાત માટે એક સ્નાન માટે એક, શયન માટે એક, આરામ માટે એક, અભ્યાસ માટે એક—આમ જુદા જુદા કેટલા ય ઓરડાઓ હતા. એ બધું જ હવે પાછલા બે ઓરડામાં થતું. ફરવાનું તો શહેર બહાર ટેકરીઓમાં કે જંગલમાં કે શહેરના જાહેર બાગમાં કે મહેલના ઉદ્યાનમાં.

શયનના ઓરડામાંથી આછો આછો અવાજ આવતો હતો. અંદર દીવો બળતો હોય એમ લાગતું હતું. વાતાવરણ ગંભીર લાગતું હતું. દરવાજે ઊભેલા ગુલામે તરત જ નીરોને અંદરનો માર્ગ ચીંધ્યો.

નીરોએ જોયું કે જિતુનતેલના દીવાના અજવાળે બ્રિટાનિકસ કંઈ લખી રહ્યો હતો ને એગ્રિપીના કંઈ લખાવી રહી હતી. કોઈ આવ્યું એનું ભાન થતાં એમણે ઊંચું જોયું. નીરોને જોઈ બ્રિટાનિકસ

આશ્ચર્ય પામ્યો. એગ્રિપીના તો આસન પરથી કૂદીને એકદમ સામે ગઈ ને નીરોને ભેટી પડી. નીરો પણ જાણે પોતે લાગણીવશ થઈ ગયો હોય તેમ માની છાતીએ માથું દબાવી રહ્યો.

" મને માફ કરો, મા ! " એ બોલ્યો.

એગ્રિપીનાની આંખમાં પ્રેમનાં આંસુ આવ્યાં.

" મા હમેશાં પુત્રને માફ જ કરે છે. " એગ્રિપીના બોલી.

" મેં આપના પ્રત્યે બહુ અવિનયી વર્તન આચર્યું તેનું હું પ્રાયશ્ચિત્ત માગવા આવ્યો છું. મને એના પરિતાપમાં ઊંઘ જ આવતી નહોતી એટલે અત્યારે ઊઠીને પણ ચાલ્યો આવ્યો. આપના કામમાં ખલેલ તો પહોંચાડી, પણ આપના નાદાન પુત્રને—"

એગ્રિપીનાએ એના મોંએ હાથ મૂકી દીધો: " ના ના, તેં ખલેલ નથી પહોંચાડી. " એ બોલી.

" મને થાય છે કે હું ભાઈ બ્રિટાનિકસને મારો મુખ્ય સાથી-દાર બનાવું. મારા કરતાં એનાં ભાગ્ય એટલાં જરૂર મોટાં કે એ આપના આદર્શોને વધુ સમજી શકેલ છે. એ મને દોરવણી આપશે. "

" હું પણ તને દોરવણી આપવા તૈયાર જ છું ને ? "

" આપને એ તકલીફમાં નાખવાં એ ઠીક નથી લાગતું. એથી રાજસભ્યોમાં ઈર્ષા પણ વધે છે. બ્રિટાનિકસના સંબંધમાં કોઈ પોતાના મનમાં એવું નહિ લાવી શકે, કારણ કે એ મૃત સિઝરનો પુત્ર છે. "

" વાહ બેટા ! ભલે, એમ. "

" એક સાચી વાત કહું મા ? મને ઊંઘ તો ખરેખર બહુ આવે છે. મારા પશ્ચાત્તાપની વાત કહ્યા વિના મારાથી રહેવાતી નહોતી એટલે મારે અહીં આવવું પડયું, પણ હવે પાછા જલદી જઈને ઊંઘી જવાની ઈચ્છા થાય છે. તારા આ ગાંડા બેટાની ઊંઘ કેવી હોય છે

તે તો તું જાણે છે. એને વિનયનું પણ ભાન નથી." નીરો જાણે લજ્જા પામતો હોય તેમ બોલ્યો.

એગ્રિપીનાએ વહાલથી એનું માથું ફરીને છાતી પર લીધું ને પછી એનું ચિબુક પોતાની આંગળીઓથી ઊંચું કરી એની આંખો સામે જોઈને બોલી, "ઑકટેવિયાને—"

નીરો નીચું જોઈ ગયો. માને થયું કે પુત્ર કેવો શરમાય છે! એ બોલી, " એ રાજકુમારી છે, નિર્દોષ છે, તારા પ્રત્યે ભક્તિ ધરાવે છે."

નીરોએ હકારમાં માથું હલાવ્યું. મા સમજી કે એણે એની વાતનો સ્વીકાર કર્યો. વધુ ન મૂંઝવવા ખાતર "હવે આજ તો રાત અર્ધી ગઈ, કાલે એ આવશે" કહીને એણે એ વાતને વાળી લીધી.

"બ્રિટાનિકસ સવારે મને મળશે? સેનેકા એને લેવા માટે આપના ઓરડામાં રાજસભાના સમય પછી આવશે." નીરો બોલ્યો.

"ભલે."

પછી એ માને ઘૂંટણિયે પડ્યો. એગ્રિપીનાએ માથું સૂંઘ્યું ને એને વળાવવા એ બારણા સુધી ગઈ. બહાર સિઝરના રક્ષકોને ન જોઈને એ આશ્ચર્ય પામી. એણે પૂછ્યું, "રક્ષકો નથી?"

"રક્ષકો સાથે આવું તો હું મારે વિષે કદાચ વિશ્વાસ ન જન્માવી શકું. કેવળ આપનું જ રક્ષણ મને રક્ષી શકશે એ મારી માન્યતા વ્યક્ત કરવા હું એકલો જ આવ્યો."

એગ્રિપીનાને પુત્રની સચ્ચાઈ વિષે હવે લેશ પણ શંકા ન રહી.

"બ્રિટાનિકસ તારી સાથે તારા ઓરડા સુધી આવશે." એ બોલી.

"મને આનંદ થશે." નીરો બોલ્યો.

"બ્રિટાનિકસ!" એગ્રિપીના બોલી.

એગ્રિપીનાએ બ્રિટાનિકસના સામું જોયું. બ્રિટાનિકસનું મન અત્યાર સુધી નીરોના ચહેરાના ભાવો જોવા ઉપર જ ચોટયું હતું. એગ્રિપીનાએ એનું નામ લેતાં એણે એગ્રિપીના તરફ નજર ફેરવી.

"નીરોની સાથે એના ઓરડા સુધી જઈશ ?" એગ્રિપીનાએ એને પૂછ્યું.

થોડી ક્ષણો એગ્રિપીના તરફ બ્રિટાનિકસ જોઈ રહ્યો, પછી બોલ્યો, "આપ પણ ચાલો ને !"

"માતાને તકલીફ શા માટે આપવી ? તમારે પાછા ન ફરવું હોય તો મારા ઓરડામાં પણ સૂઈ શકશો."

"ના, એમ તો હજી અમારે લખવાનું બાકી છે, એટલે માતા સાથે હજી થોડો વખત વિતાવવો પડશે. પાછા ફરતાં રસ્તામાં માતા સાથે વાતો કરતાં આવી શકાય તે માટે એમને ચાલવાનું કહું છું." બ્રિટાનિકસ બોલ્યો.

"હા, બ્રિટાનિકસની વાત ઠીક છે. ચાલ આવું." એગ્રિપીના બોલી.

બ્રિટાનિકસે નીરોના મોં સામે જોઈ લીધું કે એના પ્રત્યે અણગમાના ભાવ ત્યાં આવી ગયા હતા, પણ એ ચૂપ જ રહ્યો.

નીરોને એના ઓરડા સુધી મૂકી આવીને છુટ્ટાં પડતાં હતાં ત્યારે નીરોએ કહ્યું, "દિવસે સેનેકા બ્રિટાનિકસને લેવા આવશે."

"સારું" એગ્રિપીના બોલી. બ્રિટાનિકસે કંઈ જવાબ ન આપ્યો.

નીરો શયનગૃહમાં દાખલ થઈ ગયો. ઓરડો એને ખાલી ખાલી લાગ્યો. એનું ધારેલું બધું પાર ન પડ્યું તેથી એનું મગજ પણ ખાલી ખાલી થઈ ગયું. એણે દરવાજે ઊભેલા રક્ષકને પૂછ્યું, "આકટે કે પોપિયા સેબિના, જે કોઈ મહેલમાં હાજર હોય તેને, બોલાવી લાવો."

આકટે અને પોપિયા બંને આવી. નીરોના ચહેરા પરની ઉદાસીનતા જોઈ ને પોપિયા બોલી, "સિઝરને શરીરે તો સારું જ હશે એવી આશા રાખું છું."

"આપની એ આશા અર્ધી સાચી છે, કારણ કે મનને આરામ નથી એટલે શરીર એના પ્રમાણમાં થોડી બેચેની અનુભવે છે" કહીને બે ક્ષણ નીરો ચૂપ રહ્યો ને પછી બોલ્યો, "બ્રિટાનિકસને જલદીથી દૂર કરી શકાશે એ વિષે મારા મનમાં શંકા ઊભી થઈ છે."

બ્રિટાનિકસ અને એગ્રિપીના પોતાના ઓરડામાં પાછાં આવ્યાં. ફરી લખવાનું શરૂ કરતાં પહેલાં એગ્રિપીનાએ પૂછ્યું, "તેં કેમ નીરોની વાતનો જવાબ ન આપ્યો?"

"એ વાતમાં સચ્ચાઈ હોય એ વિષે મને શંકા છે." બ્રિટા-નિકસે જવાબ આપ્યો.



## ૫૦

# એગ્રિપીના કેદ

બ્રિટાનિકસે વિરોધ કર્યો છતાં એગ્રિપીનાએ એને સમજાવ્યો, ને જ્યારે સેનેકા આવ્યો ત્યારે તેને એણે જવા માટે તૈયાર કર્યો. એટલે મનમાં જ બ્રિટાનિકસે નક્કી કરી લીધું કે કેવી સાવચેતી રાખી કઈ રીતે નીરોની અનિષ્ટ પ્રવૃત્તિના ભોગ થતાં બચવું. એણે વિશેષ દલીલ કર્યા વિના જવાનું કબૂલ્યું.

પણ એની કંઈ જ સાવચેતી ન ચાલી. નીરોએ એને પોતાના ઓરડામાંથી પહેલે જ દિવસે ગુમ કરી નાખ્યો.

એગ્રિપીનાને હજી બ્રિટાનિકસનો ઘણો ઉપયોગ હતો. એ એની પાસે 'ધનવાનોને જિસસનો ઉપદેશ ' એ પુસ્તક લખાવરાવતી હતી. એ પુસ્તકની નકલો કરાવરાવીને લોકોમાં તે મફત વહેંચવાની હતી. બ્રિટાનિકસ રાત્રે આવ્યો નહિ એટલે એને ચિંતા થઈ. પણ એણે માની લીધું કે ' નવા કામ પર એ ચડે છે એટલે સમય નહિ મળ્યો હોય.' મોડી રાત થઈ એટલે એણે માન્યું કે ' કામથી થાકીને એ ઊંઘી ગયો હશે ને મળવા પણ નહિ આવી શક્યો હોય. '

સવારે ને બીજે આખો દિવસ એણે રાહ જોઈ. ફરી રાત પડી એટલે એણે નીરોને પૂછવાની ઇચ્છા કરી. એણે પોતાના ગુલામને મોકલ્યો પણ નીરો મળ્યો નહિ. એને વધુ ચિંતા થઈ.

બે ત્રણ દિવસ નીકળી ગયા છતાં બ્રિટાનિકસના કંઈ સમાચાર પણ એને મળ્યા નહિ. મહેલના ગુલામો એને ચાહતા હતા, પણ નીરો તો નિત્યનવા ગુલામો લાવતો ને પોતાના ઓરડા પર મૂકતો એટલે એ કોઈ એનું કામ કરે તેમ નહોતા, કોઈને એની આગળની મહત્તાની પણ ખબર નહોતી એટલે કોઈ એની શેહમાં પણ આવે એમ નહોતું.

છેવટ એણે પેલાસને બોલાવ્યો, પેલાસે બ્રિટાનિકસના સમાચાર જાણી લેવાનું માથે લીધું.

થોડા દિવસ પછી પેલાસ ચોંકાવનારા સમાચારો લાવ્યો કે બ્રિટાનિકસને તો નીરોએ દગાથી પકડી, બંધ ગાડીમાં પૂરી, બાંધીને વહાણમાં ચડાવી દીધો ને ક્યાંક દેશવટે મોકલી આપ્યો છે. એગ્રિ-પીનાની છાતી આ સમાચારથી જાણે ભીંસાઈ ગઈ, એ એકદમ બહાર નીકળી.

પેલાસ એની પાછળ ચાલ્યો, "મહારાણીજી!"

"નીરો પાસે જઉં. એણે મને તે દિવસે કઈ રીતે વાત કરી હતી! એ આવું છેક કરી શકે એમ મેં માન્યું નહોતું. બ્રિટાનિકસે કહ્યું છતાં મેં માન્યું નહોતું. હું આમાં સાવ નિર્દોષ છું. નાર્સિ-સસનો આત્મા મારા હૃદયને જોઈ શકશે કે મેં મારું વચન પાળ્યું જ હતું. મેં મેસાલિનાનાં બાળકોને મારા પ્રાણ જ ગણ્યાં હતાં. નીરો પર વિશ્વાસ મૂકી દેવાને કારણે જ મેં થાપ ખાધી છે. પણ બધા લોકો મારી વાત કેમ માનશે! તેઓ તો માનશે કે ખ્રિસ્તના અનુયાયીનો વેશ ધરીને મેં મેસાલિનાના પુત્રનું કાસળ કઢાવ્યું છે. હું નીરોને

સમજાવીશ. નીરોને મેં કેટલું આપ્યું છે! એ મને આટલું નહિ આપે?'

"તેઓ નહિ આપે, મહારાણીજી!" પેલાસ બોલ્યો.

"મને એટલી બધી અશ્રદ્ધા હજી નથી આવી ગઈ. નીરો દુર્ગુણો તરફ ખેંચાયો છે, મેં જ એને એ માર્ગ લેવાનું પ્રોત્સાહન આપ્યું હતું, પણ મને લાગે છે કે હું એને ત્યાંથી પાછો વાળી શકીશ."

"પણ સિઝર આપને મળવા જ મુશ્કેલ છે."

"કેમ?"

"તેઓ તો આખો દિવસ મહેફિલોમાં, મલ્લયુદ્ધોમાં, સંગીતમાં ને પ્રેમવાર્તાઓમાં જ મશગૂલ હોય છે. તેઓ રાજસભામાં પણ કદી જતા નથી, તેઓ મહેલમાં પણ જવલ્લે જ આવે છે, તેઓ બહાર ઉદ્યાનોમાં જ રહે છે."

"હું શોધી કાઢીશ."

એગ્રિપીના બોલી ને ચાલવા લાગી. નીરો ખરેખર એના ઓરડામાં નહોતો. મહેલમાં એ ક્યાં ય નહોતો. એ મહેલની બહાર જવા મોટા દરવાજે આવી. દરવાજે રક્ષકોનો મજબૂત પહેરો હતો. એમણે એને અટકાવી.

એગ્રિપીના પોતાની સાથે હથિયાર લઈ ને નીકળી નહોતી, પણ એનાં કાંડાં ઓછાં મજબૂત નહોતાં. પણ એણે તરત સંયમ મેળવી લીધો. એનાં બે કાંડાં સામેની તીક્ષ્ણ તલવારો સામે કેટલું જોર કરી શકવાનાં હતાં! એ શાંત ઊભી રહી. એણે પૂછ્યું:

"રાજમાતાને મહેલની બહાર જવા દેવાની તમારા રાજાએ મના કરી છે?"

"જી હા, અમને દુઃખ થાય છે." નાયકે જવાબ આપ્યો.

"સિઝરને સિઝર બનાવનાર કોણ છે એ જાણો છો ?"

રક્ષકો નીચું જોઈ રહ્યા.

"સિઝરનું વર્તન તમે જાણો છો ? સિઝરનું આ વર્તન સિઝરનું જ અહિત કરનાર છે એમ તમને લાગે છે ? એમાં સામ્રાજ્યનું પણ અહિત છે એ જાણો છો ?"

કોઈએ જવાબ ન આપ્યો.

"આ સ્થિતિ ચાલુ રહે તે ઠીક લાગે છે ? સિઝરને આ વાત સમજાવવા મને જવા દેવાની તમારી હિંમત નથી ?"

"સિઝરનો હુકમ–" નાયક બોલતો હતો.

"સિઝરનું હિત નહિ ?" એગ્રિપીનાએ આગલો જ પ્રશ્ન ફરીને પૂછ્યો.

"અમારા પર સિઝર ગુસ્સે થાય તો –"

"બધો દોષ હું મારા પર જ લઈ લઈશ." એગ્રિપીનાએ ખાતરી આપતા સ્વરે કહ્યું.

નાયકનો હુકમ થયો અને રક્ષકોની તલવારો નીચી થઈ ગઈ. એગ્રિપીનાએ સિઝર ક્યાં છે તેના સમાચાર જાણી લીધા. એ બહાર નીકળી ગઈ.

નીરો એક બાગમાં દોસ્તો સાથે બેઠો હતો. એગ્રિપીનાને અહીં આવેલી જોઈ એ ચમક્યો. એ એકદમ ત્રાડ મારી ઊઠ્યો, "કેમ આવી અહીં ?"

આ 'તુંકારા'થી એગ્રિપીના ચમકી. નીરો એને તુંકારો તો આ પહેલાં પણ આપતો, પણ એ તુંકારો પ્રેમનો હતો. પણ એ અપમાનને તુરત ગળી ગઈ. એ બોલી, "હું થોડું પૂછવા આવી છું, બ્રિટાનિકસ– '

" તને મહેલમાંથી બહાર કોણે નીકળવા દીધી ? લાંચ ! રક્ષકાધિપતિ પોતાને માણુસોની પસંદગીમાં બહુ હોશિયાર માને છે ! લાંચિયા રક્ષકો એ એની ઉત્તમ પસંદગી ?" નીરો બૂમો મારવા લાગ્યો.

" એમનો દોષ નથી, હું બળજબરીથી નીકળી આવી છું."

" બળજબરી ? મારા હુકમની ઉપરવટ ?"

" તારા ઉપરવટ, તું મને–તારી માને–નથી માનતો, નીરો ? તું યાદ તો કર ?"

" બસ ! વારે વારે મને એ યાદ આપવાની જરૂર નથી. તું મા હો તો કેવળ મા જ બની રહે, માથી વિશેષ કંઈ નહિ. સિઝર તરીકેના મારાં હુકમો ને કામોમાં તારે ડહાપણ નહિ કરવું. વિન્ડેકસ, પોલિકિટબસ, જાઓ, એગ્રિપીનાને જાળવીને મહેલમાં પાછી મૂકી આવો; મારા હુકમનું બરાબર પાલન થાય. એમાં જરા પણ ચૂક આવશે તો કોઇના ધડ ઉપર માથું સલામત રહેવાનું નથી."

" બ્રિટાનિકસને તેં દગાથી –" એગ્રિપીના ઉશ્કેરાતી હતી.

" બ્રિટાનિકસને મેં દગાથી દેશવટે મોકલી આપ્યો છે, પણ હવે તો એનો જાન પણ લઇ લેવાનો છું. અને જો તું પણ વધારે તોફાન કરશે તો તારો પણ મારે હવે વિચાર કરવો પડશે." નીરો શબ્દોને જાણે સમજાવતો હોય તેમ તેમની ઉપર ભાર દઈને બોલ્યો.

" જાઓ, લઈ જાઓ એગ્રિપીનાને ! બરાબર ચોકી રાખો એની ઉપર. એના ઓરડામાંથી પણ એને બહાર નહિ કાઢવાની." નીરોએ હુકમ કર્યો.

" એટલે, નીરો મને કેદ ફરમાવે છે ?" એગ્રિપીનાએ આશ્ચર્યથી પૂછ્યું.

"ઓહ, નહિ, કેદ નહિ. આપને કેદ હોય? આપ તો રાજ-માતા છો, માતાનો ધર્મ છે કે એણે ઘરમાં જ રહેવું, આપને એ ધર્મ પાળવાની આથી સગવડ કરી આપવામાં આવે છે." નીરોએ કટાક્ષ કર્યો.

"ધન્ય છે પુત્રને! પણ માતાને ચિંતા થાય છે કે એના પુત્રને એનો ધર્મ કોણ સમજાવશે—જ્યારે પુત્ર માતાની સાથે વાતો કરવાને પણ તૈયાર નથી?" એગ્રિપીના બોલી.

"કોઈ સામે બોલે એ મને પસંદ નથી, જાઓ!" નીરો વળી પાછો ઉશ્કેરાઈ ગયો.

"તને બોલ પસંદ નથી, પણ જ્યારે તારા સામે આફત આવીને ઊભી રહેશે ત્યારે આ બોલ મીઠા લાગશે." કહીને એગ્રિપીના પીઠ ફેરવી ગઈ, પણ તરત પાછી વળી બોલી:

"હું કેદ થાઉં છું તે તું તારી શક્તિનું પરિણામ સમજી એનું ગુમાન કરતાં પહેલાં સમજી લેજે કે એ શક્તિથી અનેકગણી શક્તિ તારી માતામાં છે. કદાચ એનું પરિણામ તને થોડા સમયમાં દેખાશે પણ ખરું."

અને એ ચાલતી થઈ ગઈ.

મહેલમાં એ પોતાના ઓરડામાં આવી. એના ઓરડા ઉપર હથિયારબંધ રક્ષકોનો પહેરો મુકાઈ ગયો. એગ્રિપીના પોતાના શયનના ઓરડામાં આવી; થોડીવાર સ્તબ્ધ બની ઊભી રહી ને પછી એક આસન ઉપર સૂતી. એની આંખો ઓરડાઓની ચારે બાજુની ભીંતોને ને છતને જોવા લાગી હતી. ખૂણામાં રહેલ નાર્સિસસ અને ડિયાનાની પ્રતિમાઓ એની સામે જાણે સજીવ બનીને જોયા કરતી હતી, પણ એનું ધ્યાન અત્યારે શૂન્ય હતું.

☆

૫૧

# વિજય કોનો ?

નીરો રાત્રે મહેલમાં પાછો આવ્યો. આકટે એની સાથે હતી. એણે આકટેને આજના નવીન સમાચાર પોતાની બડાઈ હાંકતાં હાંકતાં આપ્યા. આકટેએ કહ્યું, "આપને જેવી માતા મળી છે તેવી ભાગ્યે જ કોઈને મળશે. એની ઉપર આવો જુલ્મ કરી આપે સારું કામ કર્યું ન કહેવાય." નીરોએ એને હસી કાઢી, "તું હમેશાં એવી જ લાગણી-વશ રહી!"

પણ આકટેને આ કૃત્ય ઘણું ખરાબ લાગ્યું હતું. ત્યાર પછી જે ભોજન આવ્યું તેમાં તે એ કૃત્યના દુઃખથી પૂરો સાથ પણ આપી ન શકી.

બીજે દિવસે એ પેલાસ આગળ પહોંચી. એગ્રિપીના ખ્રિસ્ત પ્રત્યે સહાનુભાવી હતી, પેલાસ અને બીજાં ઘણાખરાં ગુલામો ને ગરીબો ખ્રિસ્તનાં અનુયાયી હતાં, આકટે પોતે પણ એમાંની એક હતી, એટલે એણે પેલાસને એગ્રિપીનાના દુઃખદાયક સમાચાર આપ્યા. પેલાસ ચમકી ગયો.

ખ્રિસ્તનાં બધાં જ અનુયાયીઓમાં એગ્રિપીનાના કેદ થયાના સમાચાર પ્રસરી ગયા. સૌનાં મનમાં દુઃખ અને તે સાથે રોષ ઉત્પન્ન થયો. ગુનેગારને તેના ગુનાની માફી આપવી એ ખ્રિસ્તનો ઉપદેશ હતો, પણ એ ગુનાનો વિરોધ ન કરવો એવું ખ્રિસ્તે નહોતું કહ્યું. ખ્રિસ્તે પોતે હેરોડ રાજાના જુલ્મોનો વિરોધ કર્યો હતો ને એ વિરોધ ખાતર જ એને ક્રોસ પર ચડવું પડયું હતું. એટલે રોમનાં ખ્રિસ્તીઓએ પણ વિચાર કર્યો કે નીરોના કૃત્યનો વિરોધ કરવો.

થોડા દિવસ તો એમ ને એમ પસાર થઈ ગયા. નીરોને લાગ્યું કે એગ્રિપીનાએ માત્ર ખોટી ધમકી જ આપી હતી ને આકટે નાહક જ બીધી હતી. એની પોતાની પણ 'કદાચ બળવો થશે'ની બીક એને ખોટી ઠરતી લાગી. એ કંઈક નિશ્ચિંત થયો.

પણ ત્યાં તો એક દિવસ એ નગરમાંથી ખુલ્લી રીતે પસાર થતો હતો ને એની સામે ક્રોસ લઈને માણસોનું એક ટોળુ આવતું જણાયું.

"સેનેકા! કોણ છે આ લોકો? બળવો કરે છે કે શું તેઓ?" એણે ભય પામીને પૂછ્યું.

"ના ના, આ તો પેલાં લોકો–ભિખારીઓ છે, એ લોકો કંઈ કરવાનાં નહિ. તેઓ બધાંને ઉપદેશ આપે છે કે સૌને ક્ષમા આપો, સૌને તમારા ભાઈ માનો, સૌને તમે સુખ આપો. મૂરખ લોકો છે!" સેનેકાએ જવાબ આપ્યો.

"પણ એ લોકો આટલાં ઉતાવળાં ચાલતાં સામાં આવે છે, કંઈ કરે એવો મને ભય છે. આપણી સાથે રક્ષકો પૂરતા છે ને? નહિતર સૈનિકોને બોલાવો. એમને મારીને હાંકી કાઢો." નીરો બોલ્યો.

"જેવો હુકમ!" સેનેકાએ જવાબ આપ્યો ને પછી એ રક્ષક-દળ તરફ ફર્યો ને હુકમ આપ્યો, "મારો આ સામે આવનારાં લોકોને, હાંકી કાઢો એમને, સિઝરનો રસ્તો ચોખ્ખો કરાવો."

હુકમ થતાં જ રક્ષકોનાં ઘોડાં દોડયાં, ચાબુકના ફટકા ગાજ્યા, ને 'હઠો–મારો' ની બૂમો થઈ.

ખ્રિસ્તીઓએ ઘોડાંઓને પોતાની તરફ આવતાં જોયાં. એમને લાગ્યું કે તેમને એ લોકો મારશે જ. એમની આગળ વન્સીમસ હતો. વન્સીમસે પોતાનો ક્રોસ ઊંચો કરીને સાદ પાડ્યો, "અડગ ઊભા રહેજો! ભલે આપણને મારી નાખે, આપણે નહિ હઠીએ. સિઝર આપણી વાત નહિ સાંભળે ત્યાં સુધી આપણે નહિ હઠીએ. આપણે આગળ જ વધશું. આપણે સિઝર પાસે પહોંચીને આપણી વાત જાહેર કરશું. આપણે એમની પ્રત્યે દ્વેષ રાખ્યા વિના એમનાં અનિષ્ટ કામોનો વિરોધ કરશું, કારણ કે તેઓ જાણતા નથી કે તેઓ શું કરે છે. ગાઓ આપણું ગીત, 'ફાધર, ધે નો નોટ, વ્હોટ ધે ડુ– પિતા, તેઓ જાણતા નથી કે તેઓ શું કરે છે.'

ખ્રિસ્તીઓ બુલંદ અવાજે ગીત ગાતાં આગળ વધ્યાં. સામેથી સિઝરના રક્ષકો ધસતા આવ્યા. પણ ખ્રિસ્તીઓની સંખ્યા મોટી હતી. ઘોડાને હડફેટે ચડતાં, પડતાં ને છતાં ય તેઓ આગળ વધ્યે જતાં હતાં. પડતાં ને ઘોડાંના પગ નીચે ચગદાતાં ખ્રિસ્તીઓની ચીસો, દુઃખ વચ્ચે પણ મોટેથી તેમનાં ગળાંમાંથી નીકળતું ગીત, ને એગ્રિપીનાને છોડવાનો ઘોષ–એનાથી આખો રસ્તો ગાજી ઊઠ્યો.

નીરો ગભરાયો. સેનેકા પણ જોઈ રહ્યો. નીરો બોલ્યો, "સેનેકા, આ લોકોનાં ગળાંમાંથી જે ચીસો નીકળે છે તે સાંભળવી ગમે છે, તેઓ જે ગાય છે તે પણ મને હાર્પ પર વગાડવાની ઇચ્છા થઈ આવે છે, પણ તેઓ આમ માર ખાતાં ખાતાં પણ આગળ ધસ્યાં આવે છે તે મને ગમતું નથી. મને બીક લાગે છે કે તેઓ હમણાં મને ઘેરી લેવા જેટલાં નજીક આવી જશે."

"આપણે સૈન્યની મદદ બોલાવીએ." સેનેકા બોલ્યો.

"ત્યાં સુધી આપણે અહીં રહી નહિ શકીએ. આપણે પાછા વળી જઈએ, પાછળથી સૈન્ય આવીને ભલે આમને મારે."

"ભલે, એમ કરીએ. જેવી સિઝરની ઇચ્છા."

અને તરત નીરોની ગાડી પાછી ફરી. ખ્રિસ્તીઓને થયું કે સિઝર મહેલમાં ચાલ્યો જશે તો એને મળી નહિ શકાય, એટલે તેમણે વધારે જોર કરીને દોડવાનો પ્રયત્ન કર્યો. પણ નીરોની ગાડીને તેમની દોડ પહોંચી શકે તેમ નહોતી. ગાડી થોડી જ વારમાં અદૃશ્ય થઈ ગઈ. હવે નાહક સૈનિકોનો માર ખાતાં અહીં ઊભાં રહેવું ઠીક ન લાગવાથી તેઓ ઝડપથી પાછાં હઠયાં.

મહેલમાં પાછા ફરવું પડ્યાથી નીરો ખૂબ ગુસ્સે થઈ ગયો. એ મોટે મોટેથી બરાડીને ખ્રિસ્તીઓને, ખ્રિસ્તને અને એગ્રિપીનાને વિષે ગમે તેમ બોલવા લાગ્યો : 'હરામખોરો, નાલાયકો, રાજદ્રોહીઓ ! મારી નાખો એમને ! હદપાર કરો એમને !' ચાલતાં ચાલતાં જે કોઈ ગુલામ સામે મળે તેને ચાબુક ફટકારતો ચાલ્યો. એના તોફાનથી આખો મહેલ ગાજી ઊઠયો. એને આવતો જોઈને સૌ દૂરથી જ છુપાઈ જવા લાગ્યાં.

એગ્રિપીનાએ બૂમો સાંભળી પણ એને ખબર ન પડી કે આ બધો શું મામલો છે.

ચાર દિવસ પછી મહેલની નીચે ફરી તોફાન જેવું લાગ્યું: 'એગ્રિપીનાને કેદમાંથી છોડી દો, બ્રિટાનિકસને પાછો લાવો !' એવી બૂમોથી રાજમાર્ગો ગાજતા હતા.

એગ્રિપીના પોતાના ઝરૂખા પર આવી. મહેલના મેદાનની બહારથી રસ્તા પર દૂર સુધી લોકોનું ટોળું પથરાયેલું દેખાતું હતું. એની કાન ફાડી નાખતી બૂમોમાંથી શબ્દો સ્પષ્ટ પકડાતા નહોતા.

એગ્રિપીનાએ દરવાજે ઊભેલા ચોકીદારને પૂછ્યું, " શું ધમાલ છે ?" પણ ચોકીદારે કંઈ જવાબ ન આપ્યો.

ત્યાં તો એણે બહાર જોયું કે રાજમહેલમાંથી ઘોડાઓ છૂટયા ને લોકો ઉપર ધસ્યા. લોકો ચિચિયારીઓ નાખતાં પાછાં હઠવા લાગ્યાં. કેટલાં યે પડતાં હતાં, ફરી બેઠાં થવા મથતાં હતાં, ભાગવાનો પ્રયત્ન કરતાં હતાં અને ઘોડાની ખરીઓ નીચે ચગદાતાં હતાં. એમના વાંસા પર ચાબુકો પડતા હતા. દશ્ય જોતાં એગ્રિપીના કંપી ઊઠી. 'લોકોનો શો દોષ છે ?' એને પ્રશ્ન થયો. લોકોને બચાવવા એને દોડી જવાની ઇચ્છા થઈ. એ દરવાજા તરફ આવી. ઓરડામાં જ પોતાનાં હથિયારો હતાં. તલવાર લઈને એ ચોકીદાર ઉપર ધસી. પણ ત્યાં તો દરવાજો જોરથી બંધ થઈ ગયો ને બહારથી મજબૂત ભોગળ વસાઈ ગઈ. એણે ખૂબ જોર કર્યું પણ બહાર અનેક જણાના જોર સામે એનું જોર ન ચાલ્યું. દરવાજા પર જોરથી એક મુક્કો મારી એ ઝરૂખા પાસે આવી. રાજમાર્ગ ચોખ્ખો થતો હતો પણ લોકો હજી તદ્દન વીખરાયાં નહોતાં, લોકોની ચીસો હજી સંભળાતી હતી. એને ઝરૂખેથી કૂદીને નીચે જવાની ઇચ્છા થઈ, પણ તરત એને ભાન આવ્યું કે એમ કરવાથી તો એના મૃત્યુ સિવાય બીજું કંઈ પરિણામ આવી શકશે નહિ. દશ્ય જોવું અસહ્ય થઈ પડયું એટલે એ શયનગૃહમાં જઈને આસન પર પછડાઈને કાનમાં આંગળાં ઘાલી સૂઈ ગઈ.

ત્રીજે દિવસે અચાનક એણે પોતાનાં બારણાં ખૂલતાં સાંભળ્યાં. બે દિવસ તો એને કોઈ ખાવા પણ આપવા આવ્યું નહોતું. રસ્તા પરથી અવાજો તો, એ બધા દરવાજા બંધ કરતી છતાં, દૂર ભીષણ ગર્જના કરતા સાગરના આછા અવાજની પેઠે આવતા હતા. એ સાંભળી અસહ્ય તાપ અનુભવતી એ પડી જ રહી હતી. બહારથી દરવાજો ખૂલતો સાંભળી એ બેઠી થઈ ગઈ.

બેઠકખાનાના ઓરડામાં પગલાં સંભળાયાં, અને થોડી જ વારમાં નીરો એની સામે આવી ઊભો. એ ક્રોધથી ઊભી થઈ ગઈ.

પણ નીરો આવીને એકદમ પગે જ પડી ગયો. " બચાવો મા, આપના પુત્રને બચાવો. લોકો મને મારી નાખવા આવે છે."

એગ્રિપીના આશ્ચર્ય પામી. પણ બીજી જ ક્ષણે એને થઈ આવ્યું, ' આ પણ દંભ જ હોવો જોઈએ.' પણ તરત એને યાદ આવ્યું, 'તમારા દુશ્મનને પણ તમે પ્રેમ કરો, એમને એમના કામની માફી આપો.' એ ઘડીક નીરો સામે જોઈ રહી.

" ભૂલ થઈ, મા ! હું આપનો જ નીરો છું. લોકોએ બળવો કર્યો છે, પેલાસ અને પોમ્પોનિયાએ રોમના લોકો પાસે બળવો કરાવ્યો છે. પણ હું ખાતરી આપું છું કે હું આપની આજ્ઞા પ્રમાણે જ વર્તવાનો. જેમને મેં માર્યા તેમને માટે હું દિલગીર છું, બળવો શાંત કરાવી દો, કોઈ બળવાખોરને હું કંઇ કરવાનો નહિ. લોકો શું માગે છે તે હું શાંતિથી સાંભળીશ." નીરો ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો.

" લોકોને શાંત કરવાને તો મારે એમની પાસે જવું જોઈએ."

" આપને હું મારે ખભે ઉપાડીને ત્યાં લઈ જઈશ."

" ના, એમ તો હું સશક્ત છું, હું ચાલીને જઈ શકીશ. પણ તારે લોકોની ઇચ્છાઓને માન આપવું પડશે. લોકો ભોળાં હોય છે, એમને પ્રેમ સિવાય કશું જોઈતું નથી હોતું, પણ તારે એમના હક્કોની ચિંતા રાખવી જોઇશે, તો જ તું એમને પ્રેમ કરી શકે."

" હું એમ જ કરીશ."

એગ્રિપીના બહાર નીકળી. ઓરડામાં પુરાઈ ને ને ત્રણ દિવસથી કંઈ ખાધેલ ન હોવાથી એનામાં કંઈક અશક્તિ આવી ગઈ હતી, પણ આખરે એનો પુત્ર સિઝરના સાચા અર્થમાં સિઝર બને છે તે જાણીને એને આનંદ થયો, એ સ્ફૂર્તિમાં આવી ગઈ.

લોકોએ એને જોઈને એના નામનો જયઘોષ કર્યો. એગ્રિપીનાએ સૌને શાંત કર્યાં. લોકોને એણે એમની માગણી પૂછી. લોકોએ કહ્યું, "આપની અને બ્રિટાનિકસની મુક્તિ એ જ અમારી માગણી છે." એગ્રિપીનાએ કહ્યું, "આપને એ કરતાં વિશેષ મળશે. આપ હવે શાંતિથી આપને સ્થાને જાઓ."

લોકો હર્ષનાદ કરતાં વીખરાઈ ગયાં.

બળવો તદ્દન સહેલાઈથી શમી ગયો. એગ્રિપીનાએ જ્યારે જાણ્યું કે પોતાના અંગત કોઈ લાભ માટે નહિ પણ માત્ર એની મુક્તિ માટે જ કેટલાંકે પોતાનાં માથાં ફોડાવ્યાં, શરીર ચગદાવ્યાં, કોરડા ખાધા ને હાડકાં ભંગાવ્યાં ને કેટલાંકે પ્રાણ સુદ્ધાં આપ્યા ત્યારે એ સ્તંભિત થઈ ગઈ. એણે લોકોને માટે શું કર્યું હતું કે લોકોએ એને છોડાવવા આટલું બધું કર્યું હતું? લોકોનાં હૃદયમાં એણે પોતાના કયા વર્તનથી આટલું બધું સ્થાન મેળવ્યું હતું? બીજા કોઈ વર્તનથી એને એ સ્થાન મળી શકત? નીરો જેવા ઉદ્ધત સિઝરને પણ એણે પગે પડવા આવવું પડશે તે સ્થિતિ આટલી સહેલાઈથી બીજી કઈ રીતે આવત? ભલે પોતે સિઝર ન બની, સિઝર બનવાની એને જરૂર પણ નથી.

એ ફરીથી લોકોને કેળવવાને ફરવા લાગી. નીરો એને નિયમિત મળવા આવવા લાગ્યો. એ નીરોને પણ એ જાતનું શિક્ષણ આપવા લાગી. પણ નીરોને એથી વધુ ઊંડું શિક્ષણ એના ભાઈબંધો તરફથી મળ્યું હતું. એ હૃદયથી બદલાય એવું નહોતું.

એણે એગ્રિપીનાને કહ્યું, "મા, તમે લોકોમાં આ રીતે ન ફરો. એથી મારા મોભાને હાનિ પહોંચે છે. હું કંઈ આપના જેવો મહાન આત્મા નથી. જો આપ આપની રીતે જ વર્તવા ઇચ્છતાં હો તો હું સિઝરપદ છોડી દેવાની ઇચ્છા રાખું છું. પછી આપની ઇચ્છા મુજબ આપ કરજો. આપ મને જે કહેવું હોય તે કહો: હું મારી મહેફિલો

બંધ કરું, મારું ચારિત્ર્ય આપ કહો તે રીતે વાળું, આપ મને રાજદ્વારી રીતે જે કરવાનું હોય તે કરવાનું કહો, ને જુઓ કે હું તેમ કરું છું કે નહિ."

એગ્રિપીનાને પુત્રનાં આ નમ્રતાથી બોલાયેલાં વચનોની અસર થઈ. એણે જોયુ જ હતું કે નીરોના વર્તનમાં એના કહ્યા વિના જ ફેર પડવા માંડ્યો હતો. એણે આકટેવિયાને પોતાના ઓરડામાં બોલાવી હતી, બ્રિટાનિકસને કોર્સિકાનો સૂબો બનાવ્યો હતો ને છાકટાવેડા પણ બંધ કર્યા હતા. એણે પુત્રની ઇચ્છાને માન આપવાનું ઇષ્ટ માન્યું.

પણ નીરો અંદરખાનેથી તો પોતાની વ્યવસ્થા મજબૂત બનાવતો હતો. માતાથી ડરીને એણે પોતાના વર્તન ઉપર દેખીતો કાબૂ મૂકયો હતો પણ છાની રીતે એ બધું કરતો હતો ને નવી યોજના વિચારતો હતો. બ્રિટાનિકસને તો દૂર પ્રાંતની સૂબાગીરીને બહાને દૂર રાખ્યો, પેલાસને પણ સ્પેનમાંના લશ્કરના બંદોબસ્ત માટે મોકલી આપ્યો, પોમ્પોનિયાને બ્રિટનના જંગલીઓને સુધારવા મોકલી આપી ને હવે એગ્રિપીના ફરીથી કેમ કાબૂમાં આવે, એને દેશવટે મોકલી દેવાય કે તલવારથી મારી નાખી શકાય તેનો બંદોબસ્ત કરતો હતો. તેણે લશ્કરની પુનર્ઘટના કરી. શેરી શેરી માટે એણે જુદી ટુકડીઓ પાડી દીધી કે જે બળવાને સમયે તત્કાલ ત્યાં પહોંચી જાય ને બળવો જાગતાં જ તેને સખત રીતે દાબી દે. જાસૂસો પણ એણે ગોઠવી દીધા. મહેલનું રક્ષકદળ પણ વધાર્યું ને મોટું કર્યું.

એને પોતાનું જોર દઢ થયેલું લાગ્યું એટલે એણે એગ્રિપીનાની બીક ઓછી કરવા માંડી. અને એક દિવસ તો એણે પોતાને બીક સુદ્ધાં નથી એ દેખાડવા પોતાના મિત્ર પોલિટિકસ સાથે જૂનાં, ગંદાં, મામૂલી સ્ત્રી પહેરે તેવાં કપડાં મોકલ્યાં ને લખ્યું : " આપને ભેટ !"

એગ્રિપીના એ 'ભેટ' જોઈને સ્તબ્ધ થઈ ગઈ !

એ ક્રોધથી થરથરવા લાગી. "જેને મેં આવડું મોટું સામ્રાજ્ય આપ્યું તે મને આ ભેટ મોકલે છે!" એ બોલી.

"રોમમાં એવાં હજારો ગરીબો છે કે જેમને આવાં વસ્ત્રો પણ પહેરવાને મળતાં નથી, અને જેમને માટે આપ સહાનુભૂતિ ધરાવો છો, ને એમના જેવાં બનવા આપ પ્રયત્ન કરો છો." પોલિક્લિટબસ બોલ્યો.

"બરાબર. આ વસ્ત્રોને હું સહર્ષ સ્વીકારું છું. આને હું હમેશાં મારી સાથે રાખીશ. આને જોઈને હું હમેશાં યાદ કરીશ કે હજારો લોકોને કેવાં વસ્ત્રો પહેરવા મળે છે ને એમને કેવાં મળવાં જોઈએ. હવે મને એનો ઉપાય વહેલો સૂઝશે." આંખોને ચમકાવીને એ ગંભીર સ્વરે બોલી.

પોલિક્લિટબસ ચાલ્યો ગયો. એગ્રિપીના વસ્ત્રને પોતાના વસ્ત્રોના કબાટમાં રાખવા ગઈ ને પાછી આવી ત્યારે એણે જોયું કે એના ઓરડાને બહારથી ભોગળ લાગી ગઈ હતી. આશ્ચર્યથી એની આંખો ફાટી રહી.

પોલિક્લિટબસે નીરોને એગ્રિપીનાનો દૃઢ ને ભયકારી વિચાર કહ્યો. નીરોએ માથું હલાવ્યું ને સેનેકાને કહ્યું, "ઇજિપ્ત માટે એક વહાણ તૈયાર કરાવજો. આપણે એને જલદીથી વિદાય કરી દઈએ." એ રાત્રે એગ્રિપીનાને થોડી ધમાલ પછી મજબૂત રીતે કબજે કરવામાં આવી ને વહાણમાં બેસાડી ઇજિપ્તને માર્ગે રવાના કરી દેવામાં આવી.

લોકો તો ત્યારે ઊંઘતાં હતાં.

નીરોને લાગ્યું કે આખરે એનો વિજય થયો.



## ૫૨

# એક નિષ્ફળતા

બે દિવસ પછી લોકો પોતાની મેળે જાણે તે પહેલાં નીરોએ જાહેર કર્યું કે એગ્રિપીના તબિયત સુધારવા માટે ઇજિપ્ત ગયેલ છે, ઓક્ટેવિયા પણ સાથે છે. અને એ વાતની પૂર્તિ તરીકે થોડા દિવસ પછી ઓક્ટેવિયાને પણ દેશવટે મોકલી દીધી.

હવે એણે દુશ્મનોને મારવાનું કામ ઝડપથી કરવા માંડયું. સ્પેનમાં અને કોર્સિકામાં મારાઓ મોકલી પેલાસ અને બ્રિટાનિકસને મરાવી નાખ્યા. બ્રિટનમાં પોમ્પોનિયાને મરાવી નાખી. રોમમાં આગેવાન ને પ્રભાવશાળી ખ્રિસ્તી સાધુઓ અને અનુયાયીઓની ધીરે ધીરે કતલ શરૂ કરી દીધી.

લોકોમાં હાહાકાર મચી ગયો. તેમણે એ જુલ્મો સામે પોકાર ઉઠાવ્યો પણ એને નીરોના વ્યવસ્થિત ને મજબૂત બનેલા લશ્કરે ક્રૂર રીતે દાબી દીધો. બે ખ્રિસ્તી ક્યાંય પણ ભેળા થયેલા દેખાય કે રાજ્યના ભાડૂતી મારાઓ એમના ઉપર તૂટી પડતા. એગ્રિપીનાનું નામ કોઈ લે કે તેને માથે ફટકાઓ પડતા.

એગ્રિપીના ઇજિપ્ત શેને માટે ગઈ એ તો સૌ સમજી જ ગયું. એ તબિયત સુધારવા પોતાની મેળે નહોતી ગઈ પણ નીરોએ એને દગાથી દેશવટે કાઢી હતી.

રાજસભાને એણે લાલચોથી નિષ્ક્રિય જ બનાવી દીધી. પોતાની આસપાસ મજબૂત રક્ષકદળ રાખ્યું ને પછી એની ચેનબાજી છૂટથી ચાલવા લાગી.

બાયાનગરમાં એ રાતદિવસ પડ્યો રહેતો. ઉનાળામાં તો આખો દરબાર ત્યાં જમાવતો. મદિરા ને માનિનીઓમાં એ તરબોળ રહેતો. સરદાર ઓથોને સ્પેનમાં મોકલી દઈ એની પત્ની પોપિયાને એણે પોતાની સખી બનાવી. પોપિયાએ પણ એને પોતાની મોહજાળમાં વીંટી લીધો. આકટે પણ દૂર રહી ગઈ.

પણ લોકોમાં જાગૃતિ આવી ગઈ હતી. તેઓએ એકવાર બળવો કરીને પોતાનું ધાર્યું કર્યું હતું એટલે એમને સફળતાની ખાતરી હતી. જરૂર હતી વ્યવસ્થિત બળવાની. તેઓ અવારનવાર ગમે તેવા જુલ્મ નીચે પણ મળતા, સરઘસો કાઢતા ને પોકારો કરતા. નીરો એમનાથી ત્રાસીને રોમની બહાર જતો પણ એને હવે પોતાના મિત્રોમાં પણ શંકા આવવા લાગી હતી. એને થતું હતું કે સેનેકા ગર્વ કરતો થઈ ગયો છે, એ રાજસભ્યોને પોતાથી વધુ-પડતા આકર્ષવાના પ્રયત્નો કરે છે, એટલે એ રોમથી બહુ વખત દૂર રહી શકતો નહિ. રોમમાં ચાલતી પ્રવૃત્તિઓને કેટલોક વખત એણે ઉવેખી, પણ તેથી તો લોકો વધુ જોરમાં આવતા હતા. દમનથી લોકો વધુ ઉશ્કેરાતા હતા, છૂટ આપવાથી વધુ છકતા હતા. નીરોને [illegible] સૂઝતો નહોતો.

એક આખું વરસ એણે આની ચિંતા ભોગવી. એને આ બધાનું મૂળ એગ્રિપીના લાગી. એનો નિશ્ચય થયો કે એગ્રિપીનાને હવે મારી

જ નાખવી. પણ જો એ ખુલ્લી રીતે એને મારી નાખે તો લોકો વધુ ઉશ્કેરાય. એણે બીજો ઉપાય વિચારવા માંડ્યો.

આજે પાછું એક તોફાન જાગ્યું હતું અને તે ય રાજમહેલના રસ્તા આગળ જ. મહેલની અગાશી ઉપર ઊભો ઊભો એ જોતો હતો કે સૈનિકો ક્રૂર રીતે લોકોને મારતા હતા, લોકો વીખરાતા હતા પણ થોડી જ વારમાં તેઓ પાછા એકઠા થઈ જતા. એને બીક લાગી કે રખે એ ટોળું વધી જાય ને મહેલ ઉપર હલ્લો કરે, મહેલને સળગાવે ને એને પણ મારી નાખે.

ગભરામણથી એ વિહ્વળ બની ગયો. અચાનક એને એક ઉપાય સૂઝ્યો. એણે સેનેકાને પોતાની પાસે બોલાવ્યો ને લોકોને જણાવવા કહ્યું કે તે એગ્રિપીનાને રોમમાં પાછી લાવવા તૈયાર છે.

સેનેકાએ આશ્ચર્ય પામીને કહ્યું, "એક વખત આપે લોકોને મચક આપી એટલે લોકોને થઈ ગયું કે એમનું ધાર્યું થઈ શકે છે, એટલે જ તેઓ હવે આટલા જોરમાં રહે છે. એમને વધુ જોરમાં લાવવા હોય તો જ એવી ભૂલ ફરીથી કરજો. આપ ધીરજ રાખશો તો આપણા સૈનિકો એમને થોડા વખતમાં દાબી દે છે તે આપ જોશો."

"મહિનાઓથી આપણે જોઈએ છીએ કે સૈનિકો એમને દાબી નથી શક્યા. હવે હું એમને બીજા ઉપાયે દાબવાનું વિચારું છું."

"એ કેવી રીતે?" સેનેકાને નીરોની બુદ્ધિ શું વિચારશે તે સમજાયું નહિ.

"મહિના પછી મારા રાજ્યાભિષેકનો વાર્ષિક દિન છે, તેના ઉત્સવમાં આપણે એગ્રિપીનાને બોલાવીએ છીએ ને પછી તેને રોમમાં પાછી લાવશું એવું લોકોને વચન આપશું ને પછી રસ્તામાં દગાથી એગ્રિપીનાને ડુબાડી દેશું." નીરોએ પોતાની યોજના કહી.

"સરસ!" સેનેકા ખુશ થયો. એ એકદમ નીચે ગયો.

સેનેકાને આવેલો જોઈને લોકો ઉત્સાહમાં આવ્યા. સેનેકાએ નીરોના શબ્દો ફેરવ્યા. લોકોએ પ્રથમ તે માન્યું નહિ પણ સેનેકાએ કહ્યું કે "તમારામાંથી જ આપણે કોઈને મોકલીએ અને એ જ રાજમાતાને તેડી લાવે, તો તો માનશો ને? તમારામાંથી એક નહિ, પાંચ નહિ, પચ્ચીસ જણને મોકલીએ. તમે કિનારા પરથી તમારા જ તૈયાર કરેલા વહાણમાં રવાના કરો. સિઝર એ બધું ખર્ચ આપશે."

"ખર્ચ તો અમે અમારામાંથી પણ ઉઘરાવી શકીએ." લોકોએ અવાજ કર્યો.

"તમારી માતાને માટે કંઈ પણ કરવાને તમે હક્કદાર છો." લોકોએ એગ્રિપીનાનો જયકાર કર્યો.

રાજસભાની અંદર એગ્રિપીનાને પાછાં લાવવાનો ઠરાવ થયો, અને એગ્રિપીનાને રાજ્યાભિષેકના ઉત્સવમાં ભાગ લેવાને આમંત્રણ આપતો પત્ર લખાયો. લોકોએ એ જાણ્યું ને એમને એમાં વિશ્વાસ આવ્યો. આમંત્રણપત્ર સાથે નીરોએ એક બીજો પત્ર પોતાના તરફથી લખ્યો, તેમાં તેણે પોતાની ભૂલની ખૂબ આજીજીપૂર્વક માફી માગી. એમાં એણે લોકોના બળનો ઉલ્લેખ કર્યો ને લખ્યું કે પોતાની એ ભ્રમણા હતી કે તેનું બળ લોકબળ કરતાં વિશેષ છે. લોકબળ એ શ્રેષ્ઠ બળ છે ઉપરાંત ઈષ્ટ બળ પણ છે એ વાતની પણ કબૂલાત કરી.

પત્રમાં એણે માતાના પ્રેમનો પણ પ્રભાવ વર્ણવ્યો ને એવી માતા પ્રત્યે પોતે જે અન્યાય આચર્યો તેનો તેણે પશ્ચાત્તાપ કર્યો. પોતાને પણ એવું પ્રેમબળ પ્રાપ્ત થાય તેવી તેણે ઈચ્છા વ્યક્ત કરી.

પત્ર એગ્રિપીનાને મળ્યો. એગ્રિપીના થોડીવાર તો એ માની ન શકી. પણ પછી એને થયું, "ના ના, અવિશ્વાસ શા માટે? હું અહીં બેઠી તો એને ઉપદ્રવ પહોંચાડી શકતી નથી, છતાં લોકોની શક્તિએ એને મને બોલાવવાની ફરજ પાડી હોય તોપણ એ એ

શક્તિને જ વશ થવા તરફ પગલાં ભરે છે. એ શક્તિથી ડરેલો તે મને હવે આથી વિશેષ શું કરશે ?"

અને એણે ફરીથી પત્ર વાંચ્યો. એમાં એણે જે પ્રેમનું વર્ણન કર્યું હતું, વચ્ચે વચ્ચે પોતાની બનાવેલી કવિતાની લીટીઓ ટાંકી હતી; તેથી એને થયું કે મારો અબુધ બાળક મેં જો એને નાનપણમાં રાક્ષસ થવાનું શિક્ષણ ન આપ્યું હોત તો કેવો સારો થઈ શકત ! એને એવું ખરાબ શિક્ષણ આપવાની તો મને જે મળે તે સજા ઓછી છે. મારા એ લાડચાગે એનું આટલું બૂરું કર્યું છે. તો હવે એ ભલે મારો સાચો પ્રેમ જુએ, ભલે મારે એને માટે મારા પ્રાણ આપવા પડે પણ એને સાચા પ્રેમનું પણ દર્શન વધુ તેજોમય રીતે દેખાડવું જોઈએ.

કોણ છે એને આ જગતમાં પ્રેમ કરનાર? હજી તો વીસ જ વર્ષની એની ઉમર છે. આ ઉમરે માત્ર ખુશામતિયાઓ ને દુષ્ટમતિ-ઓથી જ એ ઘેરાઈ ગયો છે. એની પાસે એને પ્રેમ કરે એવી પત્ની પણ નથી. એને પ્રેમના ઢોંગની ઊણપ લાગી જ જતી હશે. એ કેમ મને સાચી રીતે યાદ ન કરે ?

અગ્રિપીનાએ વિના વિલંબે જવાબ મોકલ્યો કે તે ઘણા આનંદ સાથે રાજ્યાભિષેક–ઉત્સવમાં હાજર રહેશે. સાથે પોતાની સખીઓને પણ લાવશે.

સુંદર વહાણમાં એગ્રિપીના અને તેની સખીઓ સાથે બેઠી. વહાણ ચાલતું હતું, પવનની મીઠી લહરોમાં એગ્રિપીના પુત્રના સુખદ વિચારો કરતી હતી: કિનારો નજીક દેખાતો હતો. અચાનક કંઈક થયું. શું થયું, શાથી થયું તેની કોઈને ખબર ન પડી. પણ વહાણ જોરથી ડોલવા લાગ્યું. સઢો તૂટી ગયા, ખલાસીઓ આમતેમ ગબડી પડચા ને એમના હાથમાંથી હલેસાં ને સુકાન એકાએક છૂટી ગયાં. ખલાસીઓ કૂદી કૂદીને પાણીમાં પડચા. બીજાંઓ ખલાસીઓનું

અનુકરણ કરવા ગયાં પણ એ જ વખતે વહાણની ઓરડીની છત તૂટી ને સૌ એની નીચે દબાઈ ગયાં.

છત તૂટતાં વહાણ એક બાજુ નમ્યું ને ઊંધું વળી ગયું. અંદર બેઠેલાંઓ પાણીમાં પડયાં ને ચિચિયારીઓ મચી ગઈ. પાણીમાં બધા ખલાસીઓના હાથમાં લાકડાં ને હલેસાં હતાં તે લઈને તેઓ આગળ આવ્યા. એક ઠેકાણેથી બૂમ સંભળાઈ, "બચાવો, હું રાજમાતા છું, હું ડૂબું છું, મને બચાવો," બધા એની તરફ ગયા. ત્યાં જઈને એમણે ડૂબકાં ખાતી વ્યક્તિને ઘેરી લઈ તેના ઉપર લાકડાંનો મારો ચલાવ્યો. થોડી જ વારમાં બૂમો શાંત થઈ ગઈ ને એક શબ પાણી ઉપર તરવા લાગ્યું. ખલાસીઓએ કામ પૂરું થયાનો સંતોષ લીધો ને રાજમાતાને મારી નાખ્યાની વધાઈ ખાવા સિઝર પાસે પહોંચવા તેઓ ઝટપટ તરીને કિનારે આવવા લાગ્યા.

પણ એમણે વ્યક્તિને ઓળખવામાં ભૂલ કરી હતી. જે મરી હતી તે તો એસીરોનિયા–એગ્રિપીનાની જૂની દાસી હતી. એગ્રિપીના બચી જાય તે માટે તેણે સૌનું એવી ખોટી બૂમોથી પોતાની તરફ ધ્યાન ખેંચ્યું હતું ને મોતને વહાલું ગણ્યું હતું.

એગ્રિપીના તરવામાં નાનપણથી જ હોશિયાર હતી. તે તો ઝપાટાબંધ તરીને કિનારે આવતી હતી. એ વખતે પાણીમાંથી જ એણે દૂરથી કિનારે નીરોને ઊભેલો જોયો. નીરો પોતાની માતાનું સ્વાગત કરવા છેક આટલે સુધી સામે આવ્યો છે એ જાણીને એના હર્ષનો પાર ન રહ્યો. એણે વધુ જોરથી શેલારા મારવા માંડયા.

પણ નીરો પોતાની કાચી આંખોએ એગ્રિપીનાને જોઈ ન શકયો. એણે તો ગોઠવણ મુજબ વહાણને તૂટતું જોયું, લોકોએ પણ જોયું ને એગ્રિપીનાનું શું થશે તેની ચિંતા દર્શાવી ત્યારે તેણે માન્યું

કે પોતે હવે લોકોની શંકાનું નિમિત્ત થવામાંથી છૂટયો ને વધુ વાર ત્યાં ઊભો ન રહેતાં હર્ષ ઠાલવવા મિત્રો પાસે ગયો.

એગ્રિપીના કિનારે આવી ને નીરોની તેણે ઉમંગથી ખબર પૂછી. જ્યારે એણે જાણ્યું કે નીરો તો માતાના મૃત્યુનો શોક અનુભવીને નજીકના મકાનમાં ચાલ્યો ગયો ત્યારે એણે કહ્યું, "કોઈ જલદી જાઓ ને ખબર આપો કે એની માતા જીવતી રહી છે."

નીરોએ સમાચાર જાણ્યા. યોજના નિષ્ફળ ગઈ!

એ ધૂંવાંપૂંવાં થઈ ગયો. નિષ્ફળતાના સમાચારે એનામાં રહેલી ઈર્ષાની આગને બમણી પ્રજ્વલિત કરી. એણે ત્રાડ મારી, "જાઓ, ભાગો, મરી જાઓ નાલાયકો!"



## ૫૩

# જીવનનું ઝેર

કેટલી સરસ યોજના હતી! બધું બરાબર અને બરાબર સમયે થયું હતું. વહાણમાં રખાવેલ બાકોરું બરાબર ખોલી દેવાયું હતું, સઢ બરાબર સમયે તોડી નાખવામાં આવ્યા હતા, ઓરડીની છત પણ બરાબર પડી હતી ને વહાણ પણ બરાબર ઊંધું વળ્યું હતું ને છતાં કોઈને કશી શંકા જાય એમ નહોતું. પણ એક જ ભૂલ થઈ ગઈ.

નીરો એ સમયે નિષ્ફળતાના ઉત્તાપથી એટલો વ્યગ્ર થઈ ગયો હતો કે જો એગ્રિપીના ત્યારે ત્યાં હોત તો એ એની સામે તલવાર લઈને ધસી ગયો હોત ને એની છાતીમાં તે ખુતાડી દીધી હોત. ભવિષ્યના પરિણામનો એ ત્યારે વિચાર જ ન કરી શકયો હોત. એ પોતાની મનઃસ્થિતિ સમજી ગયો ને એવું અહીં ન બની જાય તે માટે એગ્રિપીના એની સામે આવે તે પહેલાં ત્યાંથી નીકળી જવાનો એણે નિર્ણય કર્યો. ચાર સાથીદારોને લઈને એ બાયાનગર તરફ નીકળી પડયો ને કહેતો ગયો કે "એગ્રિપીનાને લઈને જલદી આવો."

રસ્તામાં એ વિચાર કરતો હતો કે એગ્રિપીનાને કેવી રીતે મારવી?

વિચારમાં જ એ ઘોડાને દોડવ્યે રાખતો હતો ત્યાં ઘોડાની હડફેટે કશું આવ્યું. ઘોડો જરા અટકી ગયો. કંટાળાથી નીરોએ નીચું જોયું તો એક ડોશી ઘોડા નીચે ચગદાઈ ગઈ હતી. એના હાથમાંથી એક પોટલી છૂટી પડી ગઈ હતી. એ એકદમ ઘોડાથી નીચે ઠેકો પડયો, જોવા માટે કે આવે સ્થળે આવી ડોશી કોણ છે ને એની પોટલીમાં શું છે–કદાચ કંઈક જાણવા જેવું મળે.

એને નીચે ઊતરેલો જોઈને મુડદા જેવી બનેલી ડોશી જોર કરીને ઊભી થઈ ને "નહિ, નહિ લેવા દઉં એ" કરતી ગાંડીની પેઠે પોટલીને વળગી પડી ને બાચકાં ભરી પોટલીમાંથી કંઈ કાઢી કાઢીને ઝટપટ મોંમાં મૂકવા લાગી.

"પકડો, લઈ લો એની પોટલી!" નીરોએ સાથીદારોને બૂમ મારી. બધા નીચે ઊતરી પડયા.

"નહિ દઉં, નહિ દઉં, મને પકડશો નહિ, હું કાંઈ લોકસ્ટા નથી કે મારી પાસે ઝેર હોય. મારી પોટલીમાં ઝેરની પડીકીઓ નથી. તમારે કોઈને મારવું હોય તો તે માટે એ લેવા ન આવશો. હું લોકસ્ટા નથી. મારી પાસે ઝેર નથી. આને લેવાની મહેનત ન કરો, ન કરો. આ ઝેરથી મૃત્યુ થતું નથી પણ નવી જિંદગી મળે છે. આ મૃત્યુનું ઝેર નથી, આ જીવનનું ઝેર છે. તમે કલોડિયસ ઉપર આની અસર જોઈ હશે. એ આનાથી મૃત્યુ પામ્યો એમ તમે કહો છો ? ના, એ તો અમર બની ગયો, હું પણ આ ખાઈ જઉં છું ને મને મરેલીને આ જીવન આપશે. તમે કોઈને મારવા માટે આ આપવા જશો તો નિરાશા પામશો, કારણ કે આ તો જીવન આપનાર ઝેર છે." બોલતી બોલતી ને દડતી દડતી દૂર ભાગતી ડોશી પોટલીમાંના પદાર્થના ફાકડાઓ ભરતી જતી હતી. પણ એનું બોલવું ને ભાગવું નિરર્થક થયું.

સાથીદારોની મદદથી નીરોએ એને પકડી ત્યારે એનામાં શેતાનની તાકાત ભરી હોય તેમ તે એમના હાથમાં ઊછળતી હતી. થોડીવાર સખત ધમાચકડી ચાલી, પણ અચાનક એક ક્ષણે ડોશીનાં અંગો સંકોચાઈ ગયાં. એના હાથમાંથી પોટલી છૂટી પડી ગઈ. નીરોએ એ લઈ લીધી.

એ લીધા પછી સૌનું ધ્યાન ડોશીના શરીર તરફ ગયું. આગમાં બળતું હોય તેમ શરીર બળતું લાગ્યું. ને થોડીવાર પછી આખું શરીર બળી ગયેલી સીંદરી જેવું થઈ ગયું. નીરો અને એના મિત્રો આશ્ચર્યથી આખો ક્રમ જોઈ રહ્યા.

"ભયંકર ઝેર આ હોવું જોઈએ." તેઓ બોલ્યા.

પછી એમણે પોટલી ઉખેડી. માત્ર થોડી ભૂકી જ રહી હતી. અંદર પડીકીઓ કે ગોળીઓ એક પણ સાજી નહોતી.

આ હતી રાજમહેલમાંથી નાસી છૂટેલી લોકસ્ટા. જીવનને કાંઠે આવતાં આવતાં પણ એણે રોમ જેવા સામ્રાજ્યની બાદશાહ જેવી વ્યકિતનું પોતાની મુકિતની લાલચે મૃત્યુ નિપજાવવામાં ભાગ લીધો, એના પરિતાપે એ ગાંડી બની આજ સુધી જંગલમાં આથડતી રહી. આજે એ નીરોની હડફેટે આવી ગઈ. નીરો તો આનંદ પામ્યો કે એગ્રિપીનાને મારવા માટે સુંદર વસ્તુ એને મળી ગઈ.

બીજે દિવસે એગ્રિપીના ઉતાવળી ઉતાવળી બાયાનગર આવી ગઈ. નીરો ઉત્સુકતાથી એની રાહ જોતો હતો. એ તરત જ એના નિવાસસ્થાને માણસને લઈને દોડયો. પુત્રને એગ્રિપીનાએ આવતો જોયો. હર્ષથી ઊભી થઈને એ સામે આવી.

"નીરો!" ગદ્દગદિતતાથી રૂંધાઈ જતા અવાજે એ એને ભેટવા દોડી. નીરો એટલા બધા ગુસ્સામાં હતો કે એને એ પ્રેમનો આવેશ

પણ અસહ્ય થઈ પડ્યો. દૂર હઠીને એણે સાથેના વિન્ડેક્સ નામના મિત્રને હુકમ કર્યો, "મારો એને!"

પુત્રનો હુકમ સાંભળતાં જ એગ્રિપીના ત્યાંથી ખસીને ભીંતભર થઈ ગઈ. આશ્ચર્યથી એની આંખો ફાટી રહી. "હા, સાચું કહ્યું. જેણે રાક્ષસને ધાવણ પાયું ને ઉછેર્યો તેને એ જ મળવું જોઈએ. મારો, મારો, રાક્ષસને પેદા કરનારી આ માને!" અને એ આગળ આવી.

પણ વિન્ડેક્સ કે બીજા કોઈ એના ઉપર હાથ ન ઉગામી શક્યા.

"પ્રભાવ પાડવાની રીતો તો સારી છે!" નીરોએ કટાક્ષ કર્યો, ને પછી જાતે એક પડીકી ધરીને આગળ આવ્યો. "પણ આજે તારો હું આ છેલ્લો જ દિવસ કરવાનો છું. ઉડાવ આ! ખાઈ જા!" પડીકી એણે વિન્ડેક્સને આપી.

એગ્રિપીનાએ ગંભીરતાથી વિન્ડેક્સની પાસેથી પડીકી લઈ લીધી, ખોલી, જોઈને એણે સ્મિત કર્યું ને આનંદથી બોલી, "વાહ! મને જે જોઈએ એ જ મળે છે. મારો જીવનદાતા!"

પછી નાર્સિસસને એણે યાદ કર્યો. નાર્સિસસને તો કોઈ ઉપર ઉદારતા બતાવવાનો પણ આનંદ મળ્યો હતો. એ આનંદ તો એગ્રિપીનાને ન મળ્યો, કારણ કે એનું આખું જીવન નાર્સિસસ જેવું નહોતું. પણ એને થયું કે એ ઘણા ઉચ્ચ હેતુને વધુમાં વધુ સારી રીતે ફલદાયી કરવા, નવા જીવનની પ્રાપ્તિ અર્થે જ, પોતાના પ્રાણ આપે છે, ને એના ખૂની માટે એના દિલમાં જરા પણ રોષ નથી, પણ ભરપૂર પ્રેમ જ છે.

"પિતા, તું એને માફ કરજે, કારણ કે એ જાણતો નથી, એ શું કરે છે!" કહીને એગ્રિપીનાએ પડીકી મોંમાં મૂકી દીધી.

એ કાતિલ ઝેરે થોડી જ વારમાં એના શ્વાસને રૂંધી લીધા, એની નસોને તોડી નાખી ને એ મૃત્યુ પામી.

પણ મૃત્યુ વખતે એના ચહેરા પર સંપૂર્ણ શાંત અને નિર્દોષ ભાવો હતા—જેવા ભાવો લઈને એ જન્મી હતી.

નીરો જરા વાર સ્તંભિત થઈને જોઈ રહ્યો, પણ પછી તુરત જ ભયંકર હાસ્ય કરીને, " ફતેહ, ફતેહ, આજનો દિવસ ઊજવો " એમ બૂમો મારતો એ બહાર દોડયો.



# ઉપસંહાર

એગ્રિપીનાના મૃત્યુ પછી નીરો નિરંકુશ બન્યો. સેનેકા નિર્ભયતાથી એને એનાં દુષ્કૃત્યોમાં સાથ ને પ્રોત્સાહન આપવા લાગ્યો. બળવો કરવાની ધમકી આપતી ને કરતી પ્રજાને તેણે ક્રૂરતાથી કચડવા માંડી. માતાના શબને એણે અગ્નિસ્પર્શ પણ આપ્યો નહિ કે દફનાવ્યું પણ નહિ. માતાના એકેએક પક્ષકારને, ક્લૉડિયસના કે જૂના રાજવંશના એકેએક વંશજને એણે વીણી વીણીને મારી નાખ્યો. ખ્રિસ્તીઓને અસહ્ય જુલ્મો કરી નામશેષ જેવા કર્યા. ઑક્ટેવિયાનું કરુણ રીતે મોત નિપજાવ્યું, ત્યારપછી આક્ટેને પણ પોપિયાની ભંભેરણીમાં ને મોહજાળમાં ફસાઈને મારી નાખી. પછી એને લાગ્યું કે એના મિત્રો એની ઇચ્છાઓને તાબે નથી થતા, તેઓ પોતે સત્તાવાન થવાનો પ્રયત્ન કરે છે, એટલે મિત્રોને પણ એણે મારવા માંડ્યા. ટેગેલિનસ–જે એક અતિ હલકટ માણસ હતો તેને એણે સેનેકાનું સ્થાન આપ્યું ને સેનેકાને મારી નાખ્યો. એવી રીતે બુરસને પણ મારી નાખ્યો. વ્યક્તિત્વવાળા કેટલા ય સૂબાને એણે મારી નાખ્યા.

નાચરંગ અને મોજશોખમાં એની બરોબરી કોઈ કરી શકે એમ નહોતું. પોપિયાને સાથે રાખી તે હાર્પ વગાડ્યા કરતો ને પોતાની બનાવેલી ગમે તેવી કવિતાઓ ગાયા કરતો. અચાનક એક દિવસ આખા રોમને એક ભયંકર આગે ઝડપી લીધું, જાણે મૃત ટાઈબેરિયસની ઇચ્છા પૂર્ણ થતી હોય તેમ રોમ આગમાં ખાખ થતું હતું. નીરોએ નગર બહારના પોતાના મહેલમાંથી એનો પ્રકાશ જોયો. પણ પ્રકાશ જોઈ ને એ ઊલટો રંગમાં આવી ગયો. આટલો બધો એ પ્રકાશ શાનો છે તે જાણવાની એણે પરવા સુદ્ધાં ન કરી. એ તો રંગમાં આવીને પોતાનું હાર્પ વધુ ને વધુ ઉત્સાહમાં બજાવવા લાગ્યો. એને ખબર મળ્યા કે રોમ સળગી જાય છે ત્યારે પણ એણે એને બચાવવાનો પ્રયત્ન કરવાને બદલે આનંદથી હાર્પ જ વગાડ્યા કર્યું, અને રોમનાં લાખો માણસો ઘર ને રોટી વિનાનાં બન્યાં.

પણ આખરે એના જુલ્મનો અંજામ – પ્રજાનો બળવો આવી પહોંચ્યો. એગ્રિપીનાએ જે મશાલ આપી હતી તે મશાલના પ્રતાપે લોકોએ બળવાની આગને ચેતાવી.

પ્રજા ઊઠી છે એ જાણીને સ્પેનથી ગાલ્બા ને ઓથો આવ્યા. તેમણે બળવાની આગેવાની લીધી. નીરોનો કોઈ મિત્ર રહ્યો નહોતો, નીરોનું કોઈ રહ્યું નહોતું. એને અત્યારે જ પોતાની સાચી સ્થિતિનું ભાન થયું. પણ હવે ઉપાય શો? આખી જિંદગી જેણે દમનના જ વિચારો કર્યા હતા તેને અત્યારે પ્રજાને ચરણે ઝૂકતાં આવડ્યું નહિ–એ નાઠો.

પણ નાસતાં નાસતાં યે એને બીક પેઠી. સિઝરનાં કપડાં પહેરીને એ નાસે ક્યાં? એની પાસે એવું એક પણ કપડું નહોતું કે જેમાં એ સાદાઈ દેખાડી શકે. કપડાંને એણે ફાડી નાખ્યાં, ગંદાં કર્યાં, તોપણ તેની અંદરની બાદશાહી છુપાઈ નહિ, એટલે એ એક ગુલામને

પગે પડી ગયો. 'તારાં કપડાં આપ! આ લે, મારાં આ કીમતી કપડાં, એના હજારો સિસ્ટેરો ઊપજશે.' પણ જવાબમાં ગુલામ હસ્યો, એણે એની મશ્કરી કરી.

આખરે નીરો પકડાયો. એણે ઇચ્છા કરી કે પોતાને ક્યાંકથી ઝેર મળી જાય, ઝેરમાં એને જીવન ભાસ્યું. પણ ઝેર એને મળ્યું નહિ–એને મળ્યું નફ્ફટ મૃત્યુ.

ઈ. સ. ૬૪માં ત્રીસ વર્ષની ઉમરે એનું મૃત્યુ થયું.



## આરોગ્ય

| | | |
|---|---|---|
| ૧ | દર્દો, દવાઓ ને ડાક્તરો | ૧—૪—૦ |
| ૨ | અપચાના સહેલા ઉપાયો | ૦—૪—૦ |
| ૩ | શરદી અને સળેખમ | ૦—૬—૦ |
| ૪ | વજન શી રીતે વધારવું? | ૦—૪—૦ |
| ૫ | કબજિયાત | ૦—૪—૦ |
| ૬ | આંખોનું આરોગ્ય | ૦—૪—૦ |
| ૭ | નિસર્ગોપચાર ભા. ૧ | ૧—૦—૦ |
| ૮ | આદર્શ ખોરાક કોને કહેવો? | ૦—૪—૦ |
| ૯ | નિસર્ગોપચાર અને જલોપચાર ભા. ૧ | ૦—૪—૦ |
| ૧૦ | પહેલું સુખ | ૦—૪—૦ |
| ૧૧ | ખોરાકની પસંદગી | ૦—૪—૦ |
| ૧૨ | કસરત, મહેનત અને રમત | ૦—૪—૦ |
| ૧૩ | નિસર્ગોપચાર ભા. ૨ | ૦—૫—૦ |
| ૧૪ | કલેજાના રોગો | ૦—૮—૦ |
| ૧૫ | વેક્સિનેશન કે સેનિટેશન? | ૦—૬—૦ |
| ૧૬ | લાંબું ચાલો અને લાંબું જીવો | ૦—૬—૦ |
| ૧૭ | નિસર્ગોપચાર ભા. ૨ | ૨—૪—૦ |
| ૧૮ | નિસર્ગોપચાર અને ઉગ્ર રોગો | ૧—૦—૦ (૧૮–૨૧) |
| ૧૯ | દાંતના દર્દો | |
| ૨૦ | મીઠું: એનો સદુપયોગ અને દુરુપયોગ | |
| ૨૧ | હવા, પ્રકાશ અને વાતાવરણ | |

## બાલસાહિત્ય

| | | |
|---|---|---|
| ૧ | શંકરાચાર્ય | ૦—૨—૬ |
| ૨ | રંગરંગ વાદળિયાં | ૦—૨—૦ |
| ૩ | નાનાં છોકરાં | ૦—૧—૬ |
| ૪ | પ્રવાસપત્રો | ૦—૪—૦ |
| ૫ | આપણાં ભાંડુઓ | ૦—૮—૦ |
| ૬ | હજીયે મને સાંભરે છે | ૦—૩—૦ |
| ૭ | છીપલાં | ૦—૪—૦ |
| ૮ | બારદરિયે | ૦—૮—૦ |
| ૯ | કલગી | ૦—૫—૦ |
| ૧૦ | દરિયાના મામલા | ૦—૨—૦ |

'સોપાન'ની
રાજકીય નવલ

'જીવનનું' ઝેર
પછી

# પુણ્ય પ્રવાહ

અંજલિ ગ્રંથમાં

શ્રી. કાકાસાહેબ કાલેલકરના
પ્રવેશક સાથે

આ એક રાજકીય નવલકથા છે. આમાં ભારતવર્ષના છેલ્લાં વીસ વર્ષના રાજકીય જીવનના પ્રવાહો આલેખાયેલા છે. એક રીતે જોઈએ તો આ કથા જનતાની કથા છે. આપણા રાજકીય નેતાઓ આ નવલકથાનાં પાત્રો છે. આપણો દેશ હિંસામાંથી અહિંસામાં પ્રવાસ કરે છે તે આ વાર્તાનું મધ્યવર્તી તત્ત્વ છે.

ભારતી સાહિત્ય સંઘ
પો. બો. ૭૩ : અમદાવાદ

ગાર્ડીઅન પ્રિ. અમદાવાદ.